બનેલ જડ પુદ્ગલોની ભક્તિને નિષ્ફળ યાને પાપવર્ધક માનવી, એ તો તેમ માનનારની ટૂંકી બુદ્ધિનું જ પરિણામ કહી શકાય નામ જો કલ્યાણકર છે, તો એ નામ જે આકારનું છે તે આકાર અધિક કલ્યાણકર છે–એમાં કોઈ પણ સમજદારના બે મત હોઇ શકે જ નહિ

સાવદ્ય–નિરવદ્યનો વિચાર :

'નામની ભક્તિ નિરવદ્ય છે અને આકારની ભક્તિ સાવદ્ય છે'–એવો તર્ક કરનારાઓ સાવદ્ય–નિરવદ્યના ભેદને સમજી શક્યા નથી ભક્તિ કે ગુણપ્રાપ્તિના કોઈ પણ કાર્યને સાવદ્ય કહેવું, એ શ્રી જૈનશાસનને સમ્મત નથી. એટલું જ નહિ, કિન્તુ કોઈ પણ શિષ્ટજનનેય એ કથન સમ્મત થઈ શકે તેમ નથી અધિક સાવદ્યથી વિરમવા માટેના અલ્પ સાવદ્યનું સેવન–એને પણ જો સાવદ્યનું કાર્ય માનવામાં આવે, તો તો આ જગતમાં નિરવદ્ય કાર્ય કોઈ પણ રહેશે જ નહિ અથવા એક જ રહેશે, કે જેની અંદર હાથ–પગ હલાવ્યા સિવાય શૂન્યપણે બેસી કે સૂઈ રહેવાનું હોય બીજા શબ્દોમાં એક મૃતાવસ્થા જ નિરવદ્ય તરીકે બાકી રહેશે. જીવત અવસ્થા માત્ર સાવદ્ય છે એ દશાનો આરોપ ભક્તિ કે ગુણપ્રાપ્તિના કાર્યમાં કરી નાખવા તૈયાર થવું, એ તો ભક્તિશૂન્ય અને ગુણશૂન્ય રહેવા અને રાખવાનો જ એક રાજમાર્ગ છે બાલક અજ્ઞાન અને રમત–ગમત કરવાના સ્વભાવવાળો હોય છે એને જ્ઞાની બનાવવાનો પ્રયત્ન કરવા છતાં, એના રમવાના સ્વભાવને લીધે એ શીઘ્ર

જ્ઞાની ન બની શકે, તો પણ તેટલા માત્રથી બાળકને અજ્ઞાની બનાવવાનો આરોપ, ભણાવવાનો પ્રયત્ન કરનાર શિક્ષક ઉપર મૂકી શકાય નહિ. શિક્ષક ઉપર તેવો આરોપ મૂકી દેવો એ જેટલું અઘટિત છે, તેટલું જ અઘટિત સદા સાવદ્ય જીવનને જ ધારણ કરનાર ભક્તિમાન આત્માની ભક્તિની ક્રિયાને સાવદ્ય કહેવી તે છે. માંસભોજી આત્માની માંસભોજનની ટેવ છોડાવવાને માટે, કોઈ ઉપકારી તેને જો વનસ્પતિ–આહાર લેવાની સલાહ આપે, તો તેટલા માત્રથી વનસ્પતિ ખાનાર કે ખાવાની સલાહ આપનાર હિંસક છે કે હિંસક બની જાય છે–એવી માન્યતા, દિવાના સિવાય બીજા કોઈને ન હોઈ શકે! અથવા વારાંગના સ્ત્રી પતિવ્રતા બનવા પ્રયાસ કરે કે ચોરીનો ધંધો છોડવા માટે કોઈ આદમી ધંધે ચઢવા પ્રયાસ કરે, તેથી તે પાપી કે હિંસક બની જાય છે, એમ કહેવું જેટલું સમજણ વિનાનું તથા ઉપહસનીય છે, તેટલું જ ઉપહાસને પાત્ર ત્રસજીવનિકાયની હિંસાથી પણ સર્વથા નહિ વિરમેલા આત્માઓ, તે હિંસાથી વિરમવા માટે ત્રસની અપેક્ષાએ અત્યલ્પ હિંસા જેમાં રહેલી છે એવા પદાર્થો વડે ઉપાસ્યની ભક્તિ કરે તથા સર્વ જીવનિકાયના વધથી વિરામ પામવા રૂપ સર્વવિરતિ–સ્વરૂપ મહાન ગુણની પ્રાપ્તિને નિકટ લાવવા માટે ઉદ્યમ કરે, તે કાર્ય હિંસાનુ છે કે તેથી તે સાવદ્યને આચરે છે–એમ કહેવું, તે છે. ઉપાસ્યના આકારની ભક્તિ માટે ઉપાસક જે હિંસા કરે છે, તે હિંસા ભક્તિ–નિમિત્તક નથી, કિન્તુ ઉપાસકના સ્વાભાવિક હિંસક જીવનને જ આભારી છે. ઉપા-

બનેલ જડ પુદ્ગલોની ભક્તિને નિષ્ફળ યાને પાપવર્ધક માનવી, એ તો તેમ માનનારની ટૂંકી બુદ્ધિનું જ પરિણામ કહી શકાય નામ જો કલ્યાણકર છે, તો એ નામ જે આકારનું છે તે આકાર અધિક કલ્યાણકર છે-એમાં કોઈ પણ સમજદારના બે મત હોઇ શકે જ નહિ.

સાવદ્ય-નિરવદ્યનો વિચાર :

'નામની ભક્તિ નિરવદ્ય છે અને આકારની ભક્તિ સાવદ્ય છે '-એવો તર્ક કરનારાઓ સાવદ્ય-નિરવદ્યના ભેદને સમજી શક્યા નથી ભક્તિ કે ગુણપ્રાપ્તિના કોઈ પણ કાર્યને સાવદ્ય કહેવું, એ શ્રી જૈનશાસનને સમ્મત નથી : એટલું જ નહિ, કિન્તુ કોઈ પણ શિષ્ટજનનેય એ કથન સમ્મત થઈ શકે તેમ નથી. અધિક સાવદ્યથી વિરમવા માટેના અલ્પ સાવદ્યનું સેવન-એને પણ જો સાવદ્યનું કાર્ય માનવામાં આવે, તો તો આ જગતમાં નિરવદ્ય કાર્ય કોઈ પણ રહેશે જ નહિ અથવા એક જ રહેશે, કે જેની અંદર હાથ-પગ હલાવ્યા સિવાય શૂન્યપણે બેસી કે સૂઈ રહેવાનું હોય બીજા શબ્દોમાં એક મૃતાવસ્થા જ નિરવદ્ય તરીકે બાકી રહેશે જીવંત અવસ્થા માત્ર સાવદ્ય છે એ દશાનો આરોપ ભક્તિ કે ગુણપ્રાપ્તિના કાર્યમાં કરી નાખવા તૈયાર થવું, એ તો ભક્તિશૂન્ય અને ગુણશૂન્ય રહેવા અને રાખવાનો જ એક રાજમાર્ગ છે બાલક અજ્ઞાન અને રમત-ગમત કરવાના સ્વભાવવાળો હોય છે. એને જ્ઞાની બનાવવાનો પ્રયત્ન કરવા છતાં, એના રમવાના સ્વભાવને લીધે એ શીઘ્ર

જ્ઞાની ન બની શકે, તો પણ તેટલા માત્રથી બાળકને અજ્ઞાની બનાવવાનો આરોપ, ભણાવવાનો પ્રયત્ન કરનાર શિક્ષક ઉપર મૂકી શકાય નહિ. શિક્ષક ઉપર તેવો આરોપ મૂકી દેવો એ જેટલું અઘટિત છે, તેટલું જ અઘટિત સદા સાવદ્ય જીવનને જ ધારણ કરનાર ભક્તિમાન આત્માની ભક્તિની ક્રિયાને સાવદ્ય કહેવી તે છે. માંસભોજી આત્માની માંસભોજનની ટેવ છોડાવવાને માટે, કોઈ ઉપકારી તેને જો વનસ્પતિ–આહાર લેવાની સલાહ આપે, તો તેટલા માત્રથી વનસ્પતિ ખાનાર કે ખાવાની સલાહ આપનાર હિંસક છે કે હિંસક બની જાય છે–એવી માન્યતા, દિવાના સિવાય બીજા કોઇને ન હોઇ શકે ! અથવા વારાંગના સ્ત્રી પતિવ્રતા બનવા પ્રયાસ કરે કે ચોરીનો ધંધો છોડવા માટે કોઈ આદમી ધંધે ચઢવા પ્રયાસ કરે, તેથી તે પાપી કે હિંસક બની જાય છે, એમ કહેવું જેટલું સમજણ વિનાનું તથા ઉપહસનીય છે, તેટલું જ ઉપહાસને પાત્ર ત્રસજીવનિકાયની હિંસાથી પણ સર્વથા નહિ વિરમેલા આત્માઓ, તે હિંસાથી વિરમવા માટે ત્રસની અપેક્ષાએ અત્યલ્પ હિંસા જેમાં રહેલી છે એવા પદાર્થો વડે ઉપાસ્યની ભક્તિ કરે તથા સર્વ જીવનિકાયના વધથી વિરામ પામવા રૂપ સર્વવિરતિ–સ્વરૂપ મહાન ગુણની પ્રાપ્તિને નિકટ લાવવા માટે ઉદ્યમ કરે, તે કાર્ય હિંસાનું છે કે તેથી તે સાવદ્યને આચરે છે–એમ કહેવું, તે છે. ઉપાસ્યના આકારની ભક્તિ માટે ઉપાસક જે હિંસા કરે છે, તે હિંસા ભક્તિ–નિમિત્તક નથી, કિન્તુ ઉપાસકના સ્વાભાવિક હિંસક જીવનને જ આભારી છે [illegible]

મુસ્લીમ બહારથી મૂર્તિપૂજક નહિ હોવા છતા જેમ હૃદયથી ઇષ્ટની મૂર્તિનો પૂજક છે, તેમ એક આર્યસમાજી, બ્રહ્મસમાજી કે પ્રાર્થનાસમાજી. કબીરપંથી, નાનકપંથી કે તેરાપંથીનું હૃદય પણ ઇષ્ટની મૂર્તિની ભક્તિને અવગણી શકતુ નથી પોતાના ઇષ્ટ અને આરાધ્યના આકાર કે ચિત્રના અપમાનને તેમાનો કોઈ પણ સહન કરી શકતો નથી મૂર્તિપૂજક કે અપૂજક-બનેને તેવા પ્રસગે એક સરખી આતરિક વેદના થાય છે છતા જ્યારે આકારને નહિ માનવાની વાતો થાય છે, ત્યારે એમ જ લાગે છે કે-તેવી વાતો કેવળ અજ્ઞાનજન્ય જ છે વિશ્વના પદાર્થોની વાસ્તવિક વ્યવસ્થાના અજ્ઞાનમાથી જ એવી વાતો જન્મેલી હોય છે

પદાર્થ માત્રની ચાર સ્થિતિ :

વિશ્વના પદાર્થ માત્ર ઓછામા ઓછી ચાર સ્થિતિવાળા હોય છે નામ, આકાર, પિંડ અને વર્તમાન અવસ્થા વસ્તુની વર્તમાન ભાવ-અવસ્થા જેમ વસ્તુનો બોધ કરાવે છે, તેમ તે જ વસ્તુની ભૂત અને ભાવિ અવસ્થા, તે વસ્તુનો આકાર અને તે વસ્તુનું નામ પણ, વસ્તુનો જ બોધ કરાવે છે

કાર્ય-કારણ આદિ સબધો :

આ દુનિયામા પ્રત્યેક વસ્તુને અન્ય વસ્તુ સાથે કોઈ ને કોઈ પ્રકારનો સબધ હોય જ છે એ સબધો અનેક પ્રકારના હોય છે કોઇ સંબધ કાર્ય-કારણ રૂપ હોય

છે, તો કોઈ જન્ય–જનક રૂપ હોય છે. કોઈ સ્વ–સ્વામિત્વ રૂપ હોય છે, તો કોઈ તાદાત્મ્ય અને તદુત્પત્તિ રૂપ પણ હોય છે. વહ્નિ અને ધૂમનો કાર્ય–કારણ રૂપ સંબંધ છે તથા કુલાલ અને ઘટનો જન્ય–જનક રૂપ સંબંધ છે. શેઠ અને નોકરનો સ્વ–સ્વામિત્વ રૂપ, ઘટ અને ઘટના સ્વરૂપનો તાદાત્મ્ય રૂપ તથા ઘટ અને મૃત્તિકાનો તદુત્પત્તિ રૂપ સંબંધ હોય છે. એ જ રીતે શબ્દ અને અર્થનો તથા સ્થાપના અને સ્થાપ્યનો પણ પરસ્પર સંબંધ છે અને તેને અનુક્રમે વાચ્ય–વાચક તથા સ્થાપ્ય–સ્થાપક સંબંધ કહેવાય છે. જેમ ધૂમના જ્ઞાનની સાથે તેના કારણ રૂપ અગ્નિનું જ્ઞાન પણ જ્ઞાતાને થાય છે, પરંતુ તેના કારણ તરીકે અગ્નિ સિવાય અન્ય વસ્તુનું જ્ઞાન થતું નથી: અથવા–જેમ ઘટને જોતાંની સાથે તેના ઉત્પાદક તરીકે કુલાલનું જ્ઞાન થાય છે: પણ અન્યનું જ્ઞાન થતું નથી: અગર તો તેના ઉપાદાન તરીકે મૃત્તિકાનું જ જ્ઞાન થાય છે, પરંતુ તંતુ આદિનું જ્ઞાન થતું નથી: તેમ–અગ્નિ કે ઘટ શબ્દ સાંભળતાંની સાથે પોતાને અગ્નિ અને ઘટનો જ નિશ્ચિત બોધ થાય છે, પરંતુ તે સિવાયના પદાર્થોનો બોધ થતો નથી: અથવા–અગ્નિ કે ઘટનું ચિત્ર જોતાં જોનારને અગ્નિ અને ઘટનું જ સ્મરણ થઈ આવે છે, પરંતુ ઈતર પદાર્થોનું સ્મરણ થતું નથી! એ વાત નિશ્ચિતપણે એમ જણાવે છે કે–' કાર્ય–કારણાદિ સંબંધોની જેમ વસ્તુના વાચ્ય–વાચક અને સ્થાપ્ય–સ્થાપક આદિ સંબંધો પણ વિદ્યમાન જ છે.' કાર્ય–કારણાદિ સંબંધોને માનવા અને વાચ્ય–વાચકાદિ સંબંધોને ન

ઉપાસ્યની સ્થાપના ઉપાસ્યની ઓળખ કરાવવાનું કાર્ય ભલે કરી આપતી હોય, પણ સમ્યગ્દર્શનાદિ ધર્મની પ્રાપ્તિ સ્થાપનાથી કેવી રીતે સિદ્ધ થાય? તે માટે મૂળ ગાયને દોહવાની જગ્યાએ મૂળ ઉપાસ્યની ઉપાસના જ કાર્યકર નિવડે."

તેઓનો આ તર્ક અજ્ઞાનજન્ય છે. એમાં દૃષ્ટાંત-દાષ્ટાન્તિકનું વૈષમ્ય છે. દૂધ એ દ્રવ્ય છે, જ્યારે સમ્યગ્-દર્શનાદિ ધર્મ એ ગુણ છે. દૂધ રૂપી દ્રવ્યની પ્રાપ્તિ ગાય પાસેથી કરવાની છે, જ્યારે સમ્યગ્દર્શનાદિ ધર્મની પ્રાપ્તિ ઉપાસ્ય પાસેથી જ કરવાની છે એમ નથી, કિન્તુ ઉપાસકે પોતાના આત્મામાંથી જ તે પ્રગટાવવાની છે. એ પ્રગટાવવામાં ઉપાસ્ય તો માત્ર નિમિત્ત રૂપ છે. જેમ ઉપાસ્યનો મૂળ પિંડ અને તેનો આકાર તેવા નિમિત્ત રૂપ બને છે, તેમ ઉપાસ્યની સ્થાપના પણ તેવા નિમિત્ત રૂપ બની જ શકે છે. ઉપાસક જેમ ઉપાસ્યની વિદ્યમાન અવસ્થામાં તેમના મૂળ આકારની સેવા-ભક્તિથી સમ્યગ્દર્શનાદિ ગુણોને આવરણ કરનારાં આવરણોને ખસેડી શકે છે અને આવરણો ખસવાથી જેમ પોતાના આત્મગુણોને પ્રગટાવી શકે છે, તેમ ઉપાસ્યની અવિદ્યમાન અવસ્થામાં ઉપાસ્યની સ્થાપનાની સેવા-ભક્તિ દ્વારા પણ ઉપાસક સમ્યગ્-દર્શનાદિ ગુણોને આવરનારાં આવરણોને હઠાવી આત્મ-ગુણોને અવશ્ય પ્રગટાવી શકે છે.

કારીગરને મકાન પૂજનીય નથી,
પણ આપણને દેવ પૂજનીય છે.

ઉપાસ્યની સ્થાપના, એ ઉપાસ્યની ગેરહાજરીમાં

ઉપાસકના માટે એક મકાનના પ્લાન અને નકશાની ગરજ સારે છે. મકાનની અવિદ્યમાન અવસ્થામાં કુશળ કારીગર તેના પ્લાનને વારંવાર જોવા વડે જ મકાન બાંધવાનું કામ સંપૂર્ણ કરી શકે છે. એ સંપૂર્ણ ન થાય ત્યાં સુધી, તે પ્લાનને તેને હંમેશાં અને હરઘડીએ દૃષ્ટિ સન્મુખ રાખવો પડે છે. તેમ-ઉપાસક આત્માને પણ, પોતાના આત્માને ઉપાસ્ય સમાન બનાવવા માટે, જ્યાં સુધી ઉપાસ્યની સમાન નિર્મળતા પ્રાપ્ત ન થાય ત્યાં સુધી, ઉપાસ્યની સ્થાપનાને હરઘડી સન્મુખ રાખવી જ પડે અને એક પળ પણ તેને દૂર કરી શકાય નહિ, એ તદ્દન સહજ છે.

અહીં કેટલાક એવો પણ તર્ક ઉઠાવે છે કે–

" કારીગરને મકાનના પ્લાનને માત્ર નજર સન્મુખ રાખવાની જરૂર છે, નહિ કે–તેની પૂજા કરવાની : તેમ ઉપાસક ઉપાસ્ય સમાન બનવા માટે ઉપાસ્યની મૂર્તિને ભલે નજર સન્મુખ રાખે, પરંતુ તેને પૂજવાથી શું ? કારીગર પ્લાનની પૂજા કરે એ જેટલું અઘટિત અને હાસ્યાસ્પદ છે, તેટલું જ અઘટિત અને હાસ્યાસ્પદ જડ સ્થાપનાનું પૂજન–સેવન ઇત્યાદિ કરવું તે છે, એમ માનવામાં ખોટું પણ શું છે ?"

આ તર્ક ઉપલક દૃષ્ટિએ જરા આકર્ષક લાગે છે, પરન્તુ જરા ઉંડા ઉતરીને વિચારતાં તેની પણ પોકળતા સ્પષ્ટ તરી આવે છે. કારીગરને જે મકાનનો પ્લાન નિરંતર જોવા લાયક છે, તે મકાન કાંઈ ઉપાસના કરવા લાયક નથી. જ્યારે ઉપાસક જેની સ્થાપનાને પૂજે છે,

તે સ્થાપ્ય તેને વંદનીય, પૂજનીય અને ઉપાસનીય છે મ્હાનનું સ્થાપ્ય (મકાન) જેમ અપૂજનીય છે, તેમ સ્થાપના જેની છે તે સ્થાપ્ય પણ જો અવન્દનીય, અપૂજનીય કે અનુપાસનીય હોત, તો તો અવશ્ય તે સ્થાપનાની પૂજા ઇત્યાદિ હાસ્યાસ્પદ અને નિરર્થક ઠરત પરન્તુ અહીં સ્થાપનાના વિષયમા સ્થાપ્ય તો પરમ ઉપાસ્ય છે સાક્ષાત્ સ્થાપ્યની ઉપાસના ઉપાસકના કાર્યની સિદ્ધિ જે રીતે કરી આપે છે, તે જ રીતે સ્થાપ્યની સ્થાપનાની ઉપાસના પણ ઉપાસકના કાર્યને સિદ્ધ કરી આપે છે જે મૂળ વસ્તુ પૂજનીય હોય છે, તેનું નામ પણ જો પૂજનીય બને છે, તો પછી તેનો આકાર ઇત્યાદિ પણ પૂજનીય બને, તેમા આશ્ચર્ય જ શું ?

પૂજાનુ ફળ પૂજકના પરિણામના આધારે

અહીં એટલુ સમજી લેવુ જોઇએ કે—શ્રી જૈનશાસનમા ઉપાસ્યની ભાવ અવસ્થાની પૂજા પણ ઉપાસકના શુભ પરિણામના આધારે ફળ આપે છે, નહિ કે-ઉપાસ્યની પ્રસન્નતા કે અન્ય વસ્તુના આધારે ! કારણ કે શ્રી જૈનશાસનના ઉપાસ્ય તો વીતરાગ હોવાથી, તેઓ પ્રસન્ન કે અપ્રસન્ન થતા જ નથી હા, વ્યવહારથી એમ પણ કહી શકાય કે—તે તારકો હમેશા પ્રાણી માત્ર ઉપર એક સરખા પ્રસન્ન રહેનારા તથા કૃપારસથી ભરેલા છે આમ હોઇને જ્યા સુધી ઉપાસક તેમના પ્રત્યે સન્મુખ વૃત્તિવાળો કે આરાધક મનોદશાવાળો બનતો નથી, ત્યા સુધી તે કાંઇ પણ ફળ મેળવી શકતો નથી આરાધકના શુભ

પરિણામથી જ આરાધકને તરવાનું છે. એ શુભ પરિણામની જાગૃતિ માટે આરાધ્યનો સાક્ષાત્ દેહ અને તેનો આકાર જેમ વંદન, પૂજન, નમસ્કારાદિ દ્વારાએ નિમિત્ત બને છે, તેમ આરાધ્યની સ્થાપના પણ તેની પૂજા ઇત્યાદિ દ્વારા આરાધકના પરિણામની નિર્મળતા ઇત્યાદિને સાધી આપે છે. શ્રી વીતરાગની સાક્ષાત્ ઉપાસના પણ જેમ શ્રી વીતરાગને લેશ માત્ર ઉપકાર કરનારી નથી અને તેમ છતાં જેમ પૂજકને માટે તે ઉપકારક થાય છે, તેમ શ્રી વીતરાગની સ્થાપનાની ઉપાસના પણ શ્રી વીતરાગને કાંઈ પણ લાભદાયક નહિ હોવા છતાં, ઉપાસકને તો અવશ્ય લાભ કરે છે : કારણ કે-એ દ્વારા ઉપાસકને ગુણબહુમાન, કૃતજ્ઞતા, વિનય ઇત્યાદિ ગુણોનું પાલન અવશ્ય સિદ્ધ થાય છે. દોષનિવારણ અને ગુણપ્રાપણ આદિની પ્રેરણા પણ અવશ્ય થાય છે. ગુણબહુમાન આદિ એકેક કાર્ય પણ અનંતી કર્મનિર્જરાને સાધી આપનાર છે, તો પછી એ સઘળાં ઉત્તમ કાર્યો જ્યાં એકી સાથે સિદ્ધ થાય છે-એવી શ્રી વીતરાગની ( તેમની સ્થાપના દ્વારાએ થતી ) ઉપાસના સુજ્ઞ પુરુષોને અત્યંત આદરણીય બને, એમાં આશ્ચર્ય જ શું ?

**ઇશ્વરને વિવિધ સ્વરૂપે માનનારાઓને પણ-**
**સ્થાપનાને સ્વીકાર્યા વિના ચાલે તેમ છે જ નહિ :**

પોતાના ઇષ્ટ ઉપાસ્યને વીતરાગ માનનારાને જેમ ઇષ્ટની ઉપાસના માટે મૂર્તિ, સ્થાપના ઇત્યાદિની જરૂર પડે છે. તેમ જેઓ પોતાના ઇષ્ટને વીતરાગ નથી માનતા

કિન્તુ સરાગી માને છે, તેઓને પણ ઇષ્ટની ઉપાસના માટે તેની સ્થાપના વિના ચાલી શકતું નથી. પોતાના ઇષ્ટને જેઓએ રાગ-દ્વેષવાળા પણ સર્વજ્ઞ તરીકે સ્વીકારેલા છે, એમની પ્રતિમા દ્વારાએ થતી આરાધના કે વિરાધના, એમને અનુક્રમે રાજી અગર નારાજ કરનારી થાય તે સ્વાભાવિક છે એવા રાગી અને દ્વેષી પરમેશ્વરનું નામ માત્ર જપવાથી પણ ઇષ્ટસિદ્ધિ થાય છે-એવું માનનારા તેમની પ્રતિમાની પૂજ્યતા, ( કે જેમા નામ-સ્મરણ અવશ્ય આવી જાય છે ) તેને ન માને અથવા તેથી ઇષ્ટસિદ્ધિ થાય છે એવુ ન સ્વીકારે, એ બને જ કેમ ?

જેઓ પોતાના ઇષ્ટને સર્વજ્ઞ અને સર્વ-વ્યાપક માને છે, તેઓ પણ તેની ઉપાસના તેના પ્રતિબિંબ દ્વારાએ થઈ શકે છે એમ તો અવશ્ય માને છે તેઓ કહે છે કે-જેમ અતિશય મોટો હાથી કે પર્વત એક નાના કાચ કે દર્પણમાં પ્રતિબિંબિત થઈ જાય છે અને તે વખતે તેનુ પ્રમાણ જ માત્ર નાનું બને છે કિન્તુ તેનાં અંગો પાંગાદિ અવયવો તો જેવાં છે તેવા ને તેવાં જ રહે છે, તેમ વ્યાપક ઇશ્વરની (નાના આકારની સર્વ અવયવવાળી) મૂર્તિની આરાધના એ સાક્ષાત્ વ્યાપક ઇશ્વરની આરાધના જેટલી જ ફળદાયી છે સામાન્ય મનુષ્યોને વ્યાપક ઇશ્વરની કલ્પના અસંભાવ્ય છે તે તો તેની મૂર્તિ દ્વારાએ જ સંભવિત બને છે અને તેની ઉપાસનામાં ઉપાસકનું ચિત્ત એકાગ્રતાથી લાગી શકે છે વળી સર્વવ્યાપક ઇશ્વર તેની મૂર્તિમાં પણ રહેલો જ છે, એટલે તે મૂર્તિ પણ પરમેશ્વરના અંશવાળી બને છે, તેથી પણ મૂર્તિની

આરાધનાથી પરમેશ્વરની આરાધના અવશ્ય થાય છે. વળી વ્યાપક ઈશ્વિર અવતારને પણ ધારણ કરે છે. તે વખતે અલ્પ ભાગમાં રહેવાવાળા શરીરને ધારણ કરીને જ તે અવતાર ગ્રહણ કરે છે, તેથી તે અવસ્થાની પૂજ્યતાની ખાતર પણ મૂર્તિને માનવાની આવશ્યકતા રહે છે.

હવે જેઓ ગોખલા વિગેરેની સ્થાપના કરીને પોતાના ઇષ્ટને વંદન—નમનાદિ કરે છે, તેઓને સ્થાપના તો માનવી જ પડે છે: કિન્તુ તે સ્થાપનામાં આકાર આદિનું સાદૃશ્યપણું હોતું નથી, તેથી તેવાઓની દશા ઉભયથી ભ્રષ્ટ થવા જેવી થાય છે: પોતાનો મત મૂકવો પડે છે અને ફળ મળતું નથી. જેઓ સ્થાપનાને બીલકુલ માનતા નથી, તેઓ પોતાના મુખ કે દૃષ્ટિ સન્મુખ કોને રાખીને વંદન—નમસ્કારાદિ કરે છે?—તે અત્યંત વિચારણીય છે. જો કોઈ પણ વસ્તુને સન્મુખ રાખ્યા વિના જ વંદન—નમનાદિ કરતા હોય, તો તેમના જેવા વિચારશૂન્ય અને અઘટિત આચરણા કરનારા બીજા કોઇ ઘટી શકતા નથી. પોતાના ઈષ્ટની માનસિક મૂર્તિને કલ્પીને તેમની સન્મુખ વંદન-નમનાદિ કરતા હોય, તો તેવી અદૃશ્ય અને અસ્થિર મૂર્તિને કલ્પિત રીતે નમવા આદિથી જે ફલ થાય, તેના કરતાં દૃશ્ય અને સ્થિર મૂર્તિની સન્મુખ સાક્ષાત્ વંદન-નમનાદિ કરવાથી અધિક જ ફળ થાય, તેનો તેઓથી કદી ઈન્કાર થઇ શકે નહિ. તેવી માનસિક મૂર્તિ કલ્પવાનું સામર્થ્ય સામાન્ય મનુષ્યમાં સંભવી શકતું નથી, એટલું જ નહિ કિન્તુ તે માનસિક મૂર્તિ કલ્પવાની શક્તિ પણ દૃશ્ય અને સ્થિર મૂર્તિને જોવાથી જ આવી શકે છે, એટલે

તેને પણ વસ્તુત માનસિક મૂર્તિ કરતા દૃશ્ય મૂર્તિ જ ઉપકારક થાય છે-એમા લેશ માત્ર સદેહ નથી

શ્રી જૈનશાસનને અનુસરનારાઓ ઉપાસ્ય અને ઇષ્ટ તરીકે સર્વજ્ઞ અને વીતરાગ પરમાત્માને માને છે એ પરમાત્મા મોક્ષે જવા પહેલા થોડો યા ઘણો કાળ દેહ ધારી અવસ્થાને ધારણ કરનારા હોય છે, એમ પણ જૈનો માને છે અને તેથી તેઓને પોતાના ઇષ્ટની તે અવસ્થાનો આકાર અવશ્ય પૂજનીય છે કદી પણ દેહને નહિ ધારણ કરનાર એવા પરમાત્મા શાસ્ત્રના નિરૂપક કદી પણ હોઈ શકે નહિ જેઓને, પોતાના ઇષ્ટ પર માત્મા-'શાસ્ત્રના અને તત્ત્વના નિરુપક છે'-એમ માનવુ હશે, તેઓને પોતાના ઇષ્ટનુ દેહધારણ માનવુ જ પડશે કારણ કે-દેહધારણ વિના મુખનુ હોવુ અસભવિત છે અને મુખ વિના ઉપદેશકપણું પણ અસંભવિત છે પોતાના પરમેશ્વર સર્વથા અને સર્વદા અશરીરી છે, એવી માન્યતા ધરાવનારાઓએ પોતાના શાસ્ત્રોને ઇશ્વરના કહેલા નહિ કિન્તુ ઇશ્વર સિવાય કોઈ અલ્પજ્ઞ અને અલ્પ શક્તિ માનના કહેલા જ માનવા પડશે અને તેવા અ પજ્ઞ અને અ પ શક્તિમાનના કહેલા શાસ્ત્રોનું પ્રામાણ્ય સર્વજ્ઞ અને સર્વ શક્તિમાન પરમાત્માના વચનો તુ ય કદી પણ બની શકશે નહિ

### જૈનોની માન્યતા

જૈનો અશરીરી સિદ્ધોને પૂજે છે, તો પણ એ અશરીરી સિદ્ધાવસ્થાને પ્રાપ્ત કરવા માટે તે આત્માઓએ

જે કાંઈ પ્રયોગો આચર્યા હોય છે, તે સાકાર અને સશરીરી અવસ્થામાં જ આચરેલા છે, તેથી તે અવસ્થાની પૂજનીયતા પણ જૈનોને અવશ્ય માનનીય છે. જૈનો સાકાર અને નિરાકાર–ઉભયાવસ્થાવાળા પરમેશ્વરને માને છે. સાકાર પરમેશ્વરને વીતરાગ અને સર્વજ્ઞ માનવા સાથે, શાસ્ત્ર અને તત્ત્વોના ઉપદેશક પણ માને છે: તેથી તેઓને નિરાકાર અને સાકાર પરમેશ્વરની તે તે અવસ્થાઓ વંદનીય, નમનીય અને પૂજનીય હોય, તેમાં કશું જ આશ્ચર્ય નથી. જો તેઓ ઉપકારિઓની તેવી ભાવદશાને પણ વંદનીય આદિ ન માને, તો તેઓ ગુણ-સમુદાયથી ભરેલા સર્વગુણસંપન્નોનો પણ આદર નહિ કરવાવાળા બને અને ઉપદેશ ઇત્યાદિ દ્વારા પોતાના ઉપર થએલા અપ્રતિમ ઉપકાર ઇત્યાદિને પણ નહિ જાણવા-વાળા બને. એવી સ્થિતિ નિષ્ઠુર અને કૃતઘ્નના સમુ-દાય સિવાય અન્યની સંભવે નહિ. વીતરાગ, સર્વજ્ઞ અને તત્ત્વોપદેશક પરમેશ્વરોની પૂજનીયતાદિ સ્વીકારવામાં, કોઈ પણ સજ્જનને લેશ પણ હરકત હોઇ શકે નહિ. ગુણબહુમાન અને કૃતજ્ઞતાદિ ગુણોની કિંમત સમજ-નારાઓ તો તેવા સર્વશ્રેષ્ઠ ઉપકારી અને સર્વોચ્ચ ગુણોથી ભરેલા મહાપુરુષોની સેવા, પૂજા, આદર, ભક્તિ, વંદન, સ્તુતિ આદિ થાય તેટલાં ઓછાં,–એવી જ માન્યતાવાળા હોય. એ સેવા–પૂજાદિથી તે મહાપુરુષોને કોઇ પણ જાતનો ઉપકાર નહિ થતો હોવા છતાં, તેમાં તલ્લીન રહેનાર આત્મા પોતાના શુભ પરિણામથી કર્મનિર્જરાદિ ઉત્તમ ફળોને પામ્યા સિવાય રહેતો નથી. શ્રી જૈનશાસનમાં પૂજાનું

ફળ પામવા માટે, પૂજ્યની પ્રસન્નતાને બદલે પૂજકની શુભભાવના જ કારણભૂત મનાએલી છે. પૂજ્યની ભાવ અવસ્થાનું પૂજન પણ, પૂજકના ગુણબહુમાન તથા કૃતજ્ઞપણા આદિના આધારે જ ફળને આપવાવાળું છે. તો પછી એ જ ગુણબહુમાન અને કૃતજ્ઞતાના શુભ અધ્યવસાયથી તથા આત્મનિર્મળતા સાધવાના ઉત્તમ પરિણામથી મૂર્તિ દ્વારા પૂજ્યનું વંદન-ઉપાસન ઇત્યાદિ થાય, તો તે કર્મનિર્જરાદિ ઉત્તમ ફળોને કેમ ન આપે ? અવશ્ય આપે.

સ્થાપના દ્વારાએ આરાધના કરનારાઓની અપેક્ષ મહત્તા:

'દેવ-ગુરુ આદિની આરાધનાથી થતી કર્મનિર્જરા આરાધ્યની આપેલી હોતી નથી, કિન્તુ દેવ-ગુરુ આદિના આલંબનવડે આરાધકને થએલા શુભ પરિણામને આધીન છે'-એ વાત આપણે ઉપર જોઈ આવ્યા. ભાવ અવસ્થાની આરાધના પણ જો આરાધકના શુભ પરિણામને આધારે જ ફળવતી છે, તો પછી મૂર્તિ અથવા સ્થાપના દ્વારાએ થતી આરાધનામાં આરાધકના શુભ અધ્યવસાય રહેલા જ છે. ' એ અધ્યવસાયો શુભ નથી કિન્તુ મલિન છે '-એમ કોણ કહી શકશે ? ભાવ અવસ્થાની આરાધના આરાધ્યના વિદ્યમાન કાળમાં કરવાની હોય છે, જે વખતે આરાધ્યની ઉત્તમતા અને ઉપકારિતાદિને સાક્ષાત્ દેખવાથી ભક્તિ જાગવી સહજ છે. જ્યારે આરાધ્યની સ્થાપના દ્વારાએ ભક્તિ, આરાધ્યના અવિદ્યમાન કાળમાં કરવાની હોય છે અને તે તો જ બની શકે, કે જો આરાધ્યની ઉત્તમતા

અને ભક્તિપાત્રતા,–ઉપદેશ, શાસ્ત્ર અને પરંપરાદિ વડે હૃદયમાં બરાબર ઠસેલ હોય. ભાવાવસ્થાની આરાધના કરનારાઓ કરતાં સ્થાપના દ્વારાએ આરાધ્યની આરાધના કરનારાઓની ભક્તિ અને પૂજ્યતાની બુદ્ધિ એક અપેક્ષાએ વધારે સ્થિત થએલી છે, એમ માનવું જોઇએ. ઉપકારિની હયાતિમાં ઉપકારિના ઉપકારનું સ્મરણ ઇત્યાદિ કરતાં, ઉપકારિની બીનહયાતિમાં ઉપકારિના ઉપકારોનું સ્મરણ ઇત્યાદિ કરનાર, ઉપકારી પ્રત્યે ઓછા આદરવાળો છે એમ કહી શકાય જ નહિ, કિન્તુ એક અપેક્ષાએ અધિક આદરવાળો છે એમ કહીએ તોપણ ખોટું નથી. વ્યક્તિની વિદ્યમાનતા કરતાં અવિદ્યમાનતામાં વ્યક્તિને યાદ કરનારા, તેના પ્રત્યે સાચો રાગ ધરાવનારાઓને છોડીને પ્રાયઃ બીજા નહિ જ હોય. તેમ–પૂજ્યની વિદ્યમાન દશા કરતાં અવિદ્યમાન દશામાં પૂજ્યની ભક્તિ, સાચા અને અંતરંગ ભાવવાળા વિના બીજાથી બની શકે નહિ, એમ અપેક્ષાએ કબૂલ કરવું જ પડે. 'હૃદયમાં ભક્તિભાવ વિના પણ બાહ્યથી સ્થાપનાની ભક્તિ કરનારા ઘણા દેખાય છે'–એવો તર્ક કરનારે સમજવું જોઇએ કે–'એ સ્થિતિ જેમ સ્થાપના માટે હોય છે, તેમ ભાવ અવસ્થાની ભક્તિ માટે પણ હોય જ છે.' ભાવ અવસ્થાની ભક્તિ કરનારા બધા અંતરંગ અને સાચા ભાવથી જ કરે છે એમ નથી, કિન્તુ દેખાદેખીથી–લોભ, લાલચ, માયા કે બીજી પણ દુષ્ટ બુદ્ધિથી કરનારા પણ હોય જ છે. સ્થાપના માટે પણ તેમ હોઈ શકે : પરન્તુ ભાવાવસ્થાની ભક્તિ કરનારા જેમ કેટલાક ખોટા હોય છે તેથી બધા જ તેવા હોય

છે—એમ કોઈથી કહી શકાય તેમ નથી, તેમ સ્થાપનાની ભક્તિ કરનારામાં પણ ખોટા હોય છે તેથી સર્વ કોઈ તેવા જ હોય છે—એમ કહી શકાય નહિ. એ રીતે આરાધ્યની અવિદ્યમાનતામાં આદરના પરિણામ થવામાં, સ્થિર અને સુદઢ ભક્તિની જરૂર છે. ભક્તિની એ સ્થિરતા અને સુદઢતા આરાધકને અત્યંત શુભ ફળને આપનારી થાય, એમાં લેશ માત્ર વિવાદને સ્થાન હોઈ શકે નહિ.

દેવભક્તિ માટે અલગ ચૈત્યાલયો જરૂરી છે:

'સ્થાપનાની ભક્તિ અપેક્ષાએ પૂજકના અધિક આદરને સૂચવનારી છે'—એ વાત સિદ્ધ થયા પછી, સ્થાપનાની ભક્તિ માટે ચૈત્યાદિની કેટલી બધી જરૂર છે—એ સમજવું અને સમજાવવું ખૂબ જ સુલભ થઈ પડે છે. કોઈ પણ શુભ પ્રવૃત્તિ, તેને માટેના અલગ સ્થાન વિના બદ્ધમૂલ થઈ શકતી નથી. વિદ્યાભ્યાસ કે કળા-હુન્નર ઇત્યાદિ શિખવા માટે નિશાળો, કૉલેજો અને યુનિવર્સીટિઓ આદિનાં સ્વતંત્ર મકાનોની આવશ્યકતા સૌથી પ્રથમ પડે છે: તેમ દેવભક્તિ, ગુરુભક્તિ કે ધર્મક્રિયા આદિ કરવા માટે પણ અલગ સ્થાનોનું નિર્માણ થયા વિના, તે ભક્તિ આદિની ક્રિયાઓ નિર્વિઘ્ન થઈ શકે નહિ. જેઓ સ્કુલો, કૉલેજો, યુનીવર્સિટીઓ, બૉર્ડીંગ હાઉસો, વિદ્યાલયો, અનાથાશ્રમો, જ્ઞાનશાળાઓ, દાન-શાળાઓ, ધર્મશાળાઓ, દવાખાનાંઓ, સુવાવડખાનાંઓ અને હૉસ્પીટલો ઇત્યાદિના માટે સ્વતંત્ર મકાનોની હીમા-યત કરે છે, તેઓ—'દેવભક્તિ માટે સ્વતંત્ર મકાનની

જરૂર નથી '–એમ કહી શકે નહિ: છતાં એમ કહેવા તૈયાર થાય, તો સમજવું જોઇએ કે–તેવા આત્માઓને અન્ય પદાર્થો માટે જે લાગણી છે, તેટલી પણ લાગણી દેવભક્તિ માટે છે નહિ. ‘ બીજાં બધાં કાર્યો જેમ જરૂરી છે, તેમ દેવભક્તિ પણ જરૂરી છે’ અથવા તો–‘ બીજાં બધાં કાર્યો કરતાં દેવભક્તિ અધિક જરૂરી છે '–એમ માનનાર વર્ગ અધિક સગવડપૂર્વક દેવભક્તિ થઈ શકે તેવાં મનોહર અને રમણીય ચૈત્યસ્થાનોની જરૂરીયાત સ્વીકાર્યા સિવાય રહી શકે નહિ. દેવભક્તિ માટેનાં અલગ, વિશાળ અને મનોહર ચૈત્યો હોય, તો જ તેવાં ક્ષેત્રોમાં સુસાધુઓનું આવાગમન સુલભ અને સુશક્ય બને છે. સુસાધુઓને ગૃહસ્થોના વૈભવ અને ધનસમૃદ્ધિ સાથે કામ હોતું નથી, તેથી જે–તે ક્ષેત્રોમાં સુસાધુઓનો વિહાર હોતો નથી. સુસાધુઓનો વિહાર હોતો નથી. સુસાધુઓનો વિહાર મોટે ભાગે તે જ ક્ષેત્રોમાં હોય છે, કે જ્યાં વિપુલ પ્રમાણમાં શ્રી જિનેશ્વરદેવની ભક્તિ માટેનાં મનોહર ચૈત્યો આદિ રહેલાં હોય છે: કારણ કે–તેવાં જ ક્ષેત્રોમાં સુશ્રાવકો અને અર્થી આત્માઓ વિશેષ હોવાનું સુસંભવિત છે. તેમજ એ કારણે ત્યાં સંયમની સુરક્ષા–વૃદ્ધિ આદિ પણ સહેલાઈથી થઈ શકે છે. એકંદર સાધુસમાગમની સુલભતાનું કોઈ પ્રધાન સાધન હોય, તો તે પણ શ્રી જિનેશ્વરદેવની ભક્તિ માટે નિર્મિત થયેલાં મનોહર ચૈત્યોની વિપુલ સામગ્રી જ છે. ચૈત્યો વિના સાધુઓનું આવવું પ્રાયઃ અસંભવિત બને છે અને સાધુસમાગમ વિના સુપાત્રદાન, શ્રી જિનવચનનું શ્રવણ તથા સંસારનિસ્તાર

માટે અત્યંત ઉપયોગી સમ્યગ્દર્શન, દેશવિરતિ, સર્વવિરતિ આદિ ગુણોના અમૂલ્ય લાભોથી વંચિત રહેવાનું જ થાય છે એટલું જ નહિ, કિન્તુ સાધર્મિક બન્ધુઓનાં દર્શન ઈત્યાદિ પણ દુર્લભ બને છે પરિણામે સાધર્મિકભક્તિ આદિ સમ્યક્ત્વને નિર્મલ કરનારા આચારોનું પાલન પણ અશક્ય બને છે

**ચૈત્ય હંમેશ લાભ જ કરે છે :**

શ્રી જૈનશાસનમાં સાધુઓના નિત્યવાસ નિષેધેલો છે, કારણકે-તેથી શ્રાવકો સાથેનું મમત્વ ઈત્યાદિ વધે છે અને રાગાદિની પરિણતિ પોષાય છે પરિણામે ધર્મ-ભાવનાની વૃદ્ધિ થવાને બદલે હાનિ જ થાય છે પરંતુ-શ્રી વીતરાગ પરમાત્માના પાવનકારી બિંબથી અધિષ્ઠિત થયેલ ચૈત્યના સબંધમાં તેવું કાંઈ બનવા પામતું નથી તે સ્થાને સર્વ કોઈ એક સરખા ભક્તિભાવથી હરહમેશ આવી શકે છે શ્રી જિનચૈત્ય કોઈ પણ એક વર્ગના પક્ષ પાત કે રાગનું કારણ બનતું નથી, તેથી સર્વદા સરખી રીતે સર્વની ભાવનાની અભિવૃદ્ધિનું સ્થાન બની રહે છે સર્વગુણસંપન્ન પરમાત્માની અધ્યક્ષતાવાળુ શ્રી જિનચૈત્ય, સર્વની ભાવનાની અભિવૃદ્ધિનું સ્થાન સદાને માટે બની શકે છે, એ વાતનો અનુભવ દરેક જિજ્ઞાસુને પ્રત્યક્ષસિદ્ધ છે. એક, બે કે તેથી વધારે ચાતુર્માસ એક જ સ્થાને સાધુને રહેવાનું થાય છે, તો ત્યાં અનેક પક્ષપાત આદિ થવાના પ્રસંગો બની આવે છે : જ્યારે શ્રી જિનેશ્વર મહારાજથી અધિષ્ઠિત ચૈત્ય સેંકડો કે હજારો વર્ષો સુધી

એક સરખી રીતે ધર્મવૃત્તિઓને પોષનારૂં જ થાય છે તથા તેના આલંબનથી સૌ કોઈ સમાનધર્મિપણાની ભાવનાને ટકાવી રાખનારા બને છે. શ્રી જૈન શાસ્ત્રોના કથન મુજબ શ્રી તીર્થંકરદેવોના વિદ્યમાન કાળમાં અર્થાત્ ચતુર્થ આરામાં પણ, ધર્માત્માઓના નિવાસવાળાં દરેક ગામો શ્રી જિનચૈત્યોની બહુલતાવાળાં હતાં અને તેવાં તારક ચૈત્યોના આલંબનથી જ તે વખતના મનુષ્યોને પણ અનેક પ્રકારના ધાર્મિક ફાયદાઓ થયા હતા.

**ધનવ્યય માટેનાં ઉત્તમ સ્થાનો :**

ધર્મભાવનાને ટકાવી રાખવાને માટે જેમ ચૈત્યોની જરૂર છે, તેમ લોભ અને પરિગ્રહ સંજ્ઞાના પાપે ઉપાર્જન થયેલ દ્રવ્યનો સદ્વ્યય કરવા માટે પણ શ્રી જિનચૈત્યોની ખાસ જરૂર છે. ધર્મ માટે લક્ષ્મીનું ઉપાર્જન કરવાનું શ્રી જૈનશાસન વિધાન કરતું નથી, પરન્તુ પાપ સંજ્ઞાઓના કારણે ઉપાર્જન થએલ દ્રવ્યનો સદુપયોગ કરવાનું તથા ઉત્તમ ધર્મક્ષેત્રોમાં વાવી તેનું ઉત્તમ ફળ પ્રાપ્ત કરવાનું તો શ્રી જૈનશાસન અવશ્ય વિધાન કરે છે. પરમાત્માના ઉપદેશ કે શાસનથી ધર્મ પામેલો આત્મા, પ્રાપ્ત થએલા અસ્થિર અને વિનાશી દ્રવ્યનો ઉપયોગ પરમાત્માના ચૈત્યાદિ માટે નહિ કરે, તો તે રંક આત્મા સર્વ-સમર્પણ-બુદ્ધિથી પરમાત્માનું આરાધન કરવા માટે કદી પણ તત્પર કેવી રીતે બની શકશે ? પરમાત્માનું આરાધન કરવા માટે, પરિગ્રહની મમતા ઓછી કરવા માટે કે ગૃહસ્થપણામાં ઔદાર્યાદિ સદ્ગુણોનું સર્વોત્કૃષ્ટ

ફળ મેળવવા માટે, શ્રી જિનભક્તિ માટેના ચૈત્યો અને મૂર્તિઓ કરતા વધારે સુંદર સ્થાનો, જગતભરમા બીજા ક્યા મળવાના હતા? પરમાત્માના શાસનનો પોતાના ઉપર અતુલ ભાવોપકાર છે–એમ સમજી શકનાર પુણ્યાત્માઓ, પરમાત્મપરાયણ થવા માટે શ્રી જિન ચૈત્ય અને મૂર્તિ દ્વારા જેટલો ધનવ્યય થાય, તેને ઓછો જ માને અને તેથી વિપરીત પ્રકારના ધનવ્યયને અનર્થકર તથા સસારમા ડૂબાવનાર તરીકે જ સમજે, એમા કશુ આશ્ચર્ય નથી પ્રભુશાસનને પામેલા ગૃહસ્થો તો સમજે છે કે–શ્રી જિનભક્તિ આદિમા નહિ વપરાએલુ દ્રવ્ય, પ્રાય પોતાની અને પોતાના વશ–વારસની પરિગ્રહ સજ્ઞાને પોષનારૂ થાય છે એટલુ જ નહિ, પણ પોતાને તથા પોતાની સતતિને એશઆરામ અને મોજ–શોખના માર્ગે ચઢાવી દઇ અધોગતિમા ધકેલનાર થાય છે

ચૈત્યાદિમા કરેલા ધનવ્યયથી થતા લાભો.

વળી ચૈત્ય અને મૂર્તિ દ્વારાએ થએલો ધનવ્યય, ધાર્મિક આત્માઓની સત્તાવાળો તથા સામુદાયિક વારસાવાળો થાય છે, જ્યારે પુત્ર–પૌત્રાદિકને આપેલો વારસો મોટે ભાગે ધર્મપરાયણ નહિ એવાઓની માલીકીવાળો બને છે તથા તેના ઉપર સત્તા પણ તેવા વર્ગની જ થાય છે

વળી ચૈત્ય કે મૂર્તિ દ્વારાએ થયેલો ધનવ્યય નષ્ટ થઇ જતો નથી, કિન્તુ રૂપાતરે ઉલ્ટો જ રહે છે જ્યારે ભોગોપભોગ, એશઆરામ અને મોજશોખના સાધનોમા થયેલો ધનવ્યય, ક્ષણિક ફળ આપી સર્વથા નાશ પામે

છે તથા ભોક્તાને અનર્થ અને ઉન્માદની વૃદ્ધિનું કારણ થાય છે અને તે માર્ગે વપરાયેલી એક પાઇ પણ પરમાત્મા કે તેમના પવિત્ર શાસનની આરાધનના માર્ગમાં ઉપયોગમાં આવી શકતી નથી. અવિનાશી અને અવ્યાબાધ સુખથી ભરપૂર મોક્ષ અને તેની પ્રાપ્તિનો માર્ગ બતાવનાર તથા આત્મ–તત્ત્વ અને અનાત્મ–તત્ત્વનો ભેદ સમજાવી, આત્મતત્ત્વના ઉપાસક બનાવનાર પરમાત્માનાં મનોહર મંદિરોમાં અને એ તારકોની મનોજ્ઞ પ્રતિમાઓમાં, ચંચળ સર્વસ્વનો ભોગ આપવાની બુદ્ધિ કૃતજ્ઞ આત્માઓને ન થાય, એ બને જ કેમ ? તેવી બુદ્ધિ કૃત્રિમ કે નિરર્થક હોતી નથી, કિન્તુ સાહજિક અને સાર્થક હોય છે. ધર્મદૃષ્ટિએ એ વ્યય આત્માને પરમેશ્વરપરાયણ બનાવે છે, વ્યવહાર–દૃષ્ટિએ એ વ્યય મૂર્તિ અને મંદિર સ્વરૂપે આ જગતમાં કાયમ રહે છે અને દીર્ઘકાળ સુધી અનેકોને ઉપકાર કરતો ટકી રહે છે. જીવનમાં પ્રાપ્ત થયેલા પદાર્થોનો ઉંચામાં ઉંચો સદુપયોગ કરાવનાર કોઈ પણ માર્ગ હોય, તો તે આ રીતે શ્રી જિનચૈત્ય અને શ્રી જિનમૂર્તિ આદિની ભક્તિમાં થતો ધનવ્યય જ છે : ધનના સદ્વ્યયનો આના કરતાં ચઢીયાતો માર્ગ બીજો કોઈ પણ શોધી શકાય તેમ છે જ નહિ : કારણ કે–બીજો કોઈ પણ માર્ગ તથા પ્રકારના કલ્યાણને કરનારો હોય એ અસંભવિત છે. સમ્યગ્દૃષ્ટિ આત્માઓને મન, એ સિવાયનો ધનવ્યય કૃત્રિમ અને નિરર્થક લાગે છે તથા એવી ઋદ્ધિ એ પુણ્યઋદ્ધિ નથી, કિન્તુ પાપઋદ્ધિ છે એમ તેઓનો અંતરાત્મા પોકારી ઉઠે છે.

**શ્રી જિનપૂજા અને હિંસા :**

'શ્રી જિનેશ્વરદેવની ભક્તિ માટે મૂર્તિ અને ચૈત્યો દ્વારા થતો ધનવ્યય નિરર્થક નથી, કિન્તુ સાર્થક છે'– એમ સ્વીકારવા છતાં, કેટલાકોને એક શંકા શલ્યની જેમ ખૂચે છે અને તે એ છે કે–

"શ્રી જિનપૂજામાં પૃથ્વી, પાણી, અગ્નિ આદિના જીવોનો વિનાશ થાય છે, તો તેવી પૂજા ઉપાદેય કેવી રીતે બની શકે? અહિંસક શાસનમાં હિંસક માર્ગે ધર્મ થાય છે–એવું પ્રતિપાદન કરવું, એ શું વદતો વ્યાઘાત જેવું નથી?"

આ શંકા–'જૈની અહિંસા શું વસ્તુ છે?'–તેની વાસ્તવિક સમજના અભાવમાંથી ઉભી થયેલી છે 'જેમાં જીવવધ થાય છે, તે સઘળી ક્રિયા હિંસક જ છે' અથવા 'જીવનો વધ થયો, તેનું જ નામ હિંસા છે'–એમ જૈન શાસ્ત્રે ક્યાંયે કહ્યું જ નથી જૈનશાસ્ત્ર મુજબ–'વિષય-કષાયાદિની પ્રવૃત્તિ કરતાં અન્ય જીવોનો પ્રાણનાશ થાય' તેનું જ નામ હિંસા છે વિષય-કષાયાદિની પ્રવૃત્તિ સિવાય થતા પ્રાણ-વ્યપરોપણ આદિને પણ જો હિંસા માનવામાં આવે, તો દાનાદિ એક પણ ધર્મપ્રવૃત્તિ થઈ શકશે નહિ કારણ કે–તે દરેકમાં પણ જીવવધ તો રહેલો જ છે શું શ્રી જિનપૂજાના કાર્યમાં જીવવધ છે, તો ગુરુભક્તિ, શાસ્ત્રશ્રવણ, પ્રતિક્રમણ આદિ કાર્યોમાં જીવવધ નથી? અવશ્ય છે, પરન્તુ તેમાં હેતુ જીવવધનો નથી, કિન્તુ ગુરુભક્તિ ઈત્યાદિનો છે અને તેથી તેને હિંસાનાં કાર્યો

કહી શકાતાં નથી. એજ રીતિએ શ્રી જિનપૂજામાં પણ હેતુ શ્રી જિનભક્તિનો છે, તેથી તેને હિંસક કાર્ય કેમ કહી શકાય ? કેવળ જીવવધને જ હિંસા કહેવામાં આવશે, તો નદી ઉતરનાર અને ગ્રામાનુગ્રામ વિહાર કરનાર સાધુને પણ હિંસક જ કહેવા પડશે. લોચાદિ કષ્ટોને સહન કરનાર, ઉગ્ર તપશ્ચર્યાઓ વડે શરીરને શોષવનાર તથા મહાવ્રતોના સંરક્ષણાદિ માટે અવસરે પ્રાણના ભોગો આપનાર પણ હિંસાનાં કાર્યો કરનાર છે, એમ કહેવું પડશે. આની સામે–'એ બધાં કાર્યો માટે ભગવાને આજ્ઞા કરેલી છે'–એમ કહેવામાં આવે, તો એ પ્રશ્ન સાથે જ પૂછવો પડશે કે–'હિંસાનાં કાર્યો માટે ભગવાન કદી આજ્ઞા કરે ખરા ? શું ભગવાનને હિંસા કરવાની નહિ પણ કરાવવાની છૂટ હોય, એમ બની શકે ખરૂં ?' પણ નહિ, ભગવાન પણ ત્રિકરણ યોગે હિંસાના પરિહારી હોય છે. તે તે કાર્યોમાં જો હિંસા જ હોત, તો ભગવાન કદી પણ આજ્ઞા આપત જ નહિ : કિન્તુ 'નદી ઉતરવી' વિગેરે કાર્યો સંયમરક્ષાર્થે છે, પૌદ્ગલિક હેતુસર નથી, તેથી તે તે પ્રવૃત્તિઓને હિંસક નહિ પણ અહિંસક પ્રવૃત્તિઓ જ ગણેલી છે.

## સાધુઓ દ્રવ્યપૂજા કેમ કરતા નથી ?

અહીં એવો તર્ક થવો પણ સંભવિત છે કે–

"શ્રી જિનપૂજા એ ભક્તિસ્વરૂપ હોવાથી તેમાં થતી વિરાધના એ જો હિંસા રૂપ નથી, તો પછી પંચ મહાવ્રતના ધારક સાધુઓ પૂજા કેમ કરતા નથી ?"

તેનો જવાબ એ છે કે-સાધુઓ દ્રવ્યપૂજા નથી કરતા, તેમાં કારણ-'દ્રવ્યપૂજા એ હિંસાનું કાર્ય છે'-એ નથી, કિન્તુ-'સાધુઓ દ્રવ્યના ત્યાગી હોય છે'-એ છે અધિકારી વિશેષે જ ક્રિયા વિશેષ હોય છે દ્રવ્ય પૂજાના અધિકારી દ્રવ્યને ધારણ કરનારા હોય છે વળી દ્રવ્યપૂજા માટે સ્નાન કરવું જોઇએ અને તે નહિ કરવાની સાધુઓને પ્રતિજ્ઞા હોય છે, તેથી દ્રવ્યપૂજા કરવાનું કાર્ય સાધુઓને માટે પોતાની પ્રતિજ્ઞાથી પણ વિરુદ્ધ છે ગૃહસ્થો સ્નાન કરનારા હોય છે, દ્રવ્યના સગી હોય છે, તેથી તેમણે દ્રવ્યપૂજા ભક્તિ-નિમિત્તે કરવી જ જોઇએ અને તેમાં પ્રમત્ત યોગ નહિ હોવાથી અનિવાર્યપણે થઈ જતું પ્રાણવ્યપરોપણ હિંસા રૂપ નથી 'ઔષધ રોગીને હિતકારી છે, તેથી નિરોગી એવા વૈદે પણ તે લેવું જ જોઇએ.'-એવો નિયમ કરી શકાય નહિ. દ્રવ્યપૂજન, એ આરંભ અને પરિગ્રહના રોગથી રીબાતા આત્માઓને તે રોગથી મૂકાવવા માટે, અર્થાત્-આરંભ અને પરિગ્રહના વિચાર અને વર્તનથી દૂર રાખવા માટે વિહિત થયેલુ છે સાધુઓને આરંભ અને પરિગ્રહનો રોગ નથી, તેથી તેઓને દ્રવ્યપૂજન રૂપ ઔષધ લેવાની આવશ્યકતા નથી

શ્રી જિનપૂજા સાથે-
સર્વવિરતિના ધ્યેયની સુસંગતતા

અહીં બીજો એવો તર્ક ઉઠવાનો પણ સભવ છે કે-

"પૃથ્વીકાયાદિના આરંભમય દ્રવ્યપૂજનથી નિરારંભમય સર્વવિરતિનું ધ્યેય કેવી રીતે સિદ્ધ થાય?"

આનો સીધો અને સરળ જવાબ એ છે કે-એવો એક નિયમ છે કે-જે ગુણો તરફ જે મનુષ્યનું અત્યંત બહુમાન હોય છે, તે મનુષ્ય તે ગુણોને પ્રાપ્ત કરવાના શુભ અધ્યવસાયવાળો હોય જ છે અને તેને તે શુભ અધ્યવસાય જ સમયે સમયે અનંતી નિર્જરા કરાવનાર થાય છે. તેવી નિર્જરાથી આત્મા નિર્મળતા પામી, પોતાના ક્ષાયોપશમિક કે ક્ષાયિક ગુણોને પ્રાપ્ત કરે છે. ગુણ-પ્રાપ્તિ થવાથી ગુણવાનનાં વચનો તરફ શ્રદ્ધા અને તીવ્રતા થાય છે. જેમ જેમ શ્રદ્ધા તીવ્રતર થતી જાય છે, તેમ તેમ ગુણવાનનાં વચનો અનુસાર વર્તન કરવાને આત્મામાં તન્મયતા થાય છે અને એ વર્તનની તન્મય-તામાંથી બાહ્ય-અભ્યંતર સર્વ સંયોગોનો ભોગ આપવાની તૈયારી થાય છે. તેનું જ નામ સર્વવિરતિ છે. એ રીતે પરંપરાએ, પ્રભુમૂર્તિનું પૂજન સર્વવિરતિના ધ્યેયને પહોં-ચવાનું સાધન બની શકે છે. એટલું અવશ્ય છે કે-શ્રી જિનેશ્વર ભગવાનની પ્રતિમાને પૂજનારા સર્વ મનુષ્યો તે જ ભવમાં સર્વવિરતિના ધ્યેયને પહોંચી જાય એ બને નહિ. જેમ સર્વવિરતિ અંગીકાર કરનાર દરેકને તે જ ભવમાં મોક્ષ મળતો નથી, તો પણ સર્વવિરતિની આરાધના નિષ્ફળ ગણાતી નથી. એમ ઘણા ભવો સુધી વિરાધનાનું વર્જન અને આરાધનાનું સંપાદન થવા બાદ જ સર્વવિરતિ ભવાંતરે મોક્ષ આપે છે, તેવી રીતે અવિધિ ટાળતો અને વિધિને સાધતો દ્રવ્યપૂજા કરનારો ભવાંતરે સહેલાઈથી સર્વ-વિરતિને પામી શકે છે: કારણ કે-શ્રી જિનેશ્વર ભગ-વાનની પૂજા કરનારો તેમના રાજવૈભવને કે સુખસમૃદ્ધિને

આગળ કરીને પૂજતો નથી, પરતુ તેઓએ આરભ-પરિગ્રહ અને વિષય-કષાયના સર્વથા ત્યાગપૂર્વક સેવેલુ જે અનગારપણુ અને પ્રાપ્ત કરેલુ જે અઢાર દોષોથી રહિત પણું, તેને અગે જ પૂજા કરે છે ભગવાનની મૂર્તિનું પૂજન એ રીતે સર્વવિરતિ વિગેરે ગુણો તરફ બહુમાન ધારીને કરાય છે, તેથી તે સર્વવિરતિને અપાવનાર થાય જ છે

'પ્રભુ પૂજાના અર્થી હતા'-
એમ કહી શકાય જ નહિ

એવો પણ તર્ક સભવિત છે કે-

"શ્રી જિનેશ્વરદેવો હિંસા વર્જવા માટે સાધુઓને સસારનો ત્યાગ કરવાનો ઉપદેશ આપે, તીવ્ર કષ્ટો સહવાનું-યાવત્ પ્રાણત્યાગ કરવા પર્યતનું કહે અને પોતાની પૂજા માટે હિંસાદિક થાય તો પણ એનુ નિર્જરાદિ ફલ બતાવે, તે શુ ઘટિત છે?"

આ કુતર્કનો જવાબ એ છે કે-બીજા મતોની પેઠે શ્રી જૈનમતમા શ્રી જિનેશ્વર એવી કોઇ એક વ્યક્તિ નથી, કિન્તુ તેવી વ્યક્તિઓ અનતી થઈ થઈ છે અને અનતી થવાની છે તે સર્વ વ્યક્તિની પૂજ્યતાનું નિરૂપણ કરવુ, એમા વ્યક્તિગત પૂજવાના હેતુની કલ્પના કરવી, તે સર્વથા વિરુદ્ધ છે સમુદાયની ભક્તિની નિરૂપણામા વ્યક્તિગત પૂજાનું પ્રવર્તકપણું કલ્પવુ, એ ભયકર દોષ દૃષ્ટિ જ છે એક સજ્જન દુર્જનના સસર્ગથી થતા અવગુણો બતાવે અને સજ્જનના સસર્ગથી થતા ફાયદાઓ બતાવે, તેથી-'તે પોતાની મહત્તા બતાવવા મથે છે'-એમ કહી

શકાય નહિ. સુપાત્રદાનનો ઉપદેશ કરનાર સાધુ સ્વાર્થી છે, એમ કહી શકાય નહિ. એક સાધુ ઉપદેશ દે, તેમાં જણાવે કે–'સાધુ મહાત્માનાં નામ–ગોત્રને શ્રવણ કરવા માત્રમાં પણ ઘણું જ ફળ છે અને તેના કરતાં તેમના સામા જવું, વંદન–નમન કરવું, સુખશાતા પૂછવી, તેમની અનેક પ્રકારે પર્યુપાસના કરવી, તેમાં અનહદ લાભ છે.' આ ઉપદેશ કોઈ એક વ્યક્તિને ઉદ્દેશીને નથી, તેથી તે ઉપદેશક પોતાની પૂજા ઇત્યાદિનો અર્થી છે–એમ કહી શકાય નહિ. તથા 'સાધુના સામા જવું'–ઇત્યાદિમાં થતા જીવવિરાધનના પાપનો ભાગી તે ઉપદેશક થાય છે, એમ પણ કહી શકાય નહિ. ઉપદેશકનો ઇરાદો શ્રોતાના આત્મકલ્યાણનો છે, નહિ કે–જીવવિનાશનો. શ્રી જિનેશ્વરદેવો તો ક્ષીણમોહી અને વીતરાગ છે. તેમની ઉપર પોતાની પૂજાના અર્થિપણાનો આરોપ મૂકવો, એ તો સદંતર સમજણ વિનાનું જ કાર્ય છે.

**પૂજામાં હિંસાની વાતો કરનારની દશા:**

સર્વવિરતિ, એ ચૌદ રાજલોકના સર્વ જીવોને અભયદાન દેવા રૂપ છે. એની પ્રાપ્તિ માટે એકેન્દ્રિય જીવોની સ્વરૂપ-હિંસાવાળું પૂજન ન્યાયયુક્ત અને અધિક લાભના નિયમ-વાળું છે. એ પૂજન દ્વારાએ એકેન્દ્રિયથી ચઢીયાતો બેઇ-ન્દ્રિયાદિકનો વર્ગ રક્ષ્ય છે અને પરંપરાએ એકેન્દ્રિય વર્ગ પણ રક્ષ્ય છે. પશુવધની પૂજામાં તેમ નથી : કારણ કે–પંચેન્દ્રિયથી ચઢીયાતો કોઇ જીવનો વર્ગ છે જ નહિ અને પોતાના ભલાના નામે થતા પંચેન્દ્રિયના વધવાળા

કાર્યને ધર્મકાર્ય ગણી પણ શકાય નહિ: કારણ કે–તે માણસાઈની પણ પ્રતિજ્ઞાથી વિરુદ્ધ છે અહિંસાથી ચારિત્રાવરણીય કર્મ જેમ નાશ પામે છે, તેમ સર્વ-વિરતિના ધ્યેયથી થતું પૂજન પણ ચારિત્રમોહનીયાદિ દુષ્ટ કર્મની પ્રકૃતિઓનો ક્ષય કરે છે ઉભયથી એક જ કાર્ય સિદ્ધ થતું હોવાથી, અહિંસા અને શ્રી જિનપૂજન ઉત્સર્ગ–અપવાદ રૂપ બની શકે છે, પરતુ સ્વર્ગાદિની સમૃદ્ધિ માટે પચેન્દ્રિય જીવનો વધ કરીને પૂજન કરવું, તેમાં હિંસા અને પરિગ્રહ ઉભય પાપોનું પોષણ થાય છે, તેથી ઉત્સર્ગ–અપવાદ રૂપ બની શકે નહિ પ્રાપ્ત થયેલા સંયમને ટકાવવા આદિને માટે નદી ઉતરવામા લાભ થાય છે, તો પછી અપ્રાપ્ત સયમની પ્રાપ્તિ માટે દેવપૂજાદિમાં પ્રવર્તનારને પણ લાભ કેમ થાય નહિ ? અવશ્ય થાય શ્રી જિનેશ્વરદેવના પૂજનની પાછળ ગુણપ્રાપ્તિ, વૈરાગ્ય, માર્ગાનુસારિતા, દુ ખક્ષય અને કર્મક્ષયાદિ આત્મકલ્યાણકર વસ્તુઓનું જ ધ્યેય છે એવા ઉત્તમ ધ્યેયથી પૂજન કરનારો હિંસાના ફળને પામે, તો પછી અહિંસાના ફળને કોણ પામી શકે, તે શોધી કાઢવું એ અત્યત અશકય જ છે શ્રાવક દ્રવ્યપૂજન કરે છે, તે પોતાના વ્રત–નિયમોને બાધ લગાડીને નહિ જ શ્રી જિનેશ્વરદેવના પૂજનમાં પશુ આદિનું કે અભક્ષ્ય પદાર્થોનું નૈવેદ્ય ધરવાનું હોતું નથી કે અપેય વસ્તુઓ આદિથી પ્રક્ષાલન કરવાનુ હોતું નથી મોટાં જૂઠ કે મોટી ચોરીઓ કરીને પણ પૂજન કરવાનું હોતું નથી ઓછામાં ઓછુ દેશવિરતિ ધર્મની ભૂમિકાથી નીચું પાડનાર એક પણ કૃત્ય શ્રી જિનપૂજામાં

આચરવાનું હોતું નથી. સચિત્ત પાણી, વાયુવીંઝન, અગ્નિ-સમારંભ, વનસ્પતિભક્ષણ, કાચી માટી અને કાચું મીઠું ઇત્યાદિ જેણે છોડયું હોય છે, તેને પૂજનના વિધાનમાં પ્રવર્તવાનું છે નહિ! આમ છતાં, જેઓ અર્થઉપાર્જન કે શરીરશુશ્રૂષાદિ માટે લેશ પણ દયાના વિચાર વિનાના છે, અભક્ષ્ય અને અનંતકાય પર્યંતના પદાર્થોનો ભોગોપભોગ પણ જેમણે છોડયો નથી, તેવા આત્માઓ માત્ર જિન-પૂજા માટે વપરાતાં જલપુષ્પાદિની વિરાધનાને જ જો મોટું રૂપ આપી દેવાનો પ્રયત્ન કરતા હોય, તો તેઓ મિથ્યાત્વથી ગ્રસ્ત અને કારમા દુરાગ્રહથી પીડિત છે, એમ જ સમજવું જોઈએ. સોયના અગ્રભાગ જેટલા અનંતકાયમાં–'પૃથ્વી, પાણી, વાયુ, અગ્નિ અને પ્રત્યેક વનસ્પતિ: બેઇન્દ્રિય, તેઇન્દ્રિય અને ચઉરિન્દ્રિય: પંચેદ્રિય તિર્યંચ, મનુષ્ય, દેવતા અને નારકી' આદિ સ્થાનોમાં રહેલા જેટલા જીવો છે, તેના કરતાં પણ અનંતગુણા જીવો છે. તેનો ઉપભોગ કરતાં પણ જેઓને સંકોચ નથી, તેઓ પૃથ્વી આદિના જીવો, કે જે તેના અનંતમે ભાગે છે, તેની થતી સ્વરૂપ–હિંસાની વાતને આગળ કરી શ્રી જિનપૂજા જેવા પરમોચ્ચ કર્તવ્યને ધિક્કારે છે, ત્યારે એ જ કહેવાનું પ્રાપ્ત થાય છે કે–તેઓની દશા તો અત્યંત શોચનીય અને અવિવેકિપણાની પરાકાષ્ઠાએ પહોંચેલી છે. એ તો એક ગણિકા, પોતાના પતિ સાથે વાત કરતી સતીને દેખી, તેની હાંસી કરે અગર તેનો તિરસ્કાર કરે, તેના જેટલું જ કે તેનાથી પણ વધારે અસમંજસ કાર્ય છે.

ય અને ભાવ દયા :

શ્રી જિનેશ્વરદેવનાં મનોહર ચૈત્યો, તેમાં પ્રતિષ્ઠિત
ાી રમણીય તથા મનોજ્ઞ મૂર્તિઓ અને તેનું સુંદર
ા આહ્‌લાદક પૂજન વિગેરે જોઇને હળુકર્મી ભવ્યાત્માઓ
યગ્દર્શનાદિ આત્મગુણોને પ્રાપ્ત કરનારા થાય છે:
ને પરંપરાએ તેઓ દેશવિરતિ, સર્વવિરતિ આદિ ઉચ્ચ
ાઓ પામી, સર્વ-કર્મ-રહિત બની, અનંતકાળ સુધી
લોકના સર્વ જીવોને સર્વ પ્રકારે અભયદાન દેનારા
ય છે આથી સમ્યગ્દર્શનાદિ ભાવ ધર્મોની પ્રાપ્તિનાં
નોને શ્રી જૈનશાસને પરમ ઉપકારક લેખ્યાં છે

જગતમાં દયા બે પ્રકારની છે એક દ્રવ્યદયા અને
જી ભાવદયા દ્રવ્યદયા કરતાં ભાવદયા અનંતગુણી શ્રેષ્ઠ
દ્રવ્યદયા કેવળ દ્રવ્ય-પ્રાણોને ઉદ્દેશીને છે ભાવદયા
-પ્રાણોને ઉદ્દેશીને છે દ્રવ્યપ્રાણો સ્વલ્પકાળ ટકવા
ા હોય છે ભાવ-પ્રાણોની સ્થિતિ અનંતકાળ સુધીની
વ્ય-પ્રાણોના ધારણ-પોષણથી થનારૂં સુખ અલ્પ
ક્ષણસ્થિતિવાળુ છે ભાવ-પ્રાણોના આવિર્ભાવથી
રૂં સુખ નિરવધિ અને ચિરસ્થાયી છે

અનાદિ કાળથી જીવ કર્મથી બંધાએલો છે અને
યોગે મિથ્યાત્વ, અવિરતિ આદિ દોષોના પંજામાં
ાયેલો છે તેમાંથી છૂટવું અતિ દુષ્કર છે અને ન
ય ત્યાં સુધી તેના યોગે કર્મનો આશ્રવ થયા જ કરે છે
ાનાં સમગ્ર દુઃખોનાં કારણભૂત એ કર્મોનો અને તેના
વનો નિરોધ કે નાશ ન થાય, ત્યાં સુધી જીવના

દુઃખનો અંત નથી. સ્વલ્પ પણ સમ્યગ્દર્શનાદિ ગુણોની પ્રાપ્તિ જીવને કર્મબંધથી છોડાવી પરંપરાએ મોક્ષની પ્રાપ્તિ કરાવી આપી શકે છે, કે જ્યાં જન્મ, જરા, મરણ, રોગ, શોક, આધિ, વ્યાધિ, ઉપદ્રવ આદિનો સર્વથા અભાવ છે અને પ્રાપ્ત થએલા જ્ઞાનાદિ ગુણોની સમૃદ્ધિનો એક અંશ પણ અનંતકાળે પણ ઓછો થતો નથી. દ્રવ્ય દયા કરનારો માત્ર કેટલાક પ્રાણિઓનાં કેટલાંક દુઃખોનો વિલંબ માત્ર કરી શકે છે, જ્યારે ભાવ દયા કરનારો સર્વ જીવો માટે સર્વ કાલનાં દુઃખોને દૂર કરનારો અર્થાત્ તેઓને દુઃખ દેવામાંથી હંમેશને માટે મુક્ત થનારો હોય છે. સમ્યગ્દર્શનાદિ ભાવગુણોની પ્રાપ્તિ ઉપરાંત મોક્ષનાં બીજાં પણ કારણો, જેવાં કે–સત્સાધુ-સમાગમ, તેમના મુખકમલથી જગદુદ્ધારક અકલંક શ્રી જિનવચનનું શ્રવણ, સર્વવિરતિમય શુદ્ધ જીવનનું આસેવન અને પરંપરાએ અવ્યાબાધ શાશ્વતપદની પ્રાપ્તિ–એ વિગેરે શ્રી જિનેશ્વરદેવની પૂજા અને ભક્તિ વિગેરેથી અવશ્ય પ્રાપણીય બને છે.

**શ્રી જિનપૂજામાં દાનાદિ ધર્મોની આરાધના :**

શ્રી જિનેશ્વરદેવની પૂજા વખતે પુણ્યબંધ રૂપ અને કર્મક્ષય રૂપ–ઉભય પ્રકારના ધર્મની એક સાથે આરાધના થાય છે, તે નીચેની વિગતોથી સમજી શકાશે–

પૂજન સમયે–અક્ષતાદિ ચઢાવવા તે **દાનધર્મ** છે.
" " વિષયવિકારને વર્જવા તે **શીલધર્મ** છે.
" " અશનપાનાદિનું વર્જન તે **તપોધર્મ** છે.

પૂજન સમયે-શ્રી જિનેશ્વરદેવના ગુણગ્રામાદિ કરવા **તે ભાવધર્મ છે.**

**શ્રી જિનપૂજાથી થતો કર્મક્ષય :**

એ જ રીતિએ પૂજન સમયે-

ચૈત્યવંદનાદિ વડે ગુણસ્તુત્યાદિ કરવાથી **જ્ઞાનાવરણીય કર્મનો** ક્ષય થાય છે,

પ્રભુમૂર્તિનાં દર્શનાદિ કરવાથી **દર્શનાવરણીય કર્મનો** ક્ષય થાય છે,

યતના અને જીવદયાની શુભ ભાવનાથી અશાતાદિ **વેદનીય કર્મનો** ક્ષય થાય છે,

શ્રી અરિહંત પરમાત્મા તથા શ્રી સિદ્ધ પરમાત્માના ગુણસ્મરણથી અનુક્રમે **દર્શનમોહનીય** તથા **ચારિત્ર-મોહનીય કર્મનો** ક્ષય થાય છે,

પ્રભુપૂજનના શુભ અધ્યવસાયની તીવ્રતાથી **આયુષ્ય કર્મનો** ક્ષય થાય છે,

શ્રી જિનેશ્વરદેવનાં નામાદિ લેવાથી **નામકર્મનો** ક્ષય થાય છે,

શ્રી જિનેશ્વરદેવને વંદન-પૂજનાદિ કરવાથી **નીચ ગોત્ર કર્મનો** ક્ષય થાય છે, તથા-

શ્રી જિનેશ્વરદેવની પૂજામાં શક્તિ, સમય તથા અન્ય દ્રવ્યાદિનો સદુપયોગ કરવાથી **વીર્યાંતરાયાદિ** કર્મનો ક્ષય થાય છે.

**જોડાઓ અને જોડો :**

એ રીતે શ્રી જિનપૂજામાં પુણ્યબંધ, દેશથી યા સર્વથી કર્મનિર્જરા અને પરંપરાએ શાશ્વત સુખસ્વરૂપ મોક્ષની પ્રાપ્તિ પર્યંતનાં સઘળાં કાર્યો એકી સાથે સધાય છે. શ્રી જિનપૂજા જેવું સહેલામાં સહેલું, આબાલવૃદ્ધ સર્વ કોઈથી આચરી શકાય તેવું અને અનુપમ લાભને આપનારૂં અન્ય કોઈ કૃત્ય, લોક–લોકોત્તર માર્ગની અંદર બીજું કાંઇ જડી શકે તેમ નથી. તેની સામે સ્હેજ પણ વક્ર દૃષ્ટિ ધારણ કરવી, તે સ્વકલ્યાણ પ્રત્યે જ વક્ર દૃષ્ટિ ધારણ કરવા બરાબર છે. સ્વપર શ્રેયના અભિલાષુક આત્માઓએ શ્રી જિનપૂજાદિ અનુષ્ઠાનમાં પોતે જોડાઈ અન્યને જોડવા અને સ્વપરનું પારમાર્થિક કલ્યાણ સાધવું, એ જ સાચી ઉન્નતિનો માર્ગ છે.

  

# પ્ર તિ મા – પૂ જ ન

## પ્રકરણ ૨ જું

### પ્રતિમા–પૂજનની
### પ્રાચીનતા

અનાદિકાલીન આકાર:

**સ**મસ્ત વિશ્વ, એ મૂર્તિમાન પદાર્થોના સમૂહ રૂ
છે. જેટલી પ્રાચીનતા વિશ્વના અસ્તિત્વની છે, તેટલી
પ્રાચીનતા મૂર્તિ, આકાર અને તેની પૂજા વિગેરેની
જૈન સિદ્ધાંત મુજબ સમસ્ત લોક ષડ્ દ્રવ્યથી ભરેલું
એ છ દ્રવ્યોમાં પાંચ દ્રવ્યો અમૂર્ત છે અને એક મૂ
છે. એ અમૂર્ત દ્રવ્યોને પણ અમુક આકારને ધાર
કરનારાં માનવામાં આવ્યાં છે. યાવત્ અલોકાકાશ,
જ્યાં કેવળ એક આકાશ દ્રવ્ય જ છે, તેનો પણ છીદ્રવા
ગોળા જેવો આકાર સ્વીકારવામાં આવ્યો છે. અમૂ
દ્રવ્યોનો જેમ આકાર માનેલો છે, તેમ એ અમૂ
દ્રવ્યોના જ્ઞાનને પણ આકારયુક્ત માનવામાં આવેલું
અમૂર્ત દ્રવ્યોનું જ્ઞાન પણ મૂર્ત દ્રવ્યો દ્વારાએ જ થ
છે. આ રીતે આકાર અને મૂર્તિને માનવાનો ઇતિહ

કોઇ અમૂક કાળનો નથી, પરંતુ વિશ્વની હયાતિ સુધીના સર્વ કાળના માટે સર્જાએલો છે.

**મૂર્તિનો વિશ્વવ્યાપક સિદ્ધાન્ત:**

મૂર્તિ, આકૃતિ, પ્રતિમા, પ્રતિબિંબ, આકાર, પ્લાન, નકશો, ચિત્ર, ફોટો,—એ સઘળા એક જ અર્થને કહેનારા શબ્દો છે. કોઇ ને કોઈ પ્રકારે એ આકારાદિને આદર આપ્યા વિના કોઇને પણ ચાલતું નથી. એક બાળકથી માંડીને મોટા જ્ઞાની પર્યંત સૌ કોઇને પોતાના અભીષ્ટની સિદ્ધિ માટે, સર્વ પ્રથમ મૂર્તિની જ આવશ્યકતા પડે છે. ધાર્મિક, વ્યવહારિક કે વૈજ્ઞાનિક—કોઈ પણ ક્ષેત્રમાં, મૂર્તિને કે આકારને માન્યા સિવાય ચાલતું નથી. મૂર્તિ કે આકારને માનવાનો સિદ્ધાંત વિશ્વવ્યાપક છે. સુવર્ણ અને તેમાં રહેલી પીળાશ તથા રત્ન અને તેમાં રહેલી કાંતિ જેમ કદી જ અલગ થઈ શકતાં નથી, તેમ વિશ્વથી તેના આકારની મૂર્તિને પણ પૃથક્ કરી શકાય તેમ નથી. સમસ્ત વિશ્વની પ્રકૃતિ જ આ રીતે મૂર્તિ અને આકારને ધારણ કરનારી છે, તો પછી મૂર્તિને નહિ માનવી—એ એક રીતે વિશ્વની પ્રકૃતિનું જ ખૂન કરવા બરાબર છે.

**મૂર્તિપૂજાની પરમ આવશ્યકતા :**

મુમુક્ષુ માત્રનું અંતિમ ધ્યેય જન્મ, જરા અને મરણ આદિનાં દુ:ખોનો અંત કરી, અક્ષય સુખની પ્રાપ્તિ કરવી તે જ છે. એ મહાન કાર્યની સિદ્ધિ માટે સૌથી પ્રથમ આવશ્યકતા, શુભાવહ નિમિત્ત–કારણોને મેળવવાની છે.

ચંચળ ચિત્ત, ઉચ્છૃંખલ ઇંદ્રિયો, વિષમ વિષયો અને કટુ કષાયો ઉપર વિજય પ્રાપ્ત થઇ શકે-એવું ઉત્તમ નિમિત્ત, શુક્લ ધ્યાનમાં સ્થિત અને શાંત મુદ્રાએ યુક્ત શ્રી જિનેશ્વરપ્રભુની મનોહર મૂર્તિથી ચઢી જાય તેવું બીજું એક પણ નથી પછી એ મૂર્તિ ભલે પાષાણ, કાષ્ટ, ધાતુ, મૃત્તિકા, ગોમય, વાલુકા યા કોઇ પણ પદાર્થની બનેલી હો ઇશ્વરની ઉપાસના, એ જો ધર્મનું એક મુખ્ય અંગ હોય, તો તેની સિદ્ધિ માટે મૂર્તિની અગત્યતાનો કોઇથી પણ ઇન્કાર થઇ શકે તેમ નથી કોઇ પણ નિરાકાર વસ્તુની ઉપાસના મૂર્તિ વિના અસંભવિત છે, એ સર્વ વાદિઓને સિદ્ધ છે તેથી ઇશ્વર પ્રત્યેની શ્રદ્ધા, ભક્તિ અને તેના અસ્તિત્વનો વિશ્વાસ ટકાવી રાખવા માટે, મૂર્તિપૂજાની પરમ આવશ્યકતા છે

ગુણપૂજા માટે ય આકાર જરૂરી છે

અહીં કોઇ એવો પ્રશ્ન કરે એ સંભવિત છે કે-

" ઇશ્વરની ઉપાસના માટે જડ મૂર્તિનું આલંબન લેવા કરતાં, તેમના ખુદ ગુણોનું આલંબન લેવું શું ખોટું છે ? "

પરંતુ આ પ્રશ્ન ઉંડી સમજણ વિનાનો છે ઇશ્વર એ જેમ નિરાકાર છે, તેમ ઇશ્વરના ગુણો પણ નિરાકાર છે ઇશ્વર અને ઇશ્વરના ગુણોને જો આકાર નથી, તો તેની ઉપાસના અલ્પજ્ઞ જીવો કેવી રીતે કરી શકવાના ? અલ્પજ્ઞ જીવોને ઉપાસનામાં જોડવા માટે સાકાર, ઇંદ્રિય ગોચર અને દૃશ્ય પદાર્થોની જ આવશ્યકતા રહેવાની છે

વળી કોઇ એમ પણ કહે એ સંભવિત છે કે–

"અમે ઈશ્વર કે ઈશ્વરના નિરાકાર ગુણોની મનોમંદિરમાં માનસિક કલ્પના કરીને ઉપાસના કરી લઇશું, તો પછી પાષાણમય મંદિર–મૂર્તિની શું જરૂર છે ?"

પણ આમ કહેવું, એ પણ એક અજ્ઞાન છે. મનોમંદિરમાં નિરાકાર ઇશ્વરની કલ્પના સાકાર જ બનવાની. જેમ કે–અષ્ટ મહાપ્રાતિહાર્યથી વિભૂષિત, કેવલજ્ઞાનાદિ અનંત ચતુષ્ટયથી યુક્ત, સમવસરણમાં વિરાજમાન ભગવાન જિનેશ્વર મહારાજની ધર્મદેશના વખતની અવસ્થા. એ અવસ્થાની કલ્પના નિરાકાર નહિ પણ સાકાર છે. મંદિર અને મૂર્તિને માનવાવાળા પણ, આ કલ્પનાને જ મૂર્તસ્વરૂપ આપીને ઉપાસના કરે છે. કલ્પના કરીને કે સાક્ષાત્ મૂર્તિ બનાવીને ઉપાસના કરો,–બંનેનું ધ્યેય એક જ છે. એટલું અંતર અવશ્ય છે કે–કાલ્પનિક મનોમંદિર ક્ષણવિધ્વંસી છે અને સાક્ષાત્ મંદિર તથા મૂર્તિ ચિરસ્થાયી છે. સર્વશ્રેષ્ઠ તો તે છે કે–ચિરસ્થાયી દૃશ્ય મંદિરોમાં જઈને ભગવાનની શાંત મુદ્રાએ યુક્ત મૂર્તિની ભક્તિભાવપૂર્વક પૂજા–અર્ચા કરીને આત્મકલ્યાણ કરવું, પરંતુ ક્ષણવિધ્વંસી કાલ્પનિક અને અદૃશ્ય મૂર્તિ માત્રથી સંતોષ માનવો નહિ : કારણ કે–એવા સંતોષમાં સ્પષ્ટપણે ભક્તિની ખામી જ રહેલી હોય છે.

**મૂર્તિનું શુભાવહ આલંબન :**

આટલા વિવેચનથી એ સ્પષ્ટ થશે કે–જેટલી પ્રાચીનતા સંસારના ઇતિહાસની છે, તેટલી જ પ્રાચીનતા

મૂર્તિપૂજાનો વિરોધ કરવો તે હતું. **પેગમ્બર મહુમ્મદ** શાહે તે વિરોધ કોઈ પણ પ્રમાણો દ્વારાએ નહિ, કિન્તુ તલવારના બળ ઉપર કર્યો. કેવળ આર્ય પ્રજામાં જ નહિ, પણ પાશ્ચાત્ય પ્રદેશોમાં પણ મૂર્તિપૂજાનો મોટો પ્રચાર હતો, એમ ઐતિહાસિક પુરાવાઓ સિદ્ધ કરે છે. **ઑસ્ટ્રીયામાં** ભગવાન **મહાવીર**ની મૂર્તિ, **અમેરીકા**માં તામ્રમય સિદ્ધચક્રનો ગટ્ટો, **મંગોલીયા** પ્રાંતમાં અનેક ભગ્નમૂર્તિઓના અવશેષો અને **મક્કા મદિના**માં જૈન મંદિર જે હાલ ત્યાંથી ફેરવવામાં આવ્યું છે—એ વિગેરે મૂર્તિપૂજાના પૂરાવા છે. વ્યક્તિગત કોઈ મૂર્તિપૂજા ન માને—એ વાત અલગ છે, પરન્તુ પૃથ્વી—પર્યટન કરવાવાલાઓથી એ વાત અજાણી નથી કે—આજે પણ, મૂર્તિપૂજાના પ્રચાર વિનાનો કોઈ પણ પ્રદેશ, જગતભરમાં શોધ્યો ય જડતો નથી.

મુસ્લીમ મતની ઉત્પત્તિ બાદ મુસલમાનોએ ભારતવર્ષ ઉપર અનેક આક્રમણો કર્યા છે અને ધર્માંધતાના કારણે આર્યદેશનાં આદર્શ મંદિર—મૂર્તિઓને અને શિલ્પકળાઓને તોડી—ફોડી નાખી છે : તો પણ ૧૫ મી સદી સુધી ભારતવર્ષની આર્ય પ્રજા ઉપર મુસ્લીમ સંસ્કૃતિનો થોડો પણ પ્રભાવ પડ્યો નહોતો. વિક્રમની ૧૩ મી શતાબ્દિમાં દિલ્હી ઉપર મુસ્લીમ સત્તાની હકુમત થઇ. સત્તાના મદમાં આવીને તેઓ તલવારના પશુબળથી અનેક ભદ્રિક અને અજ્ઞાન લોકોને હિંદુ ધર્મથી ભ્રષ્ટ કરવા લાગ્યા. તોપણ તેમને સંપૂર્ણ સફળતા મળી નહિ. થોડા—ઘણા જે વિધર્મી થયા, તે પણ અધિકાંશ સ્વાર્થી અને ધર્મથી

અનભિજ્ઞ લોકો હતા તેવા વિકટ સમયે પણ ભારતીય ધર્મવીરો ઉપર અનાર્ય સસ્કૃતિનો કાઈ પણ પ્રભાવ પડ્યો નહિ વિક્રમની ૧૪મી સદીમા દિલ્હી ઉપરાત **માલવા** અને ગુજરાતની ભૂમિ ઉપર મુસ્લીમોની સત્તા કાયમી બની અને ત્યાની શિલ્પકળા અને મદિરોનો તેઓએ નાશ કર્યો, વિધર્મી નહિ બનનારાઓના ધનમાલ લૂટી લીધા અને દેહાત દંડની સજાઓ કરી ત્યા સુધી પણ ધર્મવીરો ઉપર અનાર્ય સસ્કૃતિની જરા પણ અસર થઈ નહિ ઉ ટુ, પ્રતિસ્પર્ધાના કારણે ધર્મ અને મૂર્તિપૂજા ઉપરનો વિશ્વાસ અને ભક્તિભાવ વધતા ગયા શીલા લેખોથી એ માલમ પડે છે કે–તેવા કટોકટીના સમયે પણ, પૂર્વ મદિરો કરતા નવીન મદિરો અધિક સખ્યામા થયા દાખલા તરીકે વિ સ ૧૩૬૮ મા મુસલમાનોએ શત્રુજયના તમામ મદિરોનો નાશ કર્યો અને ૧૩૭૧ મા શ્રેષ્ઠિ **સમરસિહે** ક્રોડો દ્રવ્યોનો વ્યય કરીને ફેર પાછા શત્રુજય ઉપર સ્વર્ગવિમાન સદશ મદિરો બધાવી લીધા

વિક્રમની ૧૬ મી સદી ભારતવર્ષને માટે મહાદુ ખ અને ભયકર કલક સમાન નિવડી અનાર્ય સસ્કૃતિની દૂષિત અસર અનેક વ્યક્તિ ઉપર પડી ચૂકી હતી અનેક અજ્ઞાન વ્યક્તિઓએ અનાર્ય સસ્કૃતિનુ અધ અનુકરણ કરીને, કાઈ પણ સમજ્યા અને વિચાર્યા વિના જ આર્ય મદિર અને મૂર્તિઓ તરફ ક્રૂર દૃષ્ટિથી જોવુ શરૂ કર્યું હતું શ્વેતાબર જૈનોમા **લોકાશા**, દિગમ્બર જૈનોમા **તારણસ્વામી**, શિખોમા **ગુરુ નાનક**, જુલ્હાઓમા **કબીર**, વૈષ્ણવોમા **રામચરણ** અને અગ્રેજોમા **માર્ટિન**

લ્યૂથર વિગેરે વ્યક્તિઓએ, કાંઈ પણ સમજ્યા અને વિચાર્યા વિના જ, સંસ્કૃતિના આધારસ્તંભરૂપ મંદિર અને મૂર્તિઓની વિરુદ્ધ ઘોષણાઓ શરૂ કરી દીધી હતી. 'ઈશ્વરની ઉપાસના માટે આ જડ પદાર્થોની કાંઈ પણ આવશ્યકતા નથી.'—એમ જાહેર કરીને, મૂર્તિઓ દ્વારાએ પોતાના ઈષ્ટ દેવોની ઉપાસના કરનારાઓને તેઓએ આત્મકલ્યાણના માર્ગથી છોડાવી દીધા હતા.

પણ શ્વેતાંબર જૈનોને તો **લોંકાશા** સાથે સંબંધ છે. **લોંકાશાના** જીવન માટે ભિન્ન ભિન્ન લેખકોના ભિન્ન ભિન્ન ઉલ્લેખો મળે છે. પરંતુ **લોંકાશાનું** જૈન સાધુ દ્વારાએ અપમાન થયું, એ વિષયમાં બધા સહમત છે. એક બાજુ એનું અપમાન અને બીજી બાજુ મુસ્લીમોનો સહયોગ, **લોંકાશાને** કર્તવ્યભ્રષ્ટ કરનારો થયો. વિ. સં. ૧૫૪૪ ની આસપાસ થએલા ઉપાધ્યાય **કમળસંયમી** સિદ્ધાંત ચોપાઇમાં લખે છે કે—**પીરોજખાન** નામનો બાદશાહ દહેરાં અને પૌષધશાલાને પાડી નાખીને જિનમતને પીડા આપતો હતો. દુઃષમ કાલના પ્રભાવે **લોંકાશાને**, તાવની સાથે જેમ માથું દુઃખવામાં આવે તેમ, તેનો સંયોગ મળી ગયો. આવેશમાં અંધ બનેલો મનુષ્ય કયું કયું અકૃત્ય કરતો નથી ? એ વિષયમાં જમાલિ અને ગોશાલાનું દષ્ટાંત પ્રસિદ્ધ છે. ક્રોધાવેશમાં આવેલો **લોંકાશા**, મુસલમાન સૈયદોનાં વચનો ઉપર વિશ્વાસ મૂકી, પોતાના ધર્મથી પતિત થયો. તે પહેલાં **લોંકાશા** ત્રિકાલ શ્રી જિનપૂજા કરતો હતો—એવા ઉલ્લેખો મળી આવે છે : પરંતુ સાધુઓ દ્વારા અપમાનિત થયા

પછી સૈયદનો સયોગ મળી ગયો અને અગ્નિમા ઘી નાખવાની જેમ, સૈયદે તેની પાસેથી મદિર અને મૂર્તિઓ છોડાવી દીધા ત્યારથી તે પૂજા કરવાની ક્રિયાને નિરર્થક માનવા લાગ્યો સૈયદે તેને કહ્યુ કે-'ઇશ્વર તો મુક્તિમા છે અને નાપાકીથી દૂર છે, તો તેને માટે મૂર્તિઓની, મદિરોની અને સ્નાન-વિલેપનની શી જરૂર છે?' લોકાશાને આ વાત સોળે સોળ આના સાચી લાગી

મિથ્યાત્વના ઉદયથી આવી જુઠી વાતો પણ કેટલીક વાર હૃદયમા સ્થિર થઇ જાય છે અને પછી તેની આગળ અનેક યુક્તિ, આગમ કે ઇતિહાસ આદિના પ્રમાણો ધરવામા આવે, તો પણ તે ઉખડતી નથી અને એ જ કારણે, જેમ અનેક નવા પથો અને મતો પણ નીકળે છે તેમ, લોકાશાએ પણ પોતાનો મત ઉભો કર્યો

લોકાશાએ કેવળ એક મૂર્તિપૂજાનો જ વિરોધ કર્યો છે-એમ નહિ, પણ જૈન આગમ, જૈન સસ્કૃતિ, સામાયિક, પોસહ, પડિક્કમણુ, દાન, દેવપૂજા અને પ્રત્યાખ્યાન વિગેરેનો પણ વિરોધ કર્યો છે અતિમ અવસ્થામા તેને પોતાના દુષ્કૃત્યોનો પશ્ચાત્તાપ પણ થયો છે એ વાતની સાબીતી એ છે કે-જે બત્રીસ સૂત્રો તેણે માન્ય રાખ્યા છે, તેમા સામાયિક-પોસહ-પડિક્કમણ આદિની વાત નહિ હોવા છતા, એ ક્રિયાઓને તેણે સાદર સ્થાન આપ્યું છે અને દાન દેવાની પણ પછીથી છૂટ આપી છે તથા તેની પછી મેઘજી ઋષિ વિગેરેએ તે મતનો સદંતર ત્યાગ કરી ફરીથી જૈનદીક્ષા સ્વીકારી છે અને તેઓ મૂર્તિ

પૂજાના સમર્થક અને પ્રચારક બન્યા છે. **લોંકાગચ્છીય** આચાર્યોએ મંદિર અને મૂર્તિઓની પ્રતિષ્ઠા કરાવી છે તથા પોતાના ઉપાશ્રયમાં પણ પ્રતિમાઓ સ્થાપન કરીને મૂર્તિઓની ઉપાસના કરી છે. **લોંકાગચ્છનો** એક પણ ઉપાશ્રય એવો ન હતો, કે જ્યાં શ્રી વીતરાગ પ્રભુની મૂર્તિ ન હોય. પરંતુ વિક્રમની ૧૮મી સદીમાં યતિ **ધર્મસિંહ** અને **લવજી ઋષિ**–એ બેએ **લોંકાગચ્છથી** અલગ થઇને, ફેર મૂર્તિ સામે બળવો ઉઠાવ્યો. **લોંકાગચ્છના** શ્રીપૂજ્યોએ તે બન્નેને ગચ્છ બહાર પણ કરી દીધા: પરન્તુ તે બન્નેએ પ્રચારવા માંડેલો મત ચાલ્યો. તે બન્નેએ ફેલાવેલા નવા મતને "**ઢૂંઢક મત**"નું ઉપનામ મળ્યું. એ સંપ્રદાયનું બીજું નામ "સાધુમાર્ગી" અથવા "સ્થાનકવાસી" પડ્યું. આ **ઢૂંઢીયા** અને **લોંકાશાના** અનુયાયિઓમાં ક્રિયા અને શ્રદ્ધામાં દિન–રાત જેવું અંતર છે. સ્થાનકમાર્ગિઓ યાને ઢૂંઢીયાઓ **લવજી** ઋષિના અનુયાયી છે.

સ્થાનકવાસી સમાજની ઉત્પત્તિનો આ સંક્ષિપ્ત ઇતિહાસ છે. આજે તેઓસાંના પણ ઘણાઓ, મૂર્તિપૂજાની આવશ્યકતાને અને હિતકારિતાને કબૂલ કરવા લાગ્યા છે.

આ રીતે મૂર્તિપૂજાનું અસ્તિત્વ સનાતન કાળનું છે. સઘળા સુવિહીત આચાર્યોએ તે વિધાનને આદર આપી જૈનસમાજ ઉપર મહાન ઉપકાર કર્યો છે.

મૂર્તિપૂજાના વિરોધિઓ પણ–
મૂર્તિપૂજાને માને છે તેના દાખલા :

મૂર્તિપૂજામાં સૌથી પ્રથમ વિરોધી **મહમ્મદ** છે. પરંતુ

તેના અનુયાયિઓ પણ પોતાની મસ્જીદોમા **પીરોની** આકૃતિઓ બનાવી પુષ્પ–ધૂપાદિથી પૂજે છે, તાજીયા બનાવી તેની સામે રોવા–પીટવાનું કામ કરે છે તથા યાત્રાર્થે **મક્કા મદીના** જઇને, ત્યા એક કાળા પત્થરને ચૂબન કરે છે અને તેથી પાપનો નાશ થયો એમ માને છે

મૂર્તિપૂજા નહિ માનવાવાળા **ઇસાઇઓ** શૂલી પર લટક્તી **ઇમામસિહની** મૂર્તિ અને + (ક્રોસ) સ્થાપિત કરી, પોતાના ચર્ચમા તેને પૂજ્યભાવથી જૂએ છે દ્રવ્ય ભાવથી પૂજા કરે છે અને પુષ્પહાર ચઢાવે છે

**કબીર, નાનક, રામચરણ** આદિ મૂર્તિવિરોધિઓના અનુયાયિઓ પોતપોતાના પૂજ્ય પુરુષોની સમાધિઓ બનાવીને પૂજે છે સમાધિઓના દર્શન માટે ભક્ત વર્ગ દૂર–દૂરથી આવે છે અને પુષ્પાદિ પદાર્થો ચઢાવીને પોતાની શ્રદ્ધા વ્યક્ત કરે છે

સ્થાનકવાસી વર્ગ પોતાના પૂજ્યોની સમાધિ, પાદુકા, મૂર્તિ, ચિત્ર, ફોટાઓ બનાવીને ઉપાસના કરે છે દર્શન માટે દૂર–દૂરથી આવે છે અને દર્શન આદિ કરી પોતાને કૃતકૃત્ય માને છે

કોઇ ગણુ પથ, મત, સપ્રદાય, જાતિ, ધર્મ, વ્યક્તિ, મૂર્તિપૂજાથી વચિત નથી મૂર્તિપૂજકોએ સસારનો જેટલો ઉપકાર કર્યો છે તેટલો વિરોધકોએ અપકાર કર્યો છે મૂર્તિ, એ આત્મકલ્યાણકર હોઇને સસારના સમગ્ર જીવોની સાચી ઉન્નતિનુ સાધન છે તેનો વિરોધ આત્મ–અહિતનુ અને સમસ્ત સસારના અધ પતનનુ પ્રધાન કારણ છે

  

# પ્રતિમા-પૂજન

## પ્રકરણ ૩ જું

## પ્રતિમા-પૂજનની શાશ્વતતા

**આત્મકલ્યાણનું અગત્યનું અંગ :**

" नामाकृतिद्रव्यभावैः, पुनतस्त्रिजगज्जनम् ।
क्षेत्रे काले च सर्वस्मि-न्नर्हतः समुपास्महे ॥१॥ "

**આ** સુરમ્ય પદ્યરત્નમાં પરમ ઉપકારી, કલિકાલ-સર્વજ્ઞ, આચાર્યભગવાન શ્રીમદ્ હેમચંદ્રસૂરીશ્વરજી મહારાજા ફરમાવે છે કે-

" સર્વ કાલમાં અને સર્વ ક્ષેત્રમાં 'નામ, આકૃતિ, દ્રવ્ય અને ભાવ'-એ ચારે સ્વરૂપ વડે ત્રણે જગતના જનોને પવિત્ર કરનારા શ્રી અરિહંતોની અમે ઉપાસના કરીએ છીએ. "

ઉપર્યુક્ત પદ્યમાંથી એ ભાવ નીકળે છે કે-શ્રી અરિહંત ભગવંતોની મૂર્તિઓ અને તેની પૂજા આજ-કાલની નથી, પરંતુ સદાની છે. શ્રી અરિહંતોના ચારે નિક્ષેપાઓ

ઉપાય છે આ શાસ્ત્રમાથી એક પણ નિક્ષેપાની અવગણના, એ સમ્યક્ત્વની પ્રાપ્તિને રોકનાર અને પ્રાપ્ત સમ્યક્ત્વનો નાશ કરનાર છે કોઈ પણ કાળ એવો નથી, કે જેમા મૂર્તિપૂજાનું અસ્તિત્વ ન હોય અને કોઈ પણ ક્ષેત્ર એવુ નથી, કે જેમા શ્રી અરિહંતદેવોની મૂર્તિઓ તેના ઉપાસકોને પવિત્ર કરતી ન હોય. મૂર્તિપૂજા આત્મકલ્યાણનું એક અગત્યનું અંગ છે અધિકાર અને યોગ્યતા પ્રમાણે, સાધુઓ તેમજ શ્રાવકો માટે, શ્રી અરિહંત પરમાત્માઓની ભાવપૂજા તથા દ્રવ્યપૂજા નિરંતર આવશ્યક છે એનો અમલ નહિ કરનાર સાધુ તથા શ્રાવકને શાસ્ત્રકારોએ પ્રાયશ્ચિત્તના ભાગી જણાવેલ છે

## તીર્થ હોય ત્યા પૂજા હોય જ:

ભરત અને ઐરવત ક્ષેત્રમા દરેક ઉત્સર્પિણી અને અવસર્પિણી કાળમા એકેક ચોવીસી થાય છે દરેક ચોવીસીમા ચોવીસ ચોવીસ તીર્થકરો થાય છે એવી અનતી ચોવીસીઓ અતીત કાળે થઈ ગઈ અને અનાગત કાળે થશે. મહાવિદેહ ક્ષેત્રમા તો શ્રી તીર્થકરોનો વિરહ જ નથી. એટલે જ્યારે જ્યારે અને જ્યા જ્યા તે પરમોપકારી તીર્થપતિઓનુ તારક તીર્થ પ્રવર્તતું હોય, ત્યારે ત્યારે અને ત્યા ત્યા શ્રી જિનના મદિરો અને શ્રી જિનની મૂર્તિઓ અને તેની ઉપાસનાનું અસ્તિત્વ કાયમનું જ છે કારણ કે-શ્રી જિનેશ્વરદેવોના પવિત્ર માર્ગમા શ્રી જિનેશ્વરદેવોની પૂજા, એ સમ્યક્ત્વશુદ્ધિનું એક પરમ અગ અને આત્મોન્નતિનું અદ્વિતીય સાધન મનાયેલું છે

## ી તીર્થંકરદેવોના ઉપકાર :

શ્રી તીર્થંકરદેવોનો જગત્ ઉપર અનહદ ઉપકાર છે. સમસ્ત વિશ્વનું ભલું કરવાની સર્વોત્તમ ભાવનામાંથી શ્રી તીર્થંકરપદનો જન્મ થયેલો હોય છે. તે માટે તેઓએ અનેક ભવોથી શુભ પ્રયત્ન કરી ત્રીજા ભવમાં જિન–નામ-કર્મની નીકાચના કરી હોય છે. છેલ્લા ભવમાં તે વિશ્વ-વંદ્ય પુણ્યકર્મનો ઉપભોગ કરતી વખતે, વિશ્વના સમસ્ત જંતુઓને હિતકારી ધર્મતીર્થની તેઓ સ્થાપના કરે છે. એ તીર્થના પ્રભાવે સમસ્ત ધર્મકર્મની સુવ્યવસ્થા વિશ્વમાં પ્રવર્તે છે. સંસારસાગરથી ભવ્ય આત્માઓને નિસ્તાર પમાડવાને માટે એ તીર્થ સમર્થ હોય છે : કેમ કે–તે જીવાદિ પદાર્થસાર્થનું નિરૂપક હોય છે, અત્યન્ત અનવદ્ય હોય છે અને અન્ય અવિજ્ઞાત ચરણ–કરણ આદિ ક્રિયા-ઓનો આધાર હોય છે. મહા સત્ત્વશાળી પ્રાજ્ઞ પુરુષોનું તે આશ્રયસ્થાન હોય છે. અવિસંવાદી, અચિન્ત્ય શક્તિ-યુક્ત અને તેનો જે કોઈ આશ્રય લે તેને આ ભયાનક ભવોદધિથી તારવાને સમર્થ હોય છે. દ્વાદશાંગી, તેનો આધાર ચતુર્વિધ શ્રીસંઘ અને તેના આદ્ય રચયિતા શ્રી ગણધરદેવો, એ તીર્થ કહેવાય છે. એ તીર્થના આદ્ય પ્રકાશક અને આદ્ય સ્થાપક શ્રી તીર્થંકરદેવો હોય છે. જૈન ધર્મની પ્રતિષ્ઠા જગતમાં વિસ્તરેલી હોય, તો તેમાં મૂળ કારણભૂત શ્રી તીર્થંકરદેવો અને તેમના જીવનની વિશિષ્ટતા જ છે. વસ્તુતઃ તો, શ્રી તીર્થંકરદેવોનું સર્વોચ્ચ જીવન, એ જ જૈન ધર્મની મહાન પુંજી છે. જૈન ધર્મના ટકાવની મજબૂત જડ કોઇ પણ હોય, તો તે પણ તે જ છે. ક્યારેક સર્વનાશ

જેવું થઈ જાય, તો પણ તે શ્રી તીર્થંકરદેવોના સર્વોચ્ચ જીવનને આદર્શ જ્યાં સુધી જગતમાં રહેલ છે, ત્યાં સુધી ફરીથી ધર્મજાગૃતિ આવતાં વાર લાગતી નથી. જૈન ધર્મની સર્વોપરિતા અને દૃઢમૂલતા થવાનું મૂખ્ય કારણ શ્રી તીર્થંકરદેવોનાં સર્વોચ્ચ જીવનો જ છે અને એ જ કારણે જૈને પોતાની સર્વ પ્રવૃત્તિઓમાં શ્રી તીર્થંકરદેવોના જીવનને જ વધારે પ્રધાન અને ઉચ્ચ સ્થાન આપે છે. શ્રી તીર્થંકરોની પૂજ્યતા—તેમની વિદ્વત્તા, રાજ્યસત્તા કે રૂપરંગાદિને આભારી નથી, કિન્તુ તેમના શ્રી તીર્થંકરપણાને આભારી છે: અને એટલા જ માટે જૈન શાસ્ત્રકારોએ શ્રી તીર્થંકરોની લગ્ન, રાજ્ય, યુદ્ધ, લીલા કે ક્રીડાદિ ઘટનાઓને ઉપાદેય તરીકે આગળ કરી નથી: કિંતુ ચ્યવન, જન્મ, દીક્ષા, કેવળ અને મોક્ષ અવસ્થાઓને આગળ કરી તેની જ ઉપાસના ફરમાવી છે.

મહિમાવંતું જીવન:

જગતમાં એકથી ચઢીયાતો બીજો મનુષ્ય મળી જ રહે છે. કોઈ રૂપમાં, કોઈ ગુણમાં, કોઈ જાતિ કે કોઈ કુળમાં, કોઈ બુદ્ધિ કે શાસ્ત્રમાં, કોઈ કળા કે કૌશલ્યમાં, કોઈ ઋદ્ધિ કે સમૃદ્ધિમાં અને કોઈ લાભ કે ખ્યાતિમાં! તે સર્વેના ગર્વ, મદ, અહંકાર કે અભિમાન ઉતારનાર કોઈ પણ હોય, તો તે શ્રી તીર્થંકરદેવોનુ જીવન જ છે. ક્રોધ, રોષ, ઇર્ષ્યા કે અદેખાઇ, માયા કે દંભ, અનીતિ કે અનાચારાદિ દોષોને રોકવાની આ જગતમાં સત્ય પ્રેરણા કોઈ પણ સ્થાનેથી મેળવી શકાતી હોય, તો તે પણ

શ્રી તીર્થંકરદેવોનાં જીવનોમાંથી જ મેળવી શકાય છે. શ્રી તીર્થંકરદેવોનું આદર્શ જીવન બીજાઓમાં રહેલા એ સઘળા દોષો અને વિકારોને ખૂલ્લા પાડે છે ને યોગ્ય આત્મા-ઓના તે દોષોને વધતા અટકાવે છે તથા શમાવી પણ દે છે. આ જગતમાં જે કાંઈ સારભાગ, ઉજ્વળતા કે પવિત્રતાદિ દેખાય છે, તે સર્વે પ્રતાપ સીધી રીતિએ કે આડકતરી રીતિએ શ્રી તીર્થંકરદેવોનાં અતિ ઉજ્જવળ અને પવિત્ર જીવનોનો જ છે. તે તારકોના જીવનની ભવ્યતા, અસંખ્ય આત્માઓને પોતપોતાના વિકાસસ્થાન પરથી આગળ વધવામાં, અનાયાસે પણ સબળ નિમિત્ત રૂપ થયા સિવાય રહેતી નથી.

ગુણજ્ઞ ભક્તોની ભાવના:

સર્વે જીવોના વિકાસમાં સવ કાળે એક સરખી રીતે ઉપકારક શ્રી તીર્થંકરદેવોનો ઉપકાર સ્મૃતિપટ પર તાજો રહ્યા કરે, વિસરાઈ ન જાય, એ કારણે તેઓશ્રીની વિદ્યમાનતામાં કે અવિદ્યમાનતામાં, તેઓશ્રી પ્રત્યેની સન્મુખવૃત્તિ ટકાવી રાખવા માટે, પ્રતિમા અને ચૈત્યો દ્વારાએ ભક્તિ કરવાની પ્રથા વિવેકી વર્ગમાં સદાકાળ હોય, એમાં લેશ માત્ર નવાઈ નથી. જગત ઉપરના તેઓના મહાન ઉપકારો સમજદાર આત્માઓને બળા-ત્કારે તેમ કરવા પ્રેરે છે. એ ઉપકારને સમજનારાઓ તેમની પ્રતિમાનાં દર્શન કર્યા વિના અન્ન કે જળને પણ લેતા નથી. આખો દિવસ દર્શન ન થાય તો ઉપવાસ કરે છે. હંમેશાં ત્રિકાળ દર્શન અને સાત વાર ચૈત્યવંદન

કરવા ફરજીયાત પ્રતિજ્ઞા ધારણ કરે છે શ્રી તીર્થંકરો તરફની આ મહતી પૂજ્યભાવનાના બળના પરિણામે ઠેર ઠેર મોટા મોટા મંદિરો સ્થાપિત થાય છે અને તેમા સખ્યાબધ મૂર્તિઓ પ્રતિષ્ઠિત થાય છે મોટા શહેરો, કલ્યાણકસ્થળો અને બીજા પણ મહત્ત્વના કે સામાન્ય સ્થળોમા સખ્યાબધ મંદિરો અને પ્રતિમાઓ અસ્તિત્વમા આવે છે વિવેકી આત્માઓ સમસ્ત પૃથ્વી શ્રી જિન મંદિરોથી મંડિત થઈ જાય, એવી સુભગ પળની હૃદયમા હમેશા ઝખના કર્યા કરે છે આધુનિક સસ્કૃતિના પૂજકને દુનિયાના પ્રત્યેક સ્થળે અને ગામડે ગામડે હાઈસ્કૂલ, હોસ્પીટલ કે પૉસ્ટ ઑફિસ આદિ સ્થાપવાની અને દાખલ કરવાની મહત્ત્વાકાક્ષા હોય છે તેના કરતા કેઈ ગુણી મહત્ત્વાકાક્ષા, શ્રી તીર્થંકરદેવોના સર્વોચ્ચ ગુણોને પીછાણુ નાર આત્માઓને,તેઓશ્રીની સ્મૃતિ તાજી રાખનાર મંદિરો અને મૂર્તિઓનું સર્વત્ર પ્રતિષ્ઠાપન કરવાની હોય છે

માનનુ વલણ જાગૃત કરના.

શ્રી તીર્થંકરના દર્શનથી પ્રજા વચિત ન રહે, એ માટે મોટા મોટા તીર્થો બાધવામા આવે છે મોટા મોટા યાત્રાગમનો, સમારભો, ચૈત્યો, રથોત્સવો, મહાપૂજાઓ અને એવી બીજી ઘણી ઉત્સાહજનક પ્રવૃત્તિઓ કરવામા આવે છે અને એ કરીને પોતાનું તથા પ્રજાનુ શ્રી તીર્થંકરો તરફના માનનું વલણુ જાગ્રત કરવા તથા જારી રાખવા પ્રયત્નો કરવામા આવે છે શ્રી તીર્થંકરોના ગુણોના જ્ઞાતાઓથી આમ કર્યા સિવાય રહી શકાતું જ નથી ગમે તેવી

પ્રવૃત્તિમાં પડેલો માણુસ પણ, એ વાજીંત્રોના પડઘાઓમાંથી માથું ઉંચું કર્યા સિવાય રહી શકતો નથી. તેથી જાણ્યે-અજાણ્યે પણ આત્મિક ઉન્નતિને લાયકનાં બીજારોપણો તેના આત્મામાં પડી જાય છે. તે બીજો પલ્લવિત થઇને આગળ ઉપર મોટું સ્વરૂપ પકડી લે છે.

### શ્રી જિનમંદિરોની કલ્યાણકરતા:

શ્રી જિનમંદિરો, મૂર્તિઓ અને તેની પૂજાના મહોત્સવો આત્મોન્નતિ અને આત્મવિકાસનાં અનન્ય સાધનો છે: ધાર્મિક જીવનનાં લક્ષ્યબિંદુઓ છે: ત્રિકાળ બીન-હરિફ ઉત્તમોત્તમ કર્તવ્યો છે: કારણ કે—નાની કે મોટી ધાર્મિક પ્રવૃત્તિઓ, સીધી કે આડકતરી રીતિએ ત્યાંથી જ ઉદ્દભવે છે. શ્રી જિનમંદિરનો મહિમા વર્ણવતાં, એક વિદ્વાન પંડિતે ખરૂં જ કહ્યું છે કે—

"શ્રી જિનમંદિરો, એ વિકાસમાર્ગને અનભિમુખ પ્રાણિને અભિમુખ બનવા માટે અગમ્ય ઉપદેશવાણી ઉચ્ચારતાં મૂંગાં પુસ્તકો છે: ભૂલા પડેલા ભવાટવીના મુસાફરોને માર્ગ બતાવવા માટે દીવાદાંડીઓ છે: આધિ, વ્યાધિ અને ઉપાધિના ત્રિવિધ તાપથી બળ્યા—ઝળ્યા આત્માઓને વિશ્રાંતિ લેવાનાં આશ્રયસ્થાનો છે: કર્મ અને મોહના હુમલાઓથી ઘવાયેલાં દીલોને રૂઝ લાવવા માટે સંરોહિણી ઔષધિઓ છે: આપત્તિ રૂપી પહાડી લેખડો અને ભાંખરાંઓમાં ઘટાદાર છાયા—તરૂઓ છે. દુઃખ રૂપી સળગતા દાવાનળમાં શીતળ હિમકૂટો છે: ભવ રૂપી ખારા સાગરમાં મીઠી વીયડીઓ છે: સંતોના જીવન—પ્રાણ છે:

દુર્જનોને અમોઘ શાસન છે : ભૂતકાળની પવિત્ર યાદ છે
વર્તમાનકાળનાં આત્મિક વિલાસભુવનો છે : ભાવિકાળન
ભાથાં છે : સ્વર્ગની સીડીઓ છે : મોક્ષના સ્થંભો છે
નરકના માર્ગમાં દુર્ગમ પહાડો છે : અને તિર્યંચગતિન
દ્વારોની આડે મજબૂત અર્ગલાઓ છે.”

ભક્તિ પાછળ રહસ્ય :

જૈનોની તીર્થંકરો પરત્વેની ભક્તિ ગાંડી–ઘેલી નથી
કિન્તુ સહેતુક, સપ્રમાણ અને સમ્યગ્જ્ઞાને યુક્ત છે. તેન
પાછળ ઉંડામાં ઉંડાં આધ્યાત્મિક રહસ્યો, માનસશાસ્ત્રન
સિદ્ધાંતો અને સર્વોચ્ચ નીતિ–નિયમોનું પાલન રહેલું છે
તે બધાનાં વિસ્તૃત વિવેચનો, આગમશાસ્ત્રો અને તેન
સાથે સંબંધ ધરાવતા અન્ય વિશાળકાય સાહિત્યમાં
બુદ્ધિગમ્ય થાય તે રીતે વર્ણવેલાં છે.

અજ્ઞાનવશ વિરોધ :

મહાન ઉપકારી વિશ્વવંદ્ય શ્રી વીતરાગદેવની નિર્વિ-
કાર, શાન્ત, ધ્યાનાવસ્થિત મુદ્રા જગત્પૂજ્ય છે, સર્વ
દુઃખોનો નાશ કરનારી છે તથા સર્વ સુખોની પ્રાપ્તિનું
પરમ નિમિત્ત છે; તો પણ આ જગતમાં તેનો જ વિરોધ
કરનાર, તેની સામે યદ્વા તદ્વા પ્રલાપ કરનાર અને તેની
પૂજાનાં મૂળ ઉખેડવામાં જ પોતાના જન્મની સાર્થકતા
સમજનાર વર્ગ પણ હોય, એમાં આશ્ચર્ય પામવા જેવું
કાંઈ છે જ નહિ.

એક વિદ્વાને ખરૂં જ કહ્યું છે કે–

" આ જગતમાં જ્ઞાની જેટલો ઉપકાર કરી શકે છે, તેના કરતાં અજ્ઞાની અધિક ઉપકાર કરી શકે છે. અજ્ઞાન, એ એક ભયંકર વસ્તુ છે. અજ્ઞાનના યોગે આ જગતમાં જેટલા અનર્થ થાય છે, તેટલા હિંસાદિ ક્રૂર પાપકર્મોથી પણ થઈ શકતા નથી. અજ્ઞાનનું સામ્રાજ્ય સમસ્ત જગત પર છવાએલું છે. તેની છાયા તળે રહેલા આત્મા શ્રી જિનપ્રતિમા અને તેની પૂજાનો વિરોધ ન કરે, એ બનવા જોગ નથી. "

જગતમાં જ્ઞાન કરતાં અજ્ઞાન વિશેષ છે, સુયુક્તિઓ કરતાં કુયુક્તિઓ અધિક પ્રમાણુમાં છે તેમજ સમ્યગ્દૃષ્ટિ અને નિરાગ્રહી આત્માઓ કરતાં મિથ્યાદૃષ્ટિ અને દુરાગ્રહી આત્માઓ સવિશેષ છે—એ વાતની પ્રતીતિ શ્રી જિનપ્રતિમા અને તેની પૂજાના વિરોધી પ્રચાર-કાર્યથી પ્રત્યક્ષ થાય છે. શ્રી જિનની પ્રતિમા, તેની પૂજા કરનારાઓને પ્રગટપણે અનેક લાભોને આપી રહેલ છે તથા સર્વ સિદ્ધાન્તવેદી સજ્જન પુરૂષોએ તેને ખરા અંતઃકરણથી ટેકો આપેલ છે, છતાં અજ્ઞાન કુવાસનાથી ગ્રસ્ત તથા આગ્રહના યોગે મદાંધ બનેલા આત્માઓએ તેનું ખંડન કરવા માટે પણ કાંઇ કમીના રાખી નથી.

પ્રતિમા અને તેની પૂજાના નિષેધકોની મૂખ્ય દલીલો એ છે : એક તો—પ્રતિમા જડ છે. અને બીજું—તેની પૂજામાં હિંસા રહેલી છે. આ બંને પ્રકારની દલીલોનો સુયુક્તિપૂર્ણ અને હૃદયંગમ જવાબ આ પુસ્તકની સાથે જોડેલી પ્રશ્નો-ત્તરીમાંથી મળી રહે છે.

આગમ માનનારે—
પંચાંગીને પણ માન્ય કરવી જ જોઇએ

પ્રતિમાને નહિ મનનાર 'સ્થાનકવાસી' તરીકે ઓળખાતો વર્ગ પણ, અમૂક રીતિએ આગમને તો માને જ છે પ્રતિમા, એ શ્રી વીતરાગના રૂપી આકારની સ્થાપના છે પરતુ આગમ, એ તો શ્રી વીતરાગના અરૂપી જ્ઞાનની અક્ષરાકારે સ્થાપના છે શ્રી વીતરાગના સાક્ષાત્ આકારની સ્થાપનાને નહિ માનવાની હિંમત કરી શકનાર પણ, શ્રી વીતરાગના અરૂપી જ્ઞાનની અક્ષરાકાર–સ્થાપના–સ્વરૂપ આગમને નહિ માનવાની હિંમત કરી શકેલ નથી, એ વસ્તુ પણ સ્થાપનાના અપ્રતિહત પ્રભાવને જ સૂચવે છે સ્થાનકવાસી વર્ગ પીસ્તાલીસ આગમ માથી પોતાને ઇષ્ટ એવા બત્રીસ આગમો અને તે પણ મૂલ માત્ર જ માને છે તેમ માનવા છતા, એ બત્રીસ આગમોમા પણ સ્થાપના–નિક્ષેપની કેટલી પ્રબળ વ્યાપકતા રહેલી છે, એ સમજાવવા માટે પણ, એ કુપથના ઉદ્‌ભવ પછીથી થએલા પરોપકારી શાસ્ત્રકાર–મહર્ષિઓએ ઓછો પ્રયાસ કર્યો નથી શ્રી જિનેશ્વરદેવનો ધર્મ, શ્રી જિનેશ્વર દેવની આજ્ઞાના પાલનમા રહેલો છે નહિ કે–માત્ર કલ્પિત દયાના કલ્પિત પ્રકારના પાલનમા ! જ્યા દયા ત્યા જિનધર્મ, એવી વ્યાખ્યા જો નિરપેક્ષ હોય તો તે અધુરી અને અસત્ય છે જ્યા શ્રી જિનની આજ્ઞા ત્યા શ્રી જિનનો ધર્મ, એ સપૂર્ણ અને સત્ય વ્યાખ્યા છે શ્રી જિનની આજ્ઞા આગમોમા નિબદ્ધ છે અને આગમોના અર્થ પચાગીયુક્ત શાસ્ત્રોમા ગુથાયેલા છે સૂત્ર, નિર્યુક્તિ,

ચૂર્ણિ, ભાષ્ય અને ટીકા—એ પંચાંગી છે. એમાંના એક પણ અંગને નહિ માનનારા વસ્તુતઃ આગમોને જ અમાન્ય ઠરાવનારા છે. સૂત્રના રચનાર શ્રી ગણધર ભગવંતો છે અને અર્થના કહેનાર શ્રી અરિહંતદેવો છે. શ્રી ગણધર ભગવંતોનાં વચનોને માન્ય રાખવાં અને શ્રી અરિહંતભગવંતોના કથનને અવગણવું, એ બુદ્ધિમત્તાનું કાર્ય નથી. સૂત્ર માત્ર સૂચના રૂપ હોય છે. સૂત્રે સૂચવેલાં સૂચનો જેમાં વિસ્તારેલાં છે, તેને જ નિર્યુક્તિ, ભાષ્ય અને ચૂર્ણિ આદિ માનેલ છે. તેના રચયિતા શ્રુતકેવલીઓ, પૂર્વધરો અને અન્ય બહુશ્રુત ભવભીરૂ મહર્ષિઓ છે. તેઓ અસાધારણ ગીતાર્થો, વિદ્વાનો અને પંડિતો છે. તેમનાં વચનોને અમાન્ય કહેવાનું સાહસ કરવું, એ પ્રગટપણે ઉન્માર્ગના અનુયાયી બનવાની જાહેરાત છે.

**પ્રતિમાની વન્દનીયતાના પુરાવા :**

પ્રતિમાનિષેધકોએ માનેલ બત્રીસ સૂત્રો અથવા આગમોનાં નામ નીચે મુજબ છેઃ—

અગીયાર અંગ, બાર ઉપાંગ, નંદી, અનુયોગ, આવશ્યક, દશવૈકાલિક, ઉત્તરાધ્યયન, બૃહત્કલ્પ, વ્યવહાર, નિશીથ અને દશાશ્રુતસ્કંધ.

એ બત્રીસ સૂત્રોમાં પણ ઠેર ઠેર સ્થાપના—નિક્ષેપાની સત્યતા, માનનીયતા અને વંદનીયતા દર્શાવેલી છે. તેની ટુંક હકીકત નીચે મુજબ છેઃ—

**શ્રી અનુયોગદ્વાર** સૂત્રમાં પ્રત્યેક પદાર્થના ઓછામાં ઓછા 'નામ, સ્થાપના, દ્રવ્ય અને ભાવ' એ ચાર

નિક્ષેપા કરવાનું ફરમાન કરેલું છે.

**શ્રી ઠાણાંગ સૂત્ર**માં ચાર તથા દશ સત્યોનું નિરૂપણ કરવામાં આવ્યું છે અને તેમાં સ્થાપનાનો પણ સત્ય તરીકે સ્વીકાર કરવામાં આવેલ છે.

**શ્રી આવશ્યક સૂત્ર**માં ચારે નિક્ષેપાથી શ્રી અરિહંતનું ધ્યાન કરવા ફરમાવેલું છે. તેમાં ચતુર્વિંશતિસ્તવથી નામ અને દ્રવ્ય નિક્ષેપે તથા ચૈત્યસ્તવથી સ્થાપના નિક્ષેપે, શ્રી જિનની આરાધના દર્શાવી છે.

**શ્રી ભગવતી સૂત્ર**ની આદિમાં જ્ઞાનની સ્થાપના તરીકે શ્રી બંભી લિપિને શ્રી ગણધરદેવોએ નમસ્કાર કર્યો છે.

**શ્રી દશવૈકાલિક** સૂત્રમાં સ્ત્રીનું ચિત્રામણ જોવાની સાધુને મનાઇ કરીને, સ્થાપનાની શુભાશુભ અસરનું સ્પષ્ટપણે પ્રતિપાદન કરેલું છે.

**શ્રી ભગવતી**સૂત્રના વીસમા શતકના નવમા ઉદ્દેશામાં લબ્ધિધર ચારણ મુનિઓએ શાશ્વત અને અશાશ્વત એવી શ્રી જિનપ્રતિમાઓની કરેલી વંદનાનો સ્પષ્ટ ઉલ્લેખ છે.

**શ્રી સમવાયાંગ** સૂત્રમાં ચારણ મુનિ શ્રી **નંદીશ્વર** દ્વીપે ચૈત્યવંદના માટે જાય છે, ત્યારે સત્તર હજાર યોજન ઉર્ધ્વપણે ગતિ કરે છે, તેવું સ્પષ્ટ વર્ણન છે.

પ્રતિમાની પૂજનીયતાના પુરાવા :

શ્રી જિનપ્રતિમા જેમ વંદનીય છે તેમ પૂજનીય

પણ છે, એ માટે એ જ બત્રીસ સૂત્રોમાં નીચે પ્રમાણેનાં પ્રમાણો મૌજૂદ છેઃ–

શ્રી **રાયપસેણી** સૂત્રમાં શ્રી **સૂર્યાભ** દેવે કરેલી પૂજાનું વિસ્તૃત વર્ણન છે. શ્રી **સૂર્યાભ દેવતા** પરમ સમ્યગ્દૃષ્ટિ, પરિત્તસંસારી, સુલભબોધિ અને પરમ આરાધક ઇત્યાદિ છે, એમ ભગવાને સ્વમુખે કહેલું છે.

શ્રી **જ્ઞાતા** સૂત્રમાં ભવનપતિ નિકાયની દેવીઓની જિનભક્તિનાં વખાણ કરેલાં છે.

શ્રી **ભગવતી** સૂત્રમાં ઇન્દ્રાદિકે પ્રભુ સન્મુખ કરેલાં નાટકોને પ્રશંસેલાં છે.

શ્રી **જીવાભિગમ** સૂત્રમાં શ્રી **વિજય દેવે** કરેલા નાટકની પ્રશંસા કરેલી છે.

શ્રી **ઠાણાંગ** સૂત્રના ચોથા ઠાણામાં શ્રી **નંદીશ્વર** દ્વીપે ઘણાં દેવદેવીઓએ પૂજા–ભક્તિ કર્યાનાં વર્ણનો છે.

શ્રી **જંબૂદ્વીપપ્રજ્ઞપ્તિ**માં શ્રી જિનેશ્વરદેવની દાઢાઓ અને અસ્થિ, દંત પ્રમુખ અવયવો દેવતાઓ ભક્તિપૂર્વક પોતાના સ્થાને લઇ જઈને પૂજે છે તથા અગ્નિદાહના સ્થાને સ્તૂપ પ્રમુખની રચના કરે છે, તેનું પ્રગટ વર્ણન છે.

શ્રી **ભગવતી** સૂત્રના દશમા શતકના છટ્ઠા ઉદ્દેશામાં ઇન્દ્રો પોતાની સુધર્મસભામાં શ્રી જિનદાઢાઓની આશાતનાને વર્જે છે, તેવું વર્ણન છે.

શ્રી **દશવૈકાલિક** સૂત્રમાં દેવતાઓને મનુષ્યો કરતાં અધિક વિવેકી વર્ણવેલા છે તથા તે દેવતાઓના જીવ

પૂર્વભવમા તપશ્ચ્યા અને શ્રુતની આરાધના કરીને દેવ લોકમા ઉત્પન્ન થયેલા છે તેથી તેમની કરણી અત્યત માનનીય છે, એવુ પ્રતિપાદન કરેલુ છે

**શ્રાવકોને પણ પ્રતિમાની પૂજનીયતાનાં પ્રમાણો :**

બત્રીસ સૂત્રોમા જેમ દેવતાઓએ શ્રી જિનપ્રતિમાની પૂજા કર્યાના ઉલ્લેખો છે, તેમ એજ બત્રીસ સૂત્રોમા મનુષ્યોએ કરેલી પ્રતિમાપૂજાના પણ અનેક ઉલ્લેખો મળી આવે છે જેમાના કેટલાક નીચે મુજબ છે –

શ્રી ઉવવાઈ સૂત્રમા અબડ પરિવ્રાજક અને તેના ૭૦૦ શિષ્યોએ શ્રી વીતરાગને નમવાની અને તેમની પ્રતિમાને છોડી અન્યને નહિ નમવાની પ્રતિજ્ઞા કરેલી, એવુ જણાવ્યું છે

**શ્રી ઉપાસકદશાંગ** સૂત્રમા આણંદ શ્રાવકે અન્ય તીર્થી કે હરિહરાદિ દેવતા અને તેમની પ્રતિમાઓને વદન–નમસ્કાર આદિ નહિ કરવાની પ્રતિજ્ઞા કરી હતી, એમ જણાવ્યું છે

**શ્રી ભગવતી** સૂત્રમા અસુરકુમાર દેવો સૌધર્મદેવ લોક સુધી જાય છે તે વખતે શ્રી અરિહત, તેમના ચૈત્ય અને અણગાર મુનિ–એમ ત્રણના શરણ અગીકાર કરે છે, એવુ વર્ણન કરેલુ છે

**શ્રી સમવાયાંગ** સૂત્રમા આણંદાદિ દશ શ્રાવકોના ચૈત્યો વિગેરેનું વર્ણન કરેલુ છે

શ્રી પ્રશ્નવ્યાકરણ સૂત્રમાં શ્રી જિનપ્રતિમાનું વૈયાવચ્ચ ઇત્યાદિ કરવાનું ફરમાવેલું છે. (અહીં પ્રતિમાનું વૈયાવચ્ચ એટલે તેના અવર્ણવાદ, હીલના, વિરાધના ઇત્યાદિ ટાળવું તે છે.)

શ્રી કલ્પસૂત્રમાં શ્રી સિદ્ધાર્થરાજાએ અનેક યાગ એટલે શ્રી જિનપ્રતિમાની પૂજાઓ કર્યાનો ઉલ્લેખ છે. (શ્રી સિદ્ધાર્થરાજા પરમ સમ્યગ્દૃષ્ટિ શ્રાવક હતા. તેઓ પશુહિંસાના યજ્ઞો કરાવે એ સંભવિત નથી. શ્રી **ભગવતી** આદિ સિદ્ધાંતોમાં જ્યાં રાજા **શ્રેણિક** અને **મહાબલ-કુમાર** પ્રમુખના અધિકારો આવે છે, ત્યાં "ण्हया कय बलिकम्मा" એવા જે ઉલ્લેખ કરેલા છે, તે બલિકર્મનો અર્થ પણ શ્રી જિનપૂજા જ સમજવાનો છે.)

શ્રી જ્ઞાતાસૂત્રમાં **દ્રૌપદી**ની પૂજાનો વિસ્તૃત અધિકાર છે. (**દ્રૌપદી** પરમ સમ્યગ્દૃષ્ટિ શ્રાવિકા હતી. શાસનપ્રભાવના, એ સમ્યક્ત્વના આઠ આચારમાંનો એક આચાર છે. શ્રી જિનપ્રતિમાની મહોત્સવપૂર્વક પૂજા, એ પણ શાસનપ્રભાવનાનું અને શાસન–ઉન્નતિનું અનેક પરમ અંગો પૈકીનું એક પરમ અંગ છે, એમ શ્રી **ઉત્તરાધ્યયન** આદિ સૂત્રોમાં વર્ણવેલું છે.)

**શ્રી જિનપૂજામાં હિંસા કે અધર્મ નથી:**

'શ્રી જિનપૂજામાં હિંસા થાય છે'–એમ કહીને જેઓ તેનો નિષેધ કરે છે, તેઓ માટે પણ તેમને માન્ય બત્રીસ સૂત્રોના આધારે નીચે મુજબ હિતશિક્ષા છે:–

જે જે ક્રિયામા હિંસા હોય, તે તે ક્રિયા જો ત્યાજ્ય જ હોય,-તો પ્રતિક્રમણ, સુપાત્રદાન, મુનિવિહાર, સાધર્મિક-વાત્સલ્ય અને દીક્ષા-મહોત્સવાદિ સઘળા ધર્મકાર્યો પણ ત્યાજ્ય ઠરશે કિન્તુ શ્રી આવશ્યક સૂત્ર, શ્રી ભગવતી સૂત્ર, શ્રી આચારાગ સૂત્ર અને શ્રી જ્ઞાતા સૂત્ર આદિ આગમોમા પ્રતિક્રમણ, મુનિદાન, સાધુવિહાર અને સાધર્મિક-વાત્સલ્ય આદિ ધર્મકાર્યો કરવાનુ સાધુ તથા શ્રાવક-ઉભયને માટે ફરમાન કરેલુ છે

શ્રી ઉવવાઈ સૂત્રમા રાજા કોણિકે કરેલા પ્રભુના વદનમહોત્સવનુ વિસ્તૃત વર્ણન છે

શ્રી ભગવતી સૂત્રમા ઉદાયન રાજાએ કરેલા ભગવાનના સામૈયાઓનુ તથા તુંગીયા નગરીના શ્રાવકોએ કરેલ શ્રી જિનપૂજાદિનુ વર્ણન છે

શ્રી વિપાક સૂત્રમા સુબાહુકુમારનુ વર્ણન છે તેમા મિથ્યાદષ્ટિ ગુણસ્થાનકે રહેલા પણ તે સુબાહુકુમારે કરેલ સુપાત્રદાનથી પણ, પુણ્યબધ તથા પરિત્ત-સસાર થયાનુ કહ્યુ છે જો હિંસાના યોગથી કેવળ અધર્મ જ હોત, તો સુબાહુકુમારને પુણ્યબધની પ્રાપ્તિ તેમજ પરિત્ત-સસારિતાની પ્રાપ્તિ થઈ, તે કેવી રીતે બની શકત? પણ ખરી વાત એ છે કે-જેમ દાન, તેમ શ્રી જિનપૂજા પણ પરિત્તસસાર તથા પુણ્યબધનુ કારણ થાય છે

શ્રી જિનપૂજા તથા સુપાત્રદાનાદિ ધર્મકાર્યોમા આરભ થાય છે, તો પણ તે સદારભ છે અને તેના યોગે સસારના બીજા અસદારભોથી નિવૃત્ત થવાય છે, એ

મોટો લાભ છે. જેઓ ઘરબાર, પૈસા-ટકા, કુટુંબ-કબીલા-દિના અસદારંભોથી નિવૃત્ત થયા નથી, તેઓ માટે દાન, દેવપૂજા, સ્વામિવાત્સલ્ય આદિ સદારંભો હિત કરનારા અને કરણીય છે. શ્રી **રાયપસેણી** સૂત્રમાં શ્રી **કેશી નામના** ગણધર ભગવંતે **પ્રદેશી** રાજાને અસદારંભ ત્યજવાનું કહ્યું છે, પણ સદારંભને ત્યજવાનું કહ્યું નથી. સદારંભમાં બે ગુણો છે: જ્યાં સુધી સદારંભમાં પ્રવર્તે ત્યાં સુધી અસદારંભ થઈ શકે નહિ અને સદારંભમાં જે દ્રવ્યવ્યય થાય, તે દ્રવ્યથી અસદારંભનું સેવન થાય નહિ.

હિંસાના ત્રણ પ્રકારો :

સાધુ કે શ્રાવકનાં જેટલાં ઉત્તમ કાર્યો છે-તેમાં હિંસા રહેલી જ છે, પરન્તુ એ હિંસા કર્મબંધનું કારણ નથી: કારણ કે-હિંસા ત્રણ પ્રકારની કહી છે. હેતુ, સ્વરૂપ અને અનુબંધ. સંસારનાં કાર્યોની સિદ્ધિને માટે થતી હિંસા, તે હેતુ-હિંસા છે, ધર્મકાર્યો માટે થતી અનિવાર્ય હિંસા, તે સ્વરૂપ-હિંસા છે અને મિથ્યાદૃષ્ટિ આત્માથી થતી હિંસા તે અનુબંધ-હિંસા છે. તેમાં સ્વરૂપ-હિંસા કર્મ-બંધનું કારણ નથી. ધર્મકાર્ય વખતે પ્રાણિનો ઘાત કરવાની બુદ્ધિ નથી, રક્ષા કરવાની બુદ્ધિ છે, છતાં અનિવાર્ય રીતિએ હિંસા થઈ જાય, તે સ્વરૂપ-હિંસા છે. સ્વરૂપ-હિંસા ત્રયોદશ ગુણસ્થાનક પર્યંત ટળી શકતી નથી, પરંતુ તેને કેવળજ્ઞાનાદિ ગુણોની પ્રાપ્તિમાં પ્રતિબંધક માનેલ નથી. હેતુ-હિંસા અને અનુબંધ-હિંસા ત્યાજ્ય છે: કારણ કે-તે સંસારના હેતુભૂત ક્લિષ્ટ કર્મોના ઉપાર્જનમાં હેતુભૂત

છે. શ્રી આચારાંગાદિ સિદ્ધાન્તોમાં અપવાદ પદે હિંસાદિનું સેવન કરનારા મુનિવરોને તથા સૂક્ષ્મ જલના અપ્કાયાદિની વિરાધના થવા છતાં શુક્લધ્યાનારૂઢ મુનિવરોને કેવલજ્ઞાન અને મુક્તિપ્રાપ્ત થયાના દાખલાઓ છે. સંયમશુદ્ધિ માટે જરૂરી સાધુવિહારાદિની જેમ શ્રી જિનભક્તિ આદિમાં પણ, કર્મબંધ કરાવનારી હિંસા શ્રી જિનઆગમોએ માનેલ નથી. એકલી દયાની નિરપેક્ષ પ્રધાનતા, એ લૌકિક માર્ગ છે. લોકોત્તર માર્ગ શ્રી જિનાજ્ઞાની પ્રધાનતાવાળો હોય છે. શ્રી જિનશાસન સ્યાદ્વાદ ગર્ભિત છે. સુવિવેક પૂર્વકના આશયભેદથી હિંસા પણ અહિંસા બની જાય છે અને વિવેકહીનની અહિંસા પણ હિંસા બની જાય છે. આત્મભાવ હણાય તે હિંસા છે, પણ જેનાથી આત્મભાવ ન હણાય તે હિંસા નથી. દાન, દેવપૂજા, પ્રતિક્રમણ, પૌષધ, સાધુવિહાર અને સાધર્મિક-વાત્સલ્ય ઇત્યાદિ આત્મભાવને નહિ હણનારી ક્રિયાઓ છે અને એથી પરંપરાએ તે સંપૂર્ણ અહિંસા લાવે છે, તે મુક્તિને પમાડે છે. 'મુક્તિના સાધનોનું સેવન કરતાં થઈ જતી અનિવાર્ય હિંસા આત્મભાવને હણનારી થતી નથી.'—એ સમજણ જેઓને આવી નથી, તેઓ ધર્મબુદ્ધિએ જ અધર્મનું સેવન કરનારા બને કે અધર્મના સેવનને જ ધર્મનું ફળ માનનારા થાય, તો તેમાં નવાઈ જેવું નથી. શ્રી જિનપૂજા, એ દાનાદિ શુભ કાર્યોની જેમ જ આત્મભાવને વિકસાવનાર છે, તેથી હિંસાના નામે તેનાથી દૂર ખસવું કે અન્યોને દૂર ખસેડવા, તે કારમી અજ્ઞાનતા ભર્યું આત્મઘાતક પગલું છે.

મૂર્તિને નહિ માનવાથી થતાં નુકશાનો :

મૂર્તિને નહિ માનવાથી નીચેનાં નુકશાનો સ્પષ્ટ છે :

૧–મૂર્તિને નહિ માનવાના કારણે ૩૨ ઉપરાંતનાં આગમોથી, નિર્યુક્તિ આદિ પૂર્વધરોએ પ્રણીત કરેલાં જ્ઞાનના સમુદ્ર સમાન મહાશાસ્ત્રોથી અને તેના ઉત્તમોત્તમ સદ્‌બોધોથી વંચિત રહેવું પડે છે તથા સૂત્રોનાં સૂત્રોને અને ગ્રંથકર્તા પ્રામાણિક મહાપુરુષોને અપ્રમાણિક કહી, જ્ઞાન અને જ્ઞાનિઓની આશાતનાનું ઘોર પાપકર્મ ઉપાર્જન કરવાનું થાય છે.

૨–બત્રીસ આગમોની પણ નિર્યુક્તિ, ભાષ્ય અને ચૂર્ણિ આદિને નહિ માનતાં, તેથી વિરુદ્ધ સ્વકપોલકલ્પિત ટીકા અને ટબ્બાઓ આદિ બનાવી, સ્વપરને અનર્થના ભયંકર ગર્ત્તામાં ડુબાવવાનું થાય છે.

૩–અન્ય ચરિત્રાદિ ગ્રન્થોમાંથી પણ મૂર્તિ વિષયક પાઠો ઉડાવી દઈ, તેની જગ્યાએ સ્વકલ્પિત પાઠો ઉમેરી, સેંકડો ગ્રન્થોમાં મૂળ ગ્રન્થકર્તાના અભિપ્રાયની વિરુદ્ધ ઉત્થલપાથલ અને ચોરીઓ કરવી પડે છે અને તેથી પણ મહા કર્મબન્ધન થાય છે.

૪–મૂર્તિ નહિ માનવાથી યાત્રાર્થે તીર્થભૂમિઓમાં ગમન કરવું–એ વિગેરે આપોઆપ બંધ થઈ જાય છે, તેથી તીર્થભૂમિઓમાં યાત્રા નિમિત્તે જવાથી જે ફાયદાઓ થતા હતા, તે પણ આપોઆપ નાશ પામે છે. તીર્થભૂમિએ જવાથી તેટલો વખત ગૃહકાર્ય, વ્યાપાર, આરંભ, પરિગ્રહાદિથી સ્વાભાવિક નિવૃત્તિ થતી હતી અને

બ્રહ્મચર્યપાલન તથા શુભ ક્ષેત્રોમાં દ્રવ્યવ્યયાદિ વડે જે પુણ્યોપાર્જન વિગેરે થતું હતું, તે કુદરતી રીતે અટકી જાય છે

૫–મૂર્તિ નહિ માનવાથી શ્રી જિનેશ્વરદેવની દ્રવ્યપૂજા છૂટી જાય છે, તેથી દ્રવ્યપૂજા નિમિત્તે પણ જે શુભ દ્રવ્યવ્યય થતો હતો તથા ભગવાનની સમક્ષ સ્તુતિ, સ્તોત્ર, ચૈત્યવંદનાદિ થતાં હતા, તે બંધ પડી જાય છે: અને શ્રી જિનમંદિરે જઈને પ્રભુભક્તિ નિમિત્તે પોતાના સમય અને દ્રવ્યનો સદુપયોગ કરનારા પુણ્યવાન આત્માઓની ટીકા અને નિન્દા કરવાનું બાકી રહે છે: તેથી કિલષ્ટ કર્મની ઉપાર્જના અને બોધિદુર્લભતાદિ મહાન દોષોની પ્રાપ્તિ થાય છે

૬–મૂર્તિ નહિ માનવાથી શ્રી જૈનસંઘના ઐક્યને મોટો ફટકો પડે છે અને એક જ ધર્મને માનનાર વ્યક્તિઓમા ધર્મનિમિત્તે કુસંપનાં ઝેરી બીજો વવાય છે તેથી ઇતરોમા પણ જૈનધર્મની લઘુતા થાય છે પ્રવચનની મલિનતા કરાવવી–એ મહાન દોષ છે, એટલુ જ નહિ, પણ એથી જૈનધર્મ પ્રત્યે જૈનેતરોનું જે આકર્ષણ હોય છે, તે કુદરતી રીતે ઘટી જાય છે

પ્રતિમાપૂજાથી થતા ફાયદા:

હવે શ્રી જિનપ્રતિમાની પૂજાથી થતા ફાયદાઓની પણ થોડીક ગણત્રી કરી લઈએ.

૧–હંમેશા પૂજા કરવાવાળો આત્મા પાપથી ભીરૂ બને છે તથા પરદારાસેવન આદિ અનીતિમર્યાં અપકૃત્યો કરવાના સંસ્કારો આત્મામાથી ધીમે ધીમે નાબૂદ થાય છે

૨–નિરતર થોડો સમય પ્રભુનાં ગુણગાન કરવાનો અવસર મળે છે અને તેથી થોડી–ઘણી પણ અંતઃકરણની વિશુદ્ધિ થાય છે.

૩–હંમેશાં પૂજા કરનારનું થોડું–ઘણું દ્રવ્ય પણ રોજ શુભ ક્ષેત્રમાં ખરચાય છે અને તેથી પુણ્યબંધ થાય છે.

૪–અનીતિ, અન્યાય અને આરંભથી ઉપાર્જન થએલું દ્રવ્ય પણ, જો અનીતિના ત્યાગ અને પશ્ચાત્તાપાદિ પૂર્વક મંદિરાદિ બંધાવવામાં વપરાય, તો તે વડે તે દુર્ગતિને અટકાવનારૂં થાય છે. મંદિરાદિ બંધાવવાથી લાખ્ખો મનુષ્યો તેનો લાભ લે છે. ધનનો આય તથા વ્યય–ઉભય કર્મબંધનું કારણ હોવા છતાં, મંદિરાદિ બંધાવવામાં તેનો ઉપયોગ થવાથી, કર્મનિર્જરાનું કારણ બની જાય છે.

૫–હંમેશાં પ્રતિમા પૂજવાથી તીર્થયાત્રા કરવાની શુભ ભાવના રહે છે. તીર્થયાત્રા કરવાથી ચિત્તની નિર્મળતા, શરીરની નિરોગીતા અને દાન, શીલ તથા તપની વૃદ્ધિ–ઇત્યાદિ મહાન લાભો પ્રાપ્ત થાય છે.

૬–માંદગી આદિના કારણે સેવા–પૂજા ન થાય ત્યારે પણ, ભાવના સેવાપૂજાની જ રહે છે અને તેથી કદાચિત્ મરણ પણ થાય, તો પણ જીવની શુભ ગતિ થાય છે.

૭–ગૃહસ્થોના આત્મકલ્યાણ માટે મંદિર અને મૂર્તિ મૂખ્ય સાધન છે. સુવિહિતશિરોમણિ, આચાર્યભગવાન શ્રીમદ્ હરિભદ્રસૂરીશ્વરજી મહારાજા ફરમાવે છે કે– ‘ આરંભમાં આસક્ત થએલા, છ કાય જીવના વધથી નહિ

બચેલા અને ભવાટવીમાં ભટકતા ગૃહસ્થોને નિશ્ચયપણે દ્રવ્યસ્તવ એ જ આલંબનભૂત છે.'

આ વિગેરે લાભો વિચારી, અન્ય કાંઈ પણ ન બની શકે તોપણ, શ્રી જિનેશ્વરદેવોની પ્રતિમાના પૂજન માટે તો દરેકે દરેક કલ્યાણકાંક્ષી મનુષ્યે તત્પરતા કેળવવી જોઈએ આ માનવજન્મમાં, શ્રી જિનપૂજાની પવિત્ર અને કલ્યાણકર પ્રવૃત્તિની આચરણામાં લેશમાત્ર પ્રમાદ કરવો, એ વિવેકી જનોને માટે ઉચિત નથી.

શ્રી જિનપ્રતિમા અને તેની પૂજાના અગણિત લાભોને સમજવા માટે શાસ્ત્રોમાં ઘણું વિવેચન છે, તો પણ મંદબુદ્ધિવાળા આત્માઓને નીચેના પ્રશ્નોત્તરાત્મક વિવેચનથી પણ ઘણો લાભ થવા સભવ છે, તેથી તેને વારંવાર વાંચવા અને વિચારવાની ભલામણ કરીએ છીએ.

  

## મંગલ – કામના



"नेत्रानन्दकरी भवोदधितरी श्रेयस्तरोर्मञ्जरी,
श्रीमद्धर्ममहानरेन्द्रनगरी, व्यापल्लताधूमरी ।
हर्षोत्कर्षशुभप्रभावलहरी, रागद्विषां जित्वरी,
मूर्तिः श्रीजिनपुङ्गवस्य भवतु, श्रेयस्करी देहिनाम् ॥१॥

**શ્રી જિનેશ્વરદેવની મૂર્તિ, કે જે—**

ભક્તજનોનાં નેત્રોને આનંદ પમાડનારી છે, સંસાર રૂપ સમુદ્રને તરી જવા માટે નાવા સમાન છે, કલ્યાણ રૂપ વૃક્ષની મજરી જેવી છે, ધર્મ રૂપ મહાનરેન્દ્રની નગરી તુલ્ય છે, અનેક પ્રકારની આપત્તિઓ રૂપ લતાઓનો નાશ કરવાને માટે ધૂમરી જેવી છે, હર્ષના ઉત્કર્ષનો શુભ પ્રભાવ વિસ્તારવામાં લહરીઓના ગરજ સરનારી છે, અને રાગ તથા દ્વેષ રૂપ શત્રુઓનો જય સાધનારી છે, તે—

**શ્રી જિનેશ્વરદેવની મૂર્તિ**
**જગતના જીવોનું કલ્યાણ કરનારી થાઓ !**

# પ્રતિમા–પૂજન

## પ્રકરણ ૪ થું

### પ્રતિમા – પૂજનની

શાસ્ત્રીયતા, વૈજ્ઞાનિક્તા અને
બુદ્ધિગમ્યતાને સિદ્ધ કરનારી

### પ્રશ્નોત્તરી

૧–પ્રશ્ન૦ ચાર નિક્ષેપાનાં નામ અને તેનું સંક્ષિપ્ત સ્વરૂપ શું ?

ઉત્તર૦ શ્રી અનુયોગદ્વાર સૂત્રમાં શાસ્ત્રકાર–મહર્ષિઓ ફરમાવે છે કે–

" जत्थय जं जाणेज्जा, निक्खेव निखेवे निरवसेसं।
जत्थ वि य न जाणेज्जा, चउक्कयं निक्खेवय तत्थ ॥१॥"

જ્યાં જે વસ્તુમાં જેટલા નિક્ષેપા જાણવામાં આવે, ત્યાં તે વસ્તુમાં તેટલા નિક્ષેપા કરવા : અને જ્યાં જે વસ્તુમાં અધિક નિક્ષેપા ન જાણી શકાય, ત્યાં તે વસ્તુમાં ઓછામાં ઓછા ચાર નિક્ષેપા તો અવશ્ય કરવા. તાત્પર્ય એ છે કે–જગતનાં તમામ દ્રવ્યો, નવે તત્ત્વો, પાંચે પરમેષ્ઠિઓ અને નવે પદો–આ દરેક વસ્તુઓમાં ઓછામાં ઓછા ચાર નિક્ષેપા તો અવશ્ય ઉતારી શકાય છે.

કોઈ પણ વસ્તુનુ સ્વરૂપ જાણવા માટે સામાન્યપણે ઓછામા ઓછા ચાર નિક્ષેપા અવશ્ય કરવામા આવે છે તે આ પ્રમાણે–

**૧. નામનિક્ષેપો**–વસ્તુના આકાર ને ગુણથી રહિત નામ, તે **નામનિક્ષેપો** કહેવાય છે

**૨. સ્થાપનાનિક્ષેપો**–વસ્તુના નામ તથા આકાર સહિત, પરતુ ગુણરહિત, તે **સ્થાપના નિક્ષેપો** કહેવાય છે

**૩. દ્રવ્યનિક્ષેપો**–વસ્તુના નામ અને આકાર તથા અતીત અને અનાગત ગુણે સહિત, પરતુ વર્ત્તમાન ગુણે રહિત, તે **દ્રવ્ય નિક્ષેપો** કહેવાય છે

**૪ ભાવનિક્ષેપો**–વસ્તુના નામ, આકાર અને વર્તમાન ગુણે સહિત, તે **ભાવનિક્ષેપો** કહેવાય છે

દાખલા તરીકે–શ્રી જિનેશ્વરદેવોના '**મહાવીર**' ઈત્યાદિ જે નામો, તે **નામજિન** તે તારકોની પ્રતિમા, તે **સ્થાપનાજિન** જિન–નામકર્મ બાધ્યું હોય એવા શ્રી જિનેશ્વરદેવનો જીવ, તે **દ્રવ્યજિન** અને સમવસ રણમા ધર્મોપદેશ આપવા માટે વિરાજમાન સાક્ષાત્ શ્રી જિનેશ્વરદેવ, તે **ભાવજન** કહેવાય. એ રીતે શ્રી જિનેશ્વરદેવના ચાર નિક્ષેપા સમજવા આ ચાર નિક્ષે પાના અભાવે, કોઈ પણ વસ્તુનું વસ્તુપણું સિદ્ધ થઈ શકે નહિ. જગતમા શશ-શૃગ નથી, તો તેનો વાચક

શુદ્ધ શબ્દ પણ નથી, કે જે શબ્દ વડે તેનો બોધ થઈ શકે. જેનું નામ ન હોય તેની આકૃતિ પણ કોઇ પ્રકારે બની શકે નહિ, કે જેને જોવાથી શશ-શૃંગની માફક ખર-શૃંગનો બોધ થાય. જેનું નામ કે આકાર ઉભય હોય નહિ, તેની પૂર્વાપર અવસ્થા અને વર્તમાન અવસ્થા રૂપ પર્યાયના આધારભૂત દ્રવ્ય પણ હોય નહિ અને જ્યાં 'નામ, સ્થાપના કે દ્રવ્ય' ત્રણેનો અભાવ હોય, ત્યાં વસ્તુનો ભાવ કે ગુણ તો હોય જ ક્યાંથી ? માટે નામાદિ નિક્ષેપા વિનાનો કોઈ પદાર્થ આ જગતમાં હયાતિ ધરાવતો જ નથી, એટલે દ્રવ્યાદિક ત્રણે નિક્ષેપાને માન્યા સિવાય કેવળ ભાવનિક્ષેપાને માનવાની વાત, એ શશ-શૃંગવત્ કલ્પિત છે. જેનું નામ, તેની જ સ્થાપના : જેની સ્થાપના, તેનું જ દ્રવ્ય : અને જેનું દ્રવ્ય, તેનો જ ભાવ.—એમ પ્રત્યેક પદાર્થમાં ચારે નિક્ષેપા એકી સાથે રહેલા છે.

૨-પ્રશ્ન૦ પ્રત્યેક નિક્ષેપાનું વિસ્તાર પૂર્વક સ્વરૂપ શું છે ?

ઉત્તર૦ કોઈ પણ વસ્તુની પ્રથમ પીછાણ કરવી હોય, ત્યારે સૌથી પહેલાં તેનું નામ જાણવાની જરૂર પડે છે. તે નામ નિક્ષેપો. નામ જાણ્યા પછી તે જ વસ્તુની વિશેષ પીછાણ કરવી હોય, ત્યારે તેની આકૃતિ, આકાર કે સ્થાપના જાણવાની જરૂર રહે છે. તે સ્થાપના નિક્ષેપો. તે જ વસ્તુ સંબંધી તેથી પણ વધારે જ્ઞાન મેળવવું હોય, તો તેના ગુણ-દોષને જણાવવાવાળી તેની આગલી-પાછલી અવસ્થાનું નિરીક્ષણ કરવું પડે છે. તેને દ્રવ્યનિક્ષેપો કહેવામાં આવે છે. અને-એ ત્રણે નિક્ષેપાના સ્વરૂપનો પ્રત્યક્ષ બોધ કરાવનાર સાક્ષાત્ જે

વસ્તુ, તેને ભાવનિક્ષેપો માનવામાં આવે છે ભાવનિક્ષેપાનું યથાર્થ જ્ઞાન થવા માટે, પ્રથમના ત્રણે નિક્ષેપાના જ્ઞાનની જરૂર રહે છે જંગલમાં અમૂલ્ય વનસ્પતિઓ હોવા છતાં, જે વનસ્પતિઓના નામ, આકારાદિકનું જ્ઞાન નથી, તેના ગુણની પણ ખબર પડી શકતી નથી નામાદિ ત્રણે નિક્ષેપાના જ્ઞાન વિનાનો આત્મા, ભાવનિક્ષેપાને વિપરીતપણે ગ્રહણ કરવાનો મોટો સભવ છે. જે બાળકને સોમલ કે સર્પ આદિ વિષમય વસ્તુના નામ, આકાર વિગેરેની ખબર નથી, તેવો અજ્ઞાન બાળક સાક્ષાત્ સોમલ કે સર્પ આદિથી બચી શકતો નથી આથી એ સિદ્ધ થાય છે કે–ભાવનું સાક્ષાત્ ભાન કરાવનાર એકલો ભાવ નથી, પરતુ તેનું નામ, આકાર અને પૂર્વાપર અવસ્થા–એ સઘળુ મળીને જ, કોઈ પણ પદાર્થના ભાવનો નિશ્ચિત બોધ કરાવે છે

કેવળ ભાવનિક્ષેપાને માનીને જેઓ નામ વિગેરે નિક્ષેપાને માનવાની ના પાડે છે, તેઓને કોઈ દુષ્ટ પુરુષ પોતાની પૂજ્ય યા પ્રિય વ્યક્તિનું નામ લઇને નિંદા કરે, ગાળો આપે કે તિરસ્કાર કરે, તો શું ગુસ્સો થતો નથી ? અથવા તે જ પૂજ્ય કે પ્રિયના નામથી તેમની તારીફ કે પ્રશંસા કરે, તો રાજી થતા નથી ? અવશ્ય થાય છે આથી નામ નિક્ષેપો નકામો છે, એમ કહેનાર ખોટો છે તે જ રીતે–પોતાના પૂજ્ય આદિની પ્રતિકૃતિ યા છબીને કોઈ દુષ્ટ આચારવાળી સ્ત્રી આદિની સાથે રાખી, તેના ઉપરથી કુચેષ્ટાવાળી છબી ઉતરાવી લઈ, કોઇ નાલાયક માણુસ સ્થળે સ્થળે અવર્ણવાદ બોલે, તો

તેથી મૂર્તિ નહિ માનનારાઓને પણ શું ક્રોધ નહિ ચઢે ? અવશ્ય ચઢશે. માટે સ્થાપના નિક્ષેપો પણ નકામો છે એ વાત ખોટી છે. નામ અને સ્થાપનાની જેમ પોતાન પૂજ્ય આદિની પૂર્વાપર અવસ્થાની બુરાઈ યા ભલાઈ સાંભળવાથી રોષ યા આનંદ પેદા થાય છે અને પૂજ્યન સાક્ષાત્ અવર્ણવાદ અને અપશબ્દ સાંભળવાથી પણ તેન રાગી લોક અવશ્ય દુઃખ પામે છે તથા પ્રશંસા સાંભ ળવાથી સુખને પણ પામે છે. તેથી ચારે નિક્ષેપાઓમ પૃથક્ પૃથક્પણે અસર નિપજાવવાની શક્તિ પ્રગટપણે રહેલી છે, એમ સ્પષ્ટ થાય છે.

## – નામ નિક્ષેપો –

પ્રથમ નામ નિક્ષેપાનો વિષય, કોઈ પણ વસ્તુન સંકેત કરેલા નામના ઉચ્ચારણથી તે વસ્તુનો બોા કરાવવો તે છે. શ્રી ઋષભાદિક ચોવીસ તીર્થંકરોન નામ, તેઓનાં માતાપિતાઓએ જન્મ વખતે પાડેલાં હોર છે: તેમાં કારણ–તેમના ગુણો નથી, કિંતુ માત્ર ઓળખ વાનો સંકેત છે. નામ પાડવામાં જો ગુણ એ જ કારણ હોય, તો બધા તીર્થંકરો સમાન ગુણવાળા હોવાથી બધાનું એક જ નામ પડવું જોઈતું હતું.

સમાન ગુણવાળાનાં અનેક નામો તો જ પડી શકે, જો નામ પાડતી વખતે ગુણની અપેક્ષા ઉપરાંત આકા આદિની ભિન્નતા ઉપર પણ લક્ષ્ય આપવામાં આવે. ચોવીર તીર્થંકરોના ગુણ સમાન હોવા છતાં, પ્રત્યેકના આકાર પ્રત્યેકની પૂર્વાપર અવસ્થા વિગેરે ભિન્ન ભિન્ન હતાં

તે જ રીતે એક જ નામની અનેક વસ્તુઓ જ્યા હોય છે, ત્યા પણ તે નામ વડે જે કોઇ અમુક વસ્તુનો બોધ થાય છે, તેનું કારણ પણ તે વસ્તુમા રહેલા ગુણ, આકાર આદિની ભિન્નતા છે જેમ કે-' હરિ ' એ બે અક્ષરનું નામ છે, પણ તેનાથી અનેક વસ્તુનો સકેત થાય છે ' હરિ ' એવો શબ્દ કહેતા,-'કૃષ્ણ, સૂર્ય, વાનર, સિંહ અને અશ્વ'-આદિ અનેક વસ્તુઓનો બોધ થવો શક્ય છતા, તેમ નહિ થતા માત્ર કૃષ્ણનો જ બોધ થાય છે, તેનું કારણ તે શબ્દ બોલનારનો અભિપ્રાય કૃષ્ણને કહેવાનો છે એ છે એ રીતે સૂર્યના મતલબથી ' હરિ ' શબ્દ બોલતા માત્ર સૂર્યનું જ્ઞાન થાય છે, પણ કૃષ્ણાદિ બીજી વસ્તુનું જ્ઞાન થતું નથી તેથી એમ સિદ્ધ થાય છે કે-અનેક સકેતવાળુ એક નામ પૃથક્ પૃથક્ સકેતોનો બોધ કરાવવાની જે જે શક્તિ ધરાવે છે, તેનું કારણ એકલો નામ નિક્ષેપો નથી, પણ તે નામની સાથે બીજા બધા નિક્ષેપાનો થતો બોધ છે બીજુ દષ્ટાત 'કોટ' શબ્દનું છે 'કોટ' શબ્દથી પહેરવાનો ડગલો, શહેરને ફરતો ગઢ, શરીરની ગરદન-વિગેરે અનેક અર્થોનો બોધ થાય છે પરતુ જ્યારે ડગલાના ઉદ્દેશથી ' કોટ ' શબ્દ વાપરવામા આવે છે, ત્યારે પાછલના બે અર્થોનો બોધ થતો નથી એ રીતે ગઢના હેતુથી ' કોટ ' શબ્દ વાપરતા, ડગલા વિગેરેનું જ્ઞાન થતું નથી અને ગરદનના ઉદ્દેશથી ' કોટ ' શબ્દ વાપરતા, ગઢ વિગેરેનું જ્ઞાન થતું નથી તેનું કારણ તે ત્રણે વસ્તુના ચાર ચાર પૃથક્ નિક્ષેપાઓ સિવાય બીજુ શુ છે ? અહીં એટલું સમજી રાખવું જોઇએ કે-બાકીના ત્રણ નિપેક્ષા

તેઓના જ વંદનીય અને પૂજનીય છે, કે જેઓનો ભાવ નિક્ષેપો વંદનીય અને પૂજનીય છે. અને એ જ કારણે- **શ્રી ભગવતી, શ્રી ઉવવાઈ અને શ્રી રાયપસેણિ** આદિ સૂત્રોમાં શ્રી તીર્થંકરદેવો અને બીજા પણ જ્ઞાની મહર્ષિઓનો નામ નિક્ષેપો વંદનીય છે, એમ ફરમાવ્યું છે.

તે તે સ્થળોએ ફરમાવ્યું છે કે—

'तं महाफलं खलु भो देवाणुप्पिआ ! तहारुवाणं, अरिहंताणं भगवंताणं नाम गोअस्सवि सवणययाए ।'

"તથારૂપ શ્રી અરિહંત ભગવંતોનાં નામ-ગોત્ર પણ સાંભળવાથી ખરેખર, મહાફળ થાય છે."

નામ નિક્ષેપાનું મહત્ત્વ જણાવવા માટે શ્રી ઠાણાંગ-સૂત્રના ચોથા અને દસમા ઠાણામાં પણ ફરમાવ્યું છે કે-

"चउव्विहे सच्चे पन्नत्ते, तं जहा—नामसच्चे, ठवणसच्चे, दव्वसच्चे भावसच्चे । तथा दसविहे सच्चे पन्नत्ते, तं जहा—

" **जणवयसम्मयठवणा, नामे रुवे पडुच्चसच्चे य ।**
**ववहारभावजोगे, दसमे उवम्मसच्चे अ ॥ १ ॥**"

ચાર પ્રકારનાં સત્યો કહ્યાં છે.—નામસત્ય, સ્થાપના-સત્ય, દ્રવ્યસત્ય અને ભાવસત્ય. તથા શ્રી તીર્થંકરદેવોએ દસ પ્રકારનાં સત્યો બતાવ્યાં છે.—જનપદસત્ય, સમ્મત-સત્ય, સ્થાપનાસત્ય, નામસત્ય, રૂપસત્ય, પ્રતીત્યસત્ય, વ્યવહારસત્ય, ભાવસત્ય, યોગસત્ય અને ઉપમાસત્ય.

આ રીતે એ ચાર અક્ષરોના નામની સત્યતા અને તેનાથી પણ મહાન ફળની સિદ્ધિ થાય છે, એવું શાસ્ત્ર-

कार-महापुरुषोએ स्थाने स्थाने प्रतिपादन करेलु छे तो पछी श्री वीतरागदेवना स्वरूपनु तादृश्य भान करावनार शान्त आकारवाळी भव्य मूर्तिनुं दर्शन-पूजन आदि, तेथी केई गुण अधिक फळदाता निवडे, तेमा आश्चर्य शुं छे?

'जनपद' सत्य-पाणीने कोई देशमा पय कहे छे, कोई देशमा पीच्च कहे छे, कोइ देशमा उदक कहे छे अने कोई देशमा जल कहे छे ईत्यादि जनपद सत्य छे

'सम्मत' सत्य-कुमुद, कुवलयादिक पुष्पो पण पकथी उत्पन्न थाय छे, छता पंकज शब्द अरविंद कुसुमने ज सम्मत छे, ते सम्मत सत्य

'स्थापना' सत्य-लेप्यादिकने विषे अरिहतप्रतिमा, एक आदि अक विन्यास अने कार्षापणादिकने विषे मुद्राविन्यासादि, सर्व स्थापना सत्य छे

'नाम' सत्य-कुलनी वृद्धि न करतो होय तोपण 'कुल-वर्धन' ईत्यादि नाम ते नाम सत्य

'रूप' सत्य-व्रतना गुण न होय अने केवळ लिंग मात्रथी व्रती कहेवाय, ते रूप सत्य

'प्रतीत्य' सत्य-अनामिका अगुली कनिष्ठाने आश्री दीर्घ कहेवाय अने मध्यमाने आश्री ह्रस्व कहेवाय, ते प्रतीत्य सत्य

'व्यवहार' सत्य-पर्वत उपर तृणादिक बळता छता 'पर्वत बळे छे' एम कहेवु, पाणी झमे तो पण कहेवु के-' घडो झमे छे' अने उदर

હોવા છતાં કહેવું કે-'અનુદરા કન્યા'-એ સર્વ વ્યવહાર સત્ય છે.

'**ભાવ**' સત્ય-બગલા ઉજળા છે અને ભ્રમરો કાળા છે, એમ કહેવું તે. યદ્યપિ બગલા અને ભમરામાં પાંચે વર્ણો છે, પરન્તુ તે તે વર્ણોની ઉત્કટતાથી ઉજળા અને કાળા કહેવાય છે, તે ભાવ સત્ય છે.

'**યોગ**' સત્ય-દંડના યોગે દંડી, છત્રના યોગે છત્રી ઇત્યાદિ કથન તે યોગ સત્ય.

'**ઉપમા**' સત્ય-સમુદ્ર સરખું તળાવ-ઇત્યાદિ કથન, એ ઉપમા સત્ય છે.

- સ્થાપના નિક્ષેપો -

જો વસ્તુનું નામ માત્ર સાંભળવાથી વસ્તુનો બોધ અને ભક્તિ થવા સંભવ છે, તો પછી વસ્તુની આકૃતિ કે જેમાં નામ ઉપરાંત આકાર છે, તેનાથી અધિક બોધ અને ભક્તિ કેમ ન થાય ? અને તે કરવા માટે કોણ ઇચ્છા ન રાખે ? નામ નિક્ષેપો જેમ શાસ્ત્રસિદ્ધ છે, તેમ સ્થાપના નિક્ષેપો પણ અનેક શાસ્ત્રોથી સિદ્ધ છે.

શ્રી **અનુયોગદ્વાર** સૂત્રમાં દશ પ્રકારે સ્થાપનાનું સ્થાપન કરવાનું કહેલું છે. કાષ્ટમાં, ચિત્રમાં, પોથીમાં, લેપકર્મમાં, ગુંથનમાં, વેષ્ટન ક્રિયામાં, ધાતુના રસ પૂરવામાં, અનેક મણિકાના સંઘાતમાં, શુભાકાર પાષાણમાં, અને કોડામાં.

આ દશ પ્રકારોમાંથી કોઈ પણ પ્રકારમાં ક્રિયા તથા ક્રિયાવાળા પુરુષનો અભેદ માની, હાથ જોડેલા તથા ધ્યાન લગાવેલા આવશ્યક ક્રિયાસહિત સાધુની આકૃતિ રૂપે અથવા આકૃતિરહિત સ્થાપના કરવી અથવા આવશ્યક સૂત્રનો પાઠ લખવો, તે સ્થાપના આવશ્યક કહેવાય છે.

હાથ જોડેલ અને ધ્યાન લગાવેલ આવશ્યક ક્રિયા કરનારનું રૂપ-તે જો સદ્દભાવ સ્થાપના છે, તો પછી પદ્માસન-યુક્ત, ધ્યાનારૂઢ, મૌનાકૃતિ, શ્રી જિનમુદ્રાસૂચક પ્રતિમા, સ્થાપનાજિન કેમ કહેવાય નહિ ? યદિ પ્રતિમા સ્થાપના-જિન નહિ, તો પૂર્વોક્તસ્વરૂપ આવશ્યક પણ સ્થાપના આવશ્યક કહેવાય નહિ અને એમ કરવા જતાં શ્રી **અનુયોગ દ્વાર** સૂત્રના પાઠનો અપલાપ કેમ નહિ થાય? સૂત્રના પાઠનો લોપ કે અપલાપ જેને નહિ કરવો હોય, તેને તો શ્રી જિનસ્વરૂપ પ્રતિમાને 'સ્થાપના-જિન' તરીકે નિઃસંશયપણે સ્વીકારવી જ પડશે.

જો સ્થાપનાને નિરર્થક ગણવામાં આવે, તો જૈનધર્મના તમામ સૂત્ર-સિદ્ધાન્તો પણ નકામા થઈ જાય, કારણ કે-તે પણ શ્રી વીતરાગદેવના અરૂપી-જ્ઞાનના અંશ રૂપી અક્ષરોની સ્થાપના જ છે અને જો સૂત્ર-સિદ્ધાન્તોનો લોપ થાય, તો પછી જૈન ધર્મનો પણ લોપ જ થઇ જાય. જેઓને ધર્મના લોપક ન બનવું હોય, તેઓને સ્થાપનાની અવગણના કરવી કોઇ પણ પ્રકારે પાલવે તેમ નથી. જેમ નામની સાથે ચારે નિક્ષેપા જોડાએલા છે, તેમ સ્થાપનાની સાથે પણ ચારે નિક્ષેપા જોડાએલા છે. જો

એમ ન હોય, તો કુતરાનું ચિત્ર જોતાં બિલાડાનું જ્ઞાન થવું જોઇએ અને બિલાડાનું ચિત્ર જોતાં કુતરાનું જ્ઞાન થવું જોઇએ: અથવા વાઘનું ચિત્ર જોવાથી બકરીનો ખ્યાલ આવવો જોઇએ અને બકરીનું ચિત્ર જોવાથી વાઘનો ખ્યાલ આવવો જોઇએ : પરંતુ કુતરાનું ચિત્ર જોતાં કુતરાનું જ જ્ઞાન થાય છે પણ બીજાનું નહિ, તેનું કારણ–તે ચિત્ર જોતાંની સાથે જ કુતરાના ચારે નિક્ષેપાનું ભાન થાય છે, તે જ છે. જેનું ચિત્ર જોવામાં આવે છે, તેના ચારે નિક્ષેપા મનની સાથે ખડા થઇ જાય છે. જો તેમ ન થતું હોય, તો ભગવાન શ્રી **ઋષભદેવ** સ્વામિની પ્રતિમા જોતાં શ્રી **પાર્શ્વનાથ** પ્રભુનું સ્મરણ થઇ જવું જોઇએ : કારણ કે–બંનેનો ભાવ નિક્ષેપો એક સરખો છે. ભાવ નિક્ષેપો એક સરખો હોવા છતાં, એક તીર્થંકરની મૂર્તિ જોવાથી અન્ય તીર્થંકરનો બોધ થતો નથી, તેમાં કારણ તરીકે–એ મૂર્તિની સાથે જોડાએલા અન્ય નિક્ષેપાઓ સિવાય બીજું શું છે ? નિક્ષેપાનો વિષય જો નકામો હોય, તો એક '**કુમુદચંદ્ર**'નું નામ લેતાં કે તેની મૂર્તિ જોતાં જેટલા '**કુમુદચંદ્ર**' હોય, તેટલા બધાનું જ્ઞાન તે સમયે થવું જોઇએ, પણ તેમ નથી થતું અને માત્ર એકનું જ જ્ઞાન થાય છે. માટે એક નામ કે એક મૂર્તિવાળા જૂદા જૂદા પુરૂષના ચાર ચાર નિક્ષેપા પણ જૂદા જૂદા છે, એ વાત સિદ્ધ થાય છે. ધારો કે–કોઇના ગુરૂનું નામ શ્રી '**રામચંદ્ર**' છે અને તે નામના સંસારમાં લાખો પુરૂષો વિદ્યમાન છે. ગુરૂના નામવાળા '**રામચંદ્ર**' એવા અક્ષરોમાં ગુરૂના આકારનું કોઇ પણ ચિહ્ન તો છે જ નહિ, તો પછી નામ

માત્રથી હજારો અને લાખ્ખો તે નામના પુરૂષોમાંથી કોનું સ્મરણ તથા કોને નમસ્કાર સિદ્ધ થશે? જો કહેશો કે-'**રામચંદ્ર**' શબ્દથી માત્ર ગુરૂનું સ્મરણ અને ગુરૂને જ નમસ્કાર થયો પણ બીજાને નહિ' તો કહેવું જ પડશે કે-'**રામચંદ્ર**' નામના બીજા બધા પુરૂષોને નહિ નમસ્કાર કરવા માટે અને કેવળ શ્રી '**રામચંદ્ર**' નામના પોતાના ગુરૂને જ નમસ્કાર કરવા માટે, ગુરૂની આકૃતિ આદિને મનમાં સ્થાપન કરેલી જ હશે. આ રીતે પ્રત્યક્ષપણે કે પરોક્ષપણે, સ્થાપના નિક્ષેપો બળાત્કારે પણ ગળામાં આવી જ પડે છે. અહીં જો એવી શંકા થાય કે-'સ્થાપના નિર્જીવ હોવાથી કાર્યસાધક અને પૂજનીય કેમ બને ?' તો તેનું સમાધાન એ છે કે-નિર્જીવ વસ્તુ માત્ર જો નિરર્થક અને અપૂજનીય હોય, તો શ્રી **સમવાયાંગ**, શ્રી **દશાશ્રુતસ્કંધ** તથા શ્રી **દશવૈકાલિક** આદિ સૂત્રોમાં ફરમાવ્યું છે કે-'ગુરુની પાટ, પીઠ, સંથારો, વિગેરે વસ્તુઓને પગની ઠોકર લાગી જાય, તો પણ શિષ્યને ગુરુની આશાતનાનો દોષ લાગે.'-એને માટે શું કહેશો ? ગુરૂની પાટ આદિ નિર્જીવ તો છે જ. પૂર્વોક્ત વસ્તુઓ અજીવ હોવા છતાં, ગુરુઓની સ્થાપના હોવાના અંગે, તેનો અવિનય કરવાથી શિષ્યને આશાતના લાગે છે અને વિનય કરવાથી ભક્તિ અને શુભ ફળની પ્રાપ્તિ થાય છે. તેમ શ્રી જિનેશ્વરદેવની મૂર્તિ, એ શ્રી જિનેશ્વરદેવની જ સ્થાપના હોવાથી, તેની આશાતના કે વિનય કરવાથી શુભાશુભ ફળની પ્રાપ્તિ થાય, તેમાં પૂછવું જ શું ? વિનય, એ શ્રી જૈનશાસનમાં મૂખ્ય ગુણ મનાયો છે. તે ગુણના પાલનની

ખાતર શ્રી જિનેશ્વરદેવની સ્થાપનાસ્વરૂપ મૂર્તિની ભક્તિ આદિ કરવી, એ પણ શ્રી જૈનધર્મમાં મુખ્ય વસ્તુ ગણાય, એમાં આશ્ચર્ય જેવું શું છે ?

વળી સાધુઓનાં વસ્ત્ર, પાત્ર, કંબલ, રજોહરણ અને મુહપત્તિ આદિ ઉપકરણો અજીવ હોવા છતાં તે વડે શું ચારિત્ર ગુણની સાધના થઈ શકતી નથી ? શાસ્ત્રોમાં એટલે સુધી કહ્યું છે કે-'લાકડીના ઘોડાથી ખેલતા બાળકને આઘો હઠાવવા કોઈ સાધુ તેને એમ કહે કે, હે બાળક તારી લાકડી હઠાવ, તો મુનિને અસત્ય બોલ્યાનો દોષ લાગે. એ દોષથી બચવા માટે સાધુએ એમ જ કહેવું જોઇએ કે-હે બાળક, તારો ઘોડો હઠાવ.' લાકડીમાં કાંઈ સાક્ષાત્ ઘોડાપણું છે જ નહિ, માત્ર તેની અસદ્દભૂત સ્થાપના છે, તો પણ તેને માનવી જરૂરી છે, તો પછી શ્રી જિનપ્રતિમા, એ તો શ્રી જિનેશ્વરદેવોની સદ્દભૂત સ્થાપના છે, તેને માન્યા વિના કેમ ચાલે ? વળી ખાંડનાં રમકડાં, જેવાં કે-હાથી, ઘોડા, કુતરા, બિલાડા, ગાય, મનુષ્ય વિગેરે ખાવાથી પંચેન્દ્રિયની હત્યા કર્યાનું પાપ લાગે, એમ સૌ કોઇ દયાધર્મને સમજનાર માને છે. તે બધી જ વસ્તુઓ નિર્જીવ છે, તો પણ તેમાં જીવપણાની સ્થાપના હોવાથી જ ખાવાનો નિષેધ કરવામાં આવે છે. તે સિવાય બીજું કોઈ પણ કારણ જણાતું નથી. વળી ભીંત ઉપર ચીતરેલી સ્ત્રીની આકૃતિ વિકારનો હેતુ હોવાથી સાધુએ ન જોવી જોઇએ, એવો જે નિષેધ કરવામાં આવ્યો છે, તે પણ નિર્જીવ વસ્તુ અસર કરનારી છે, એમ શું નથી જણાવતો ?

સ્થાપના નિર્જીવ હોવા છતા, તેની કેટલી જબ્બર અસર થાય છે—તે જાણવા માટે નીચેના દૃષ્ટાંતો જગજાહેર છે —

૧ પતિવ્રતા સ્ત્રી પોતાના પ્રાણેશની છબીને જોતાની સાથે અત્યત હર્ષને જ પામે છે, કિન્તુ કદી પણ ક્રોધને પામતી જણાતી નથી.

૨ પ્રજાવત્સલ રાજાઓના બાવલાને જોવાથી વફાદાર રૈયત નારાજ નહિ થતા પ્રસન્નજ થાય છે અને એ જ કારણે, તેવા રાજા મહારાજાઓના તથા મહાન પરાક્રમી પુરુષોના બાવલાઓ તેમના સ્મરણાર્થે ઉભા કરેલા સ્થાને સ્થાને નજરે પડે છે

૩ પરદેશવાસિઓ પોતાના સ્વજનાદિકના હસ્તાક્ષરના પત્રને જોવાથી પણ સ્વહિતૈષિઓ મળ્યા જેટલો સતોષ અનુભવે છે

૪ પોતાના વડિલો તથા ઇષ્ટમિત્રોની છબી જોતાજ તેમના ઉપકાર અને ગુણોનુ સ્મરણ થઈ આવે છે અને હૃદય પ્રેમથી પ્રફુલ્લિત બને છે

૫ કોકશાસ્ત્રમા સ્ત્રીપુરૂષના વિષયસેવનના ચોરાશી આસનો આદિને જોવાથી, કામી જનોને તત્કાળ કામવિકાર ઉત્પન્ન થાય છે

૬ યોગાસનની વિવિધાકાર સ્થાપનાઓ જોવાથી, યોગી પુરૂષોની મતિ યોગાભ્યાસમા રતિને ધારણ કરનારી થાય છે

૭. ભૂગોળના અભ્યાસીઓને નકશાઓ વિગેરે જોવાથી, લોકમાં રહેલ અનેક વસ્તુઓનું જ્ઞાન સહેલાઇથી થઈ શકે છે.

૮. શાસ્ત્રો સંબંધી અક્ષરોની સ્થાપનાથી, તે જોનાર મનુષ્યને તમામ શાસ્ત્રોનું જ્ઞાન પણ થાય છે.

૯. ક્ષેત્રોમાં પુરુષોની આકૃતિ ઉભી કરવાથી, તે આકૃતિ નિર્જીવ હોવા છતાં તે વડે ક્ષેત્રની રક્ષા સારી રીતે થઈ શકે છે.

૧૦. લોકોમાં કહેવાય છે કે—અશોકવૃક્ષની છાયા ચિંતાને દૂર કરે છે, ચંડાળ પુરૂષોની કે ઋતુવંતી સ્ત્રીઓની છાયા અશુભ અસર નિપજાવે છે અને ગર્ભવંતી સ્ત્રીની છાયાનું ઉલ્લંઘન કરવાથી ભોગી પુરૂષનો પુરૂષાર્થ ક્ષય પામે છે. વિગેરે.

૧૧. સતી સ્ત્રીનો પતિ પરદેશ ગયો હોય, ત્યારે તે સ્ત્રી પોતાના પતિની છબીનું રોજ દર્શન કરી સંતોષ પામે છે. શ્રી **રામચંદ્રજી** વનવાસ ગયા, ત્યારે તેમના ભાઇ ભરત રાજા **રામ**ની પાદુકાની **રામ** પ્રમાણે પૂજા કરતા હતા. **સીતાજી** પણ **રામ**ની આંગળીની મુદ્રિકાનું આલિંગન કરી સાક્ષાત્ **રામ** મલ્યા જેટલો આનંદ અનુભવતાં હતાં. **રામચંદ્રજી** પણ **હનુમાને** લાવેલા **સીતાના** અલંકારને દેખવાથી અત્યંત સુખને પામ્યા હતા. શ્રી **પાંડવ** ચરિત્રમાં પણ કહ્યું છે કે—'**દ્રોણાચાર્યની** પ્રતિમા સ્થાપન કરી, તેની પાસેથી **લવ્ય** નામના ભીલ્લે **અર્જુનના** જેવી ધનુષ્યવિદ્યા સિદ્ધ કરી હતી.'

ઉપરનાં કેટલાંક દૃષ્ટાન્તો એવાં છે, કે જેમાં શરીરનો આકાર પણ સરખો રહેતો નથી એવી નિર્જીવ વસ્તુઓથી પણ સંતોષનો અનુભવ મળી શકતો જો દેખી શકાય છે, તો પછી સાક્ષાત્ પરમાત્માના સ્વરૂપનો બોધ કરાવનારી મૂર્તિ, પૂર્ણાનંદ જે મોક્ષ, તેનો હેતુ કેમ ન થાય ? શાંત મુદ્રાવાળી શ્રી વીતરાગપરમાત્માની પ્રતિમાની, તેમના નામગ્રહણ પૂર્વકની પૂજા, જ્ઞાનવાન પ્રભુને મોડા–વહેલા અવશ્ય પ્રાપ્ત કરાવી આપે છે સેવક જેમ પોતાના સ્વામિની મૂર્તિ દ્વારા સ્વામિની પૂજા કરી તે વડે પોતાનું કાર્ય સાધી લે છે, તેમ પરમાત્માની મૂર્તિ દ્વારા પરમાત્માની પૂજા કરવાથી, પૂજક પણ મહાન લાભને અવશ્ય મેળવી શકે છે એ જ કારણે–મહાપુરૂષોએ શ્રી અરિહંત પરમાત્મા આદિના ચારે નિક્ષેપાઓ સંસારી જીવોને પરમ ઉપકારી અને અત્યંત લાભદાયક બતાવ્યા છે જે વસ્તુના ભાવનિક્ષેપા ઉપર મનુષ્યોને સંપૂર્ણ આદર હોય છે, તેનાં નામ, સ્થાપના તથા ગુણઆમના સ્મરણ, દર્શન કે શ્રવણથી જરૂર તે તે વસ્તુ પરના પ્રેમ અને આદરની વૃદ્ધિ થાય છે જેના ભાવ ઉપર પ્યાર છે, તેના નામ, મૂર્તિ કે ગુણને માન આપ્યાથી, તે સાક્ષાત્ વસ્તુને જ માન અને આદર આપ્યાનો અનુભવ થાય છે

કોઇ શ્રીમંત પિતાએ પરદેશથી પોતાના પુત્રને પત્ર દ્વારા સૂચના કરી કે–'અમુક પુરૂષને પાંચ હજાર રૂપીઆ આપજો' હવે તે પુત્ર તે પત્રને પોતાના પિતાના સાક્ષાત્ હુકમ રૂપ માનીને તેનો અમલ કરે કે નહિ ? જો કરે

કહેશો, તો તે હુકમ કાગળમાં સ્થાપના રૂપ હોવાથી, સ્થાપના માન્ય રાખવા લાયક સિદ્ધ થઈ ગઈ. જો કહેશો કે–'કાગળ માત્રથી અમલ ન કરવો'–તો તેમ કરનાર પુત્રે પિતાની આજ્ઞાનું પાલન કર્યું ગણાશે કે ઉલ્લંઘન કર્યું ગણાશે? પાલન નહિ, પણ અવશ્ય ઉલ્લંઘન કર્યું ગણાશે. એ ન્યાયે શ્રી તીર્થંકર–ગણધર–પ્રણીત સૂત્રોમાં પ્રતિપાદન કરેલ સ્થાપના નિક્ષેપાને માન્ય રાખનાર ખૂદ ભગવાન-નોજ આદર કરનારો બને અને માન્ય નહિ રાખનાર ખૂદ ભગવાનનું જ અપમાન કરનાર બને, એમાં લેશ માત્ર આશ્ચર્ય નથી.

પોતાના વડિલની છબીઓ, ફોટાઓ, પેઇન્ટીંગો, વડિલના આબેહુબ સ્વરૂપનો બોધ કરાવનાર હોવાથી તેમના ભાવ નિક્ષેપા તરફ આકર્ષણ કરાવે, તેમાં નવાઇ નથી. પણ વડિલના આબેહુબ સ્વરૂપનો બોધ નહિ કરાવનાર એવા તેમનાં વસ્ત્ર, આભૂષણ અને પોષાક વિગેરે દેખવાથી પણ, તેમના ગુણ સાંભરી આવે છે. જો અજીવ રૂપ સ્થાપના નિક્ષેપો સર્વથા નિરર્થક હોત, તો પૂર્વોક્ત કાર્યોમાં જે પ્રકારના જૂદા જૂદા ભાવ આવે છે, તે ન આવવા જોઈએ. આ ઉપરથી વિચારવું જોઇએ કે–પરમ પૂજનીય, પરમોપકારી, આરાધ્યતમ, અનંત-જ્ઞાની, દેવાધિદેવ શ્રી તીર્થંકરભગવાનની શાંત, નિર્વિકાર અને ધ્યાનારૂઢ ભવ્ય મૂર્તિના દર્શનથી, શ્રી વીતરાગદેવના ગુણોનું સ્મરણ કેમ ન થાય? તથા તેમની તે મૂર્તિને માન આપ્યાથી, ખૂદ તેઓનો વિનય કર્યો–એમ કેમ ન કહેવાય? અવશ્ય કહેવાય. એટલું જ નહિ, પણ તેમની

મૂર્તિના વારંવાર દર્શન, પૂજન અને સેવનથી તેમના ભાવ નિક્ષેપા ઉપરનો આદર અને પ્રેમ દિવસે દિવસે અધિક ને અધિક અવશ્ય વધતો જાય.

જે વસ્તુના ભાવ નિક્ષેપા ઉપર પ્યાર હોય છે, તેની સ્થાપના આદિ ઉપર પણ પ્રેમ આવે છે તેમ જેના ભાવ નિક્ષેપા પર દ્વેષ હોય, તેના નામ, સ્થાપના વિગેરે ચારે નિક્ષેપા પર દ્વેષબુદ્ધિ પણ આવે જ છે સાક્ષાત્ શત્રુને જોઇને જેમ વૈર ભાવ પેદા થાય છે, તેમ તેની મૂર્તિ જોવાથી કે નામ વિગેરે સાભળવાથી પણ શુ દ્વેષ ભાવ પ્રગટતો નથી ? અવશ્ય પ્રગટે છે જેઓ તીર્થંકરના ભાવ નિક્ષેપા પર ભક્તિ રાખે છે અને તેમની મૂર્તિ વિગેરે પર દ્વેષ ધરાવે છે, તેઓને પૂછવાનું કે-તમારી માન્યતા પ્રમાણે તો તમારા મિત્ર આદિને સાક્ષાત્ જોતા પ્રેમ થવો જોઇએ, પરતુ તેમની મૂર્તિ તથા નામ વિગેરે જોવા અને સાભળવાથી પ્રેમ ન થવો જોઇએ, કિન્તુ ઉલટો દ્વેષ પેદા થવો જોઇએ અથવા-સાક્ષાત શત્રુની મુલાકાત થતા ચિત્તમા ક્રોધાગ્નિ પ્રગટ થવો જોઇએ, પરતુ તેની સ્થાપના તથા નામથી દ્વેષ ન ઉત્પન્ન થવો જોઈએ કિંતુ આનદ ઉત્પન્ન થવો જોઇએ પરતુ આવો ઉલટો ક્રમ કોઈ પણ જગ્યાએ જોવામા આવતો નથી કદાચ કહેવામા આવે કે-'શત્રુ અને મિત્ર ઉભયમા સમ ભાવ રાખવો જોઇએ કિંતુ રાગદ્વેષ ન કરવો જોઈએ' પરતુ આ કથન માત્ર કહેવા પુરતું છે મોટા મોટા યોગીશ્વરો પણ, જ્યા સુધી ઘાતી કર્મોના યોગથી ન છૂટયા ત્યા સુધી રાગ-દ્વેષથી સર્વથા છૂટી શકયા નથી, તો

સંસારની અનેક જંજાળના મોહમાં ફસી પડેલા ગૃહસ્થો રાગદ્વેષરહિત સમભાવવાળી અવસ્થામાં રહી શકે—એમ કહેવું કે માનવું, એ વંચના માત્ર છે. એક તરફ શ્રી તીર્થંકરદેવના ભાવ નિક્ષેપા પર રાગ રાખવાની વાત કરવી અને બીજી તરફ સમભાવમાં રહેવાની વાત કરવી, એમાં પ્રત્યક્ષ મૃષાવાદ છે. ભાવ નિક્ષેપા પર રાગ અને મૂર્તિ પર દ્વેષ, એ રાગ–દ્વેષ–રહિતપણાનું લક્ષણ શી રીતે ગણાય? એક નિક્ષેપા પર દ્વેષ રાખવાથી, બીજા નિક્ષેપાઓ ઉપર પણ દ્વેષ સ્વતઃ સિદ્ધ થઈ જાય છે. સ્થાપના નિક્ષેપા પર દ્વેષ ધારણ કરીને ભાવ નિક્ષેપા ઉપર રાગ હોવાનું બતાવવું, એમાં આત્મવંચના સિવાય બીજું કાંઇ નથી. નિયમ તો તે છે કે—જે જીવ પ્રત્યક્ષ વિદ્યમાન ન હોય, તેના ઉપર શુદ્ધ ભાવ પેદા કરવા માટે તેની સ્થાપનાના સેવન સિવાય, તેના જેવો અન્ય કોઇ સરળ ઉપાય છે નહિ. વિના સ્થાપનાએ અવિદ્યમાન વસ્તુ પ્રત્યે શુદ્ધ ભાવ પ્રગટ કરી શકાતો જ નથી. ચારે નિક્ષેપા આ રીતે પરસ્પર સંબંધ ધરાવનારા છે. એક વિના બીજો નિક્ષેપો ટકી શકતો જ નથી. સ્થાપનાનો નિરાદર કરનારને પૂછવાનું કે–'વર્તમાન સમયમાં જે નોટોનું ચલણ છે તેવી એક હજાર રૂપીઆની એક નોટ તમારી પાસે હોય, તેને તમે હજાર રૂપીઆ માનો છો કે કાગલનો કટકો માનો છો?' જો કહેશો કે–'અમે તો તેને કાગળના કટકા તુલ્ય માનીએ છીએ, તો તેને સાધારણ કાગલના કટકાની જેમ એકાદ પૈસામાં કે મફતમાં બીજાને આપી કેમ દેતા નથી?' તેના ઉત્તરમાં કહેશો કે–'એવો

મૂર્ખ કોણ હોય કે હજાર રૂપીઆને એક પૈસામાં કે મફતમાં આપી દે?' તો પછી જરા હૃદયચક્ષુને ખોલી વિચારવું જોઇએ કે-જેમ એક હજાર રૂપીઆની ગેરહાજરીમાં તેટલી રકમનું કામ એક નોટથી કાઢી શકાય છે, તેમ શ્રી જિનેશ્વરદેવની અનુપસ્થિતિમાં તેમની મૂર્તિ દ્વારાએ સાક્ષાત્ ભગવાનને પૂજવાનું ફળ કેમ ન મેળવી શકાય? અવશ્ય મેળવી શકાય.

— દ્રવ્ય નિક્ષેપો —

જે વસ્તુ ભૂતકાળમાં કે ભવિષ્યકાળમાં અમુક કાર્યના કારણ રૂપે નક્કી થઈ ચૂકી છે, તે કારણભૂત વસ્તુમાં કાર્યનું આરોપણ કરવું, તેનું નામ દ્રવ્ય નિક્ષેપો છે. જેમ મૃતક સાધુમાં તથા કોઇ સાધુ થનાર હોય તેમાં, વર્તમાન સમયે સાધુપણું ન હોવા છતાં, સાધુપણાનો આરોપ કરી સાધુ કહેવામાં આવે છે, તે દ્રવ્ય-નિક્ષેપાને આશ્રયીને 'સાધુપણું' સમજવાનું છે. અને એજ કારણે સાધુ થયા પહેલાં સાધુ થનારને દ્રવ્ય સાધુ માનીને તેની દીક્ષાનો મહોત્સવ મોટી ધામધૂમથી ઉજવવામાં આવે છે તથા સાધુના મૃત કલેવરને દહન ક્રિયા વખતે પાલખીમાં બેસાડી, પૈસાને ઉછાળતાં, ઠાઠમાઠથી લઈ જવામાં આવે છે અને લોકો પણ તેનાં દર્શન કરવા માટે દોડાદોડી કરે છે શ્રી તીર્થંકરદેવોને જન્મ તથા નિર્વાણ સમયે વંદન-નમસ્કાર કરવાનો પાઠ, શ્રી જંબૂદ્વીપ-પ્રજ્ઞપ્તિ આદિ શાસ્ત્રોમાં છે, તો તે નમસ્કાર શ્રી તીર્થંકરદેવના દ્રવ્ય નિક્ષેપાને થયો ગણાય;

નહિ કે-ભાવ નિક્ષેપાને થયો ગણાય. કારણ કે-જ્યાં સુધી કેવળજ્ઞાન ન થાય, ત્યાં સુધી ભાવ નિક્ષેપો કહેવાય નહિ. ભગવાન શ્રી **ઋષભદેવસ્વામિના** જન્મ વખતે **શક્રેન્દ્રે** નમસ્કાર કર્યાના ઉલ્લેખ શ્રી **જંબૂદ્વીપ-પ્રજ્ઞપ્તિ**માં નીચે મુજબ જણાવેલો છે:-

"नमोत्थुणं भगवओ तीत्थगरस्स आइगरस्स जावसंपाविउकामस्स, वंदामि ण्हं भगवंतं तत्थगयं इहगयं, पासउ मे भयवं तत्थगए इहगयं तिकट्टु वंदइ णमंसइ।"

તથા તેજ સૂત્રમાં કહ્યું છે કે-**શક્રેન્દ્રે** શ્રી **હરીણગમેષી** દેવની મારફત હિતને વાસ્તે અને સુખને વાસ્તે, શ્રી તીર્થંકરદેવના જન્મમહોત્સવ કરવાને માટે પોતે જવા વિષેનો અભિપ્રાય દેવતાઓને જણાવ્યો છે. તે સાંભળી મનમાં હર્ષિત થઇ કેટલાક દેવતા વંદન કરવા સારૂ, કેટલાક પૂજા કરવા સારૂ, કેટલાક સત્કાર કરવા સારૂ, કેટલાક સન્માન કરવા સારૂ, કેટલાક કૌતુક જોવા સારૂ, કેટલાક શ્રી જિનેશ્વરદેવના પ્રત્યે ભક્તિરાગ નિમિત્તે, કેટલાક **શક્રેન્દ્ર**ના વચનની ખાતર, કેટલાક મિત્રોની પ્રેરણાથી, કેટલાક દેવીઓના કહેવાથી, કેટલાક પોતાના આચાર સમજીને (જેમ કે-'સમ્યગ્દૃષ્ટિ દેવોએ શ્રી જિનેશ્વરદેવના જન્મમહોત્સવમાં અવશ્ય ભાગ લેવો જોઈએ.')-એ વિગેરે કારણોને સ્વચિત્તમાં સ્થાપન કરી, ઘણાં દેવદેવીઓ **શક્રેન્દ્ર**ની પાસે હાજર થયાં. જો દ્રવ્ય નિક્ષેપો અપૂજનીક કે નિરર્થક હોત, તો સૂત્રમાં 'સુખને વાસ્તે તથા ભક્તિ નિમિત્તે' ઈત્યાદિ શબ્દો વંદનાના અધિકારમાં કદાપિ ન આવત.

તથા શ્રી **ઋષભદેવસ્વામિના** નિર્વાણ સમયે પણ, શકેન્દ્રનું આસન કપાયમાન થતા અવધિજ્ઞાનથી ભગવાનનો નિર્વાણસમય જાણી, શકેન્દ્રે ભગવાનને વદન-નમસ્કાર કર્યો અને સર્વ સામગ્રી સહિત શ્રી **અષ્ટાપદ** તીર્થ પર જ્યા ભગવાનનું શરીર હતુ, ત્યા આવી ઉદાસીનતા પૂર્વક અશ્રુવાળી આખો સમેત શ્રી તીર્થંકરદેવના શરીરને ત્રણ પ્રદક્ષિણા દઈ, મૃતકને યોગ્ય સર્વ વિધિ કર્યો,-ઈત્યાદિ વિગતના જે પાઠો છે, તેય દ્રવ્ય નિક્ષેપાની પણ વદનીયતાને સિદ્ધ કરે છે

એ સિવાય બીજી રીતે પણ દ્રવ્ય નિક્ષેપ અને તેની પૂજનીયતાની સિદ્ધિ થાય છે શ્રી **ઋષભદેવસ્વામિના** વખતમા તથા વર્તમાનકાળમા આવશ્યક ક્રિયા કરતી વખતે સાધુ-શ્રાવક તમામ **ચતુર્વિંશતિ સ્તવ** યાને (**લોગસ્સ** સૂત્ર) નો પાઠ બોલે છે શ્રી **ઋષભદેવસ્વામિના** વખતમા બીજા ત્રેવીસ તીર્થંકરોના જીવ ચોરાશી લાખ જીવયોનિમા ભટકતા હતા, તેથી તેમને તે વખતે કરેલો નમસ્કાર ભાવ નિક્ષેપથી થયો ગણી શકાય નહિ, કિંતુ દ્રવ્ય નિક્ષેપ થી જ કર્યો ગણાય વર્તમાનકાળમા તો તેઓમાના એક પણ ભાવનિક્ષેપે નથી, કારણ કે-બધા સિદ્ધિગતિમા ગએલા હોવાથી, ભાવ નિક્ષેપે અરિહત તરીકે નહિ પણ સિદ્ધ તરીકે વિરાજમાન છે જો એક ભાવનિક્ષેપને માની બીજા નામ, સ્થાપના અને દ્રવ્ય નિક્ષેપને માનવાના ન હોત, તો '**લોગસ્સ**' દ્વારાએ કોને નમસ્કાર થાય? '**લોગસ્સ**'ની અદર પ્રગટપણે 'अरिहते कित्तइस्सं।' અને 'चउवीसपि केवली।' કહીને ચોવીસે તીર્થંકરોને

યાદ કર્યા છે. તીર્થંકરોનું એ સ્મરણ ભાવનિક્ષેપે છે જ નહિ, કિન્તુ નામ તથા દ્રવ્ય નિક્ષેપે જ માનવાનું છે. જેઓ એ બે નિક્ષેપાને માનવા તૈયાર નથી, તેઓના મતે 'લોગસ્સ'ને માનવાનું રહેતું નથી. અને 'લોગસ્સ'ને નહિ માનવાથી આજ્ઞાભંગનો મહાદોષ કપાળે ચોંટ્યા સિવાય પણ રહે નહિ.

વળી સાધુ–સાધ્વીના પ્રતિક્રમણસૂત્રમાં પણ કહ્યું છે કે–

" नमो चउवीसाए तीत्थयराणं उसभाइ महावीरपज्जवसाणाणं।"

**અર્થાત્—શ્રી ઋષભદેવસ્વામિથી શ્રી મહાવીરસ્વામી પર્યંત ચોવીસે તીર્થંકરોને નમસ્કાર થાઓ.**

આમાં પણ તે નામના તીર્થંકરો ભાવનિક્ષેપે વર્તમાનમાં કોઈ નથી, કિંતુ દ્રવ્ય નિક્ષેપે છે. દ્રવ્ય નિક્ષેપ નહિ માનનારને પ્રતિક્રમણ–આવશ્યક પણ માનવાનું રહેતું નથી અને એથી પણ આજ્ઞાભંગનો મહા દોષ લાગે છે.

ભાવ નિક્ષેપનો વિષય અમૂર્ત હોવાથી, અતિશયજ્ઞાનિઓ સિવાય બીજા કોઈથી પણ સાક્ષાત્ જાણી કે સમજી શકાતો નથી. એ કારણે શ્રી જૈન સિદ્ધાંતમાં સઘળી ક્રિયાઓનું–'નૈગમ, સંગ્રહ, વ્યવહાર અને ઋજુસૂત્ર'–એ ચાર દ્રવ્યપ્રધાન નયોની મુખ્યતાથી જ વર્ણન કરાએલું છે. દ્રવ્ય નિક્ષેપાના પ્રાધાન્યવાળી ક્રિયાઓને જો નકામી માનવામાં આવે, તો જૈન મતનો લોપ જ થાય છે. જૈન સિદ્ધાંતને માન્ય રાખનાર આત્માઓએ દ્રવ્યાર્થિક ચાર નયોને માન આપી દ્રવ્ય ક્રિયાનો આદર કરવો યોગ્ય

છે દ્રવ્ય નિક્ષેપાના પ્રાધાન્યવાળી ક્રિયાઓ પરિણામની ધારાને વધારનારી છે, તેથી ભાવનો પરિપૂર્ણ નિશ્ચય થયા વિના પણ વ્રત-પચ્ચક્ખાણ આદિ કરાવવાની રીતિ શ્રી જૈનશાસનમા ચાલી રહી છે શ્રી અનુયોગદ્વાર, શ્રી ઠાણાગ, શ્રી ભગવતીજી તથા શ્રી સૂત્રકૃતાંગ વિગેરે અનેક સૂત્રોમા દ્રવ્ય નિક્ષેપાની સિદ્ધિ કરેલી છે અને દ્રવ્ય વિના ભાવ કદાપિ ન સભવે, એમ સપ્રમાણ સાબીત કરી આપ્યું છે

પરમોપકારી મહોપાધ્યાય શ્રી યશોવિજયજી મહારાજાએ સ્વોપજ્ઞ વૃત્તિ સમેત રચેલા શ્રી 'પ્રતિમાશતક' મહા ગ્રન્થમા ફરમાવ્યુ છે કે-

"नामादित्रयमेव भावभगवत्ताद्रूप्यधीकारणम् ।
शास्त्रात्स्वानुभवाच्च शुद्धहृदयैरिष्टं च दृष्ट मुहु ।
तेनार्हत्प्रतिमा मनादृतवता भावपुरस्कुर्वता -
मन्धानामिव दर्पणे निजमुखालोकार्थिना का मति ॥१॥"

ભાવ ભગવતના તદ્રૂપપણાની બુદ્ધિનુ કારણ-' નામ, સ્થાપના અને દ્રવ્ય '-એ ત્રણ જ છે શુદ્ધ હૃદયવાળા ઓને એ વાત શાસ્ત્રપ્રામાણ્યથી તથા સ્વાનુભવના નિશ્ચયથી વારવાર પ્રતીત થયેલી છે તે કારણ માટે શ્રી અરિહત પરમાત્માની પ્રતિમાનો આદર કર્યા વિના જ, શ્રી અરિહત પરમાત્માના ભાવને આગળ કરનારાઓની બુદ્ધિ, આધળાઓ દર્પણમા પોતાના મુખને જોવાની ચેષ્ટા કરે, તેની જેમ હાસ્યાસ્પદ છે

આથી પણ સિદ્ધ થાય છે કે-ભગવાનની ભાવાવસ્થા

અતીન્દ્રિય હોઈ, ઇન્દ્રિયો અને મનને અગોચર
ઇન્દ્રિય અને માનસગોચર કરવા માટે તેમના
આકાર અને દ્રવ્યનું આલંબન, એ જ એક સા
નામ, આકાર અને દ્રવ્યની ભક્તિ છોડીને કેવળ
ભક્તિ કરવી કે થવી, એ અસંભવિત છે.

– ભાવ નિક્ષેપો –

જે જે નામવાળી વસ્તુમાં જે જે ક્રિયાઓ
તે તે ક્રિયાઓમાં તે તે વસ્તુઓ વર્તે, તે ભાવ
છે: જેમ કે–ઉપયોગસહિત આવશ્યક ક્રિયામાં
કરી રહેલ સાધુ, એ ભાવ નિક્ષેપે આવશ્યક ગ
હરેક વસ્તુનું સ્વરૂપ આ રીતે ચારે નિક્ષેપાર્થ
શકાય છે. તેમાંથી જો એક પણ નિક્ષેપો ન મ
આવે, તો તે વસ્તુ વસ્તુપણે ટકતી જ નથી.

જે વસ્તુને જેવા ભાવથી માનવામાં આવે
ચારે નિક્ષેપા તેવા ભાવને જ પ્રગટ કરે છે. શ
વાળી વસ્તુના ચારે નિક્ષેપા શત્રુભાવને પ્રગટ કરે
મિત્રભાવવાળી વસ્તુના ચારે નિક્ષેપા મૈત્રીભાવને
કરે છે. કલ્યાણકારી વસ્તુના ચારે નિક્ષેપા કલ્યા
પેદા કરે છે અને અકલ્યાણકારી વસ્તુના ચારે
અકલ્યાણભાવને પેદા કરે છે. આ સંસારમાં
રીતે તમામ વસ્તુઓ હેય, જ્ઞેય અને ઉપાદેય–
ભેદમાંથી કોઇ ને કોઈ એક ભેદની હોય છે.
તરીકે–સ્ત્રીસંગ. સાધુઓને સ્ત્રીઓના સાક્ષાત્
નિષેધ કરવામાં આવ્યો છે. સાક્ષાત્ સંગ એ

તેથી સ્ત્રીઓના નામ, આકાર અને દ્રવ્યનો પણ નિષેધ થઈ જાય છે સાધુપુરુષોને સ્ત્રીઓનો ભાવનિક્ષેપો જેમ વર્જ્ય છે, તેમ નામ નિક્ષેપાથી સ્ત્રીકથાનો પણ નિષેધ છે, સ્થાપના નિક્ષેપાથી સ્ત્રીની ચીતરેલી મૂર્તિને જોવાનો પણ નિષેધ છે તથા દ્રવ્ય નિક્ષેપાથી સ્ત્રીની પૂર્વાપર બાલ્ય અવસ્થા તથા મૃતાવસ્થા આદિના સંઘટ્ટને પણ નિષેધ્યો છે એ રીતે હેય રૂપ વસ્તુના ચારે નિક્ષેપા હેય રૂપ બને છે માત્ર ભાવ નિક્ષેપો માનનારાઓ સ્ત્રીના ભાવ-નિક્ષેપાને વર્જી, શું બાકીના ત્રણે નિક્ષેપાનો આદર કરી શકશે? કદી જ નહિ. એ રીતે જ્ઞેય વસ્તુનો ભાવ નિક્ષેપો જેમ જ્ઞાનપ્રાપ્તિમાં નિમિત્ત બની શકે છે, તેમ ચારે નિક્ષેપા જ્ઞાનપ્રાપ્તિમાં નિમિત્ત બની શકે છે જંબૂદ્વીપ, ભરતક્ષેત્ર, મેરૂપર્વત, હાથી, ઘોડા ઇત્યાદિ જ્ઞેય વસ્તુઓ છે તેઓને જેમ સાક્ષાત્ જોવાથી બોધ થાય છે, તેમ તેના નામ, આકાર આદિ જોવા-સાંભળવાથી પણ તે વસ્તુઓનો બોધ થાય છે હેય અને જ્ઞેયની જેમ ઉપાદેય વસ્તુ પણ ચારે નિક્ષેપાથી ઉપાદેય બને છે શ્રી તીર્થંકરદેવ જગતમાં પરમ ઉપાદેય હોવાથી, તેમના ચારે નિક્ષેપા પણ પરમ ઉપાદેય બને છે સમવસરણમાં બિરાજેલ સાક્ષાત્ શ્રી તીર્થંકરદેવ ભાવ નિક્ષેપે પૂજનીક છે, માટે 'મહાવીર' ઇત્યાદિ તેમના નામને પણ લોકો પૂજે છે: વૈરાગ્ય મુદ્રાએ યુક્ત, ધ્યાનારૂઢ અવસ્થામાં રહેલી તેમની પ્રતિમાને પણ લોકો પૂજે છે: તથા દ્રવ્ય નિક્ષેપે તેમની બાલ્યપણાની પૂર્વ અવસ્થા તથા નિર્વાણસ્થાની ઉત્તર અવસ્થા, તેને પણ ઇંદ્રાદિક

દેવો ભક્તિભાવથી નમે છે, પૂજે છે અને તેનો સત્કાર વિગેરે કરે છે. આથી ઉલટું, અન્ય દેવોનો ભાવ નિક્ષેપો ત્યાજ્ય હોવાથી, તેઓના બાકીના ત્રણ નિક્ષેપા પણ સમ્યગ્દૃષ્ટિ આત્માઓને છોડવા લાયક બને છે અને એ જ કારણે **આનંદાદિક** દશ શ્રાવકોએ **હરિહરાદિ** અન્ય દેવોને વંદન-નમસ્કાર નહિ કરવાની પ્રતિજ્ઞા કરી હતી. તે વખતે **હરિહરાદિ** દેવો ભાવનિક્ષેપે વિદ્યમાન નહિ હતા, માત્ર તેમની મૂર્તિઓ હતી, તેથી **આનંદાદિક** શ્રાવકોની નહિ નમવાની પ્રતિજ્ઞા તેઓની મૂર્તિને ઉદ્દેશીને હતી, એ આપોઆપ સિદ્ધ થાય છે. એ જ રીતે **હરિહરાદિ** દેવોની મૂર્તિઓને નમવાનો નિષેધ, એ શ્રી જિનમૂર્તિને નમસ્કાર કરવાના વિધાનને પણ સ્વતઃ સિદ્ધ કરી આપે છે. જેમ કોઇએ રાત્રિભોજનનો ત્યાગ કરવાનો નિયમ અંગીકાર કર્યો, તેથી તેની દિવસે ભોજન કરવાની વાત આપોઆપ સિદ્ધ થઈ જ જાય છે. એ મુજબ ચારે નિક્ષેપાનો પરસ્પરનો સંબંધ સમજી લેવાનો છે. તેમાં વિશેષ એટલો છે કે-જેનો ભાવનિક્ષેપો શુદ્ધ અને વંદનીય છે, તેના જ બાકીના નિક્ષેપા વંદનીય અને પૂજનીય છે. બીજાના નહિ. તેથી કોઈ એમ પ્રશ્ન કરે કે-'મરેલા બળદને જોઇને કોઈ પ્રતિબોધ પામે તેથી શું તે પૂજવા યોગ્ય બની જાય છે?' તો તેનો ઉત્તર સ્પષ્ટતયા મળી રહે છે. શાસ્ત્રકારો, જેનો ભાવ નિક્ષેપો વંદન-પૂજન કરવા લાયક છે, તેના જ બાકીના ત્રણ નિક્ષેપા પૂજવા માટે ફરમાવે છે. સાક્ષાત્ બળદને કોઇએ પૂજવા લાયક માન્યો નથી, તેથી તેનાં નામાદિક પણ પૂજનીક ઠરતાં

નથી. રાજા કરકંડુ વિગેરે પ્રત્યેકબુદ્ધ મહર્ષિઓ મરેલા બળદને જોઈને પ્રતિબોધ પામ્યા હતા, પણ ભાવ બળદ વંદનીય નહિ હોવાથી તેમના પ્રતિબોધમાં કારણભૂત બળદનાં નામાદિક વંદન કરવા લાયક ગણાયાં નથી.

૩ પ્રશ્ન૦ સ્ત્રીના ચિત્રામણવાળા મકાનમાં સાધુ ન રહે, એવું કયા સૂત્રમાં ફરમાન છે?

ઉત્તર૦ શ્રુતકેવલી આચાર્યભગવાન શ્રીમદ્ શય્યંભવસૂરિ મહારાજા વિરચિત શ્રી દશવૈકાલિક સૂત્રના આઠમા અધ્યાયનમાં ફરમાવ્યું છે કે-

" चित्तभित्तिं णद्द णिज्झाए, नारी वा सुअलंकिअं।
भक्खरं पिव दट्ठूणं, दिट्ठिं पडिसमाहरे ॥ १ ॥"

જેમાં સ્ત્રીની મૂર્તિ હોય તેવી ચિત્રામણની ભીંત ન જોવી તેમજ અલંકારવાળી કે અલંકાર વિનાની સ્ત્રીને પણ ન જોવી અકસ્માત્ દૃષ્ટિ પડી જાય, તો સૂર્યને જોઈને જેમ દૃષ્ટિ ખેંચી લઈએ છીએ તેમ ખેંચી લેવી. સ્ત્રીનું ચિત્રામણ જોવાથી મોહ ઉત્પન્ન થાય છે, તેથી તેનો જેમ નિષેધ કરેલો છે, તેમ શ્રી વીતરાગ પરમાત્માની પ્રતિમાને દેખીને વીતરાગ દશાનો સાક્ષાત્કાર થાય છે તેથી વીતરાગ અવસ્થાની પ્રાપ્તિની અભિલાષાવાળાને શ્રી વીતરાગ પરમાત્માના હમેશાં દર્શન આદિ કરવાની જરૂરીયાત દર્શાવેલી છે

૪ પ્રશ્ન૦ સ્ત્રીની મૂર્તિ જોવાથી પ્રત્યેકને કામવિકાર ઉત્પન્ન થતો દેખાય છે, પણ પ્રતિમા જોઈને વિરાગભાવ ઉત્પન્ન થતો બધાને દેખાતો નથી, તેનું શું કારણ?

ઉત્તર૦ જેઓને મૂર્તિ પર દ્વેષ કે દુર્ભાવ છે, તેઓને વીતરાગની મૂર્તિ જોવા છતાં શુભ ભાવ પ્રગટ થવો મુશ્કેલ છે, પરંતુ જેઓ હલુકર્મી જીવો છે તેમને તો શ્રી વીતરાગદેવની શાંત મુદ્રાનાં દર્શન થવાની સાથે જ રોમેરોમ પ્રેમ ઉભરાયા સિવાય રહેતો નથી. કોઈ પાપી આત્માને મુનિની શાંત મૂર્તિ દેખીને પણ જેમ મનમાં ભક્તિભાવ ઉત્પન્ન ન થાય, તેમ જેણે મૂર્તિ પ્રત્યે દ્વેષ કે દુર્ભાવ કેળવેલ હોય, તેવા આત્માને મૂર્તિના દર્શનથી પણ ભક્તિ ઉત્પન્ન ન થાય એ બનવાજોગ છે. જગતનો સામાન્ય નિયમ તો એવો છે કે–ગુણવાનની મૂર્તિ દેખીને તેના જેવા ગુણો પ્રાપ્ત કરવા સહેજે ઉત્કંઠા થયા સિવાય રહે નહિ, છતાં તેમાં પણ અપવાદ હોય છે.

શ્રી આચારાંગ સૂત્રમાં ફરમાવ્યું છે કે–

"जे आसवा ते परिसवा, जे परिसवा ते आसवा।"

**અર્થાત્**–પરિણામના વશથી જે આશ્રવનું કારણ હોય, તે સંવરનું કારણ બને છે અને જે સંવરનું કારણ હોય, તે આશ્રવનું કારણ બને છે.

**ઈલાચિપુત્ર** પાપના ઇરાદાથી ઘેરથી નીકળ્યા હતા, છતાં પરિણામની વિશુદ્ધિથી વાંસના દોરડા ઉપર નાચ કરતાં કેવળજ્ઞાન ઉપાર્જન કરી લીધું હતું. **ભરત-ચક્રવર્તિનું** આરીસા–ભુવનમાં રૂપ જોવા જવું તે આશ્રવનું કારણ હતું, પણ મુદ્રિકાના પડવાથી શુભ ભાવનામાં આરૂઢ થતાં તેમણે કેવળજ્ઞાનને પ્રાપ્ત કર્યું. તે જ રીતે સાધુમુનિરાજો સંવર અને નિર્જરાનું કારણ છે,

છતાં તેમને દુઃખ દેવાથી, તેમનું બુરૂં ચિંતવવાથી તથા તેમની નિંદા આદિ કરવાથી જીવ અશુભ કર્મનો આશ્રવ કરે છે, પણ તેથી સાધુ મુનિરાજનું પૂજનિકપણું નષ્ટ થઈ જતું નથી સાક્ષાત્ ભગવાન શ્રી **મહાવીરદેવને** જોઇને પણ, **સંગમ દેવ** અને ગોવાળાઆ વિગેરેને માઠા ભાવ થયા તેમાં કારણ તેઓનો અશુભ ભાવ છે એક કવિએ કહ્યુ છે કે–

'पत्रं नैव यदा करीरविटपे, दोपो वसंतस्य किम्।
उल्लूको न विलोक्यते यदि दिवा, सूर्यस्य किं दूपणम्।
वर्षा नैव पतन्ति चातकमुखे, मेघस्य किं दूपणम्,
यद्‌भाग्यं विधिना ललाटलिखीतं, दैवस्य किं दूपणम्॥१॥'

કરીરના ઝાડ ઉપર પાંદડાં ન આવે, તેમાં વસંત ઋતુનો શો દોષ? ઘુવડ પક્ષીને દિવસે ન દેખાય, તેમાં સૂર્યનો શો અપરાધ? જલની ધારા ચાતકપક્ષિના મુખમાં નથી પડતી, તેમાં મેઘનો શો દોષ? અને એ જ પ્રકારે લલાટે લખાએલ ભાગ્યાનુસાર ફળ ભોગવવું પડે, તેમાં દૈવનો પણ શો દોષ ગણાય?

એજ રીતે શ્રી દેવાધિદેવની મૂર્તિ તો શુભ ભાવનું જ કારણ છે, તથાપિ તેના દ્વેષી, દુષ્ટ-પરિણામી અને હિનભાગી જીવોને ભાવ પેદા ન થાય, તે ખરેખર તેમની જ કમનશિબી છે સૂર્યની સામે કોઈ ધૂળ ફેંકે કે સુગંધી પુષ્પ ફેંકે, તો તે બન્ને ફેંકનાર તરફ જ પાછાં ફરે છે અથવા-વજ્રમયી દીવાલ પર કોઈ મણિ કે પત્થર ફેંકે, તો તે વસ્તુઓ ફેંકનાર તરફ જ પાછી આવે

છે. અથવા—ચક્રવર્તી રાજાની કોઈ નિંદા કે સ્તુતિ કરે તેથી તેનું કાંઈ બગડતું કે સુધરતું નથી, પણ નિંદક આત્મા પોતે જ દુઃખનો પાત્ર બને છે અને સ્તુતિ કરનાર પોતે જ ઉત્તમ ફળને મેળવે છે. અથવા—બીજી રીતે જોઇએ તો, જેમ પથ્ય આહાર કરવાથી ખાનાર મનુષ્યને સુખ મળે છે અને અપથ્ય ભોજન કરવાથી ભોજન કરનારને જ દુઃખ પ્રાપ્ત થાય છે, પણ આહારમાં વપરાએલી વસ્તુને કંઈ થતું નથી: તે જ પ્રમાણે પરમાત્મમૂર્તિની સ્તુતિ, ભક્તિ કે નિંદા—હીલના કરવાથી અલિપ્ત પરમાત્માને કાંઈ થતું નથી, પરંતુ નિંદક પોતે જ દુર્ગતિનું કર્મ ઉપાર્જન કરે છે અને પૂજક શુભ કર્મોપાર્જન કરી સ્વયમેવ સુગતિનું ભાજન બને છે.

બીજી વાત વિચારવાની એ છે કે—બ્રહ્મચારી મહાત્માઓને સ્ત્રીની મૂર્તિ જોવાનો નિષેધ કર્યો, પરંતુ સાક્ષાત્ સ્ત્રીના હાથે આહાર—પાણી લેવાનો નિષેધ કર્યો નહિ: સ્ત્રીઓ દર્શન કરવા કે વંદન કરવા આવે, કલાકો સુધી વ્યાખ્યાન સાંભળવા બેસી રહે, ધર્મચર્ચા સંબંધી પૂછપરછ કે વાર્તાલાપ કરે—ઇત્યાદિ કાર્યોમાં સ્ત્રીનો સાક્ષાત્ પરિચય હોવા છતાં નિષેધ ન કર્યો અને સ્ત્રીના ચિત્રામણવાળા મકાનમાં વસવાનો નિષેધ કર્યો, તેનું શું કારણ ? ચિત્રામણની સ્ત્રીની આકૃતિ માત્રથી કાંઈ આહારપાણી મળી શકતાં નથી કે બોલવું—ચાલવું થઈ શકતું નથી. ચિત્રામણની સ્ત્રી ઉઠીને સ્પર્શ કરી શકતી નથી. છતાં શાસ્ત્રકારોએ તેનો નિષેધ કર્યો. કારણ એટલું જ કે—ચિત્ર કે મૂર્તિ તરફ જેવી ચિત્તની એકાગ્રતા થાય,

મનમા ખરાબ સકલ્પ વિકલ્પ ઉઠે, ધર્મધ્યાનમા બાધા પહોચે તથા કર્મબંધન થવાના પ્રસંગો ઉપસ્થિત થાય, તેવા ધર્મે નિમિત્તે સાક્ષાત્ પરિચયમા આવનાર સ્ત્રીપ્રસગમા મળવતા નથી કારણ કે–ત્યા અશુભ માર્ગે ચિત્તની એકાગ્રતા કરવાનો અવસર સાધુને ભાગ્યે જ મળે છે જ્યારે મકાનમા સ્ત્રીની મૂર્તિ હોય, તો તે તરફ વારવાર ધારી–ધારીને નિહાળવાનું અને તેમા ચિત્તની એકાગ્રતા તથા મનની લીનતા થવાનું અવશ્ય બની આવે તથા પરિણામે દીલમા કામવિકારો જાગૃત થઈ આવે, એ વિગેરે અનિષ્ટોનો પુરેપુરો ભય છે સૂત્રકાર–મહર્ષિઓની આજ્ઞા નિષ્પ્રયોજન કે વિના વિચારે હોઈ શકે નહિ એ ઉપરથી નિશ્ચય થાય છે કે–મનને સ્થિર કરી શુભ ધ્યાનમા લાવવા માટે, શુભ એવા સ્થિર આલબનની ખાસ જરૂર છે તેવુ સ્થિર અને શુભ આલબન શ્રી જિનરાજની શાત મૂર્તિ સિવાય બીજુ એક પણ નથી આથી બીજી વાત એ પણ સિદ્ધ થાય છે કે–ઉત્તમ ધ્યાન અને મનની એકાગ્રતા કરવાની અપેક્ષાએ, શ્રી જિનમૂર્તિનો દરજ્જો સાક્ષાત્ જિનરાજ કરતા પણ વધી જાય છે અને એવા જ કારણે–શ્રી **રાયપસેણી** આદિ શાસ્ત્રગ્રંથોમા સાક્ષાત્ તીર્થંકરદેવને વદન–નમસ્કાર કરતી વેળા–' देवय चेइय ' ઇત્યાદિ પાઠો છે અર્થાત્–જેવી હું જિનપ્રતિમાની ભક્તિ કરૂ છુ, તેવી જ અતરગ પ્રીતિથી આપની ( સાક્ષાત્ અરિહતની ) ભક્તિ કરૂ છુ વળી સાક્ષાત્ ભગવાનને નમસ્કાર કરતી વખતે–

' सिद्धिगइ नामधेय, ठाण सपाविउ कामस्स । '

અર્થાત્-સિદ્ધિગતિ નામના સ્થાનને મેળવવાની ઈચ્છાવાળા, એમ બોલવામાં આવે છે અને શ્રી જિન-પ્રતિમાની સામે-

'सिद्धिगइनामधेयं ठाणं संपत्ताणं ।'

અર્થાત્-સિદ્ધિગતિ નામના સ્થાનને પ્રાપ્ત થઈ ચૂકેલા, એમ કહેવામાં આવે છે. એ વિગેરે પાઠોનું ખરૂં રહસ્ય સમજી, પૂર્વાચાર્યોએ અત્યંત બહુમાન પૂર્વક પ્રમાણિત કરેલ શ્રી જિનપ્રતિમાનો, અંતરંગ આદર કરવો જોઈએ.

**૫ પ્રશ્ન૦** શું એવું કોઇ શાસ્ત્રીય પ્રમાણ છે કે-સ્થાપના સ્થાપન કર્યા સિવાય, કોઇ પણ ધર્મક્રિયા થઇ શકે જ નહિ?

**ઉત્તર૦** શ્રી જૈનધર્મમાં તમામ ધર્મક્રિયાઓ સ્થાપના સન્મુખ જ કરવી જોઈએ, એ માટે અનેક સૂત્રોનાં પ્રમાણો છે. જેમ દેવના અભાવે દેવની મૂર્તિ જોઇએ, તેમ ગુરુના અભાવે ગુરુની સ્થાપના કરવી જોઇએ. દુઃષમાર રજનીમાં દિનકર તુલ્ય પૂર્વધર આચાર્યભગવાન શ્રી **જિનભદ્ર ગણિ ક્ષમાશ્રમણ** મહારાજા, સ્વરચિત શ્રી **વિશેષાવશ્યક** મહાભાષ્યમાં, ગુરુ-અભાવે ગુરુની સ્થાપના કરવા નીચેની ગાથા દ્વારાએ ફરમાવે છે-

" गुरुविरहंमिअ ठवणा, गुरुवएसोवदंसणत्थं च ।
जिणविरहंमिअ जिणबिंब, सेवणामंतणं सहलं ॥१॥"

શ્રી **ઠાણાંગ** સૂત્રમાં પણ દશ પ્રકારની સ્થાપના બતાવેલી છે. તેનું સ્થાપન કરી, '**पंचिदिय**' સૂત્રથી તેમાં ગુરુમહારાજના ગુણોનું આરોપણ કરી, તેની

સન્મુખ ધર્મકરણી કરવી યોગ્ય છે. સ્થાપનામાં મુખ્ય સ્થાપના 'અક્ષ' એટલે ગોળાકાર કોડાની કરવામાં આવે છે. તે ત્રણ, પાંચ, સાત કે નવ આવર્તવાળા હોય, તો ઉત્તમ ગણાય છે. તેનું ફળ શ્રી **ભદ્રબાહુસ્વામિકૃત 'સ્થાપના કુલક'**માં વિસ્તારથી વર્ણવેલું છે. ઉપાધ્યાય શ્રી **યશોવિજયજી** મહારાજાએ પણ 'સ્થાપનાની સજ્ઝાય' બનાવી છે. તેમાં પણ તેનું ફળ તથા વિધિ બતાવેલ છે. પૂર્વોક્ત 'અક્ષ'નો યોગ ન બને, તો જ્ઞાન-દર્શન-ચારિત્રનાં ઉપકરણો: જેવાં કે-પુસ્તક, નવકારવાળી ઇત્યાદિની સ્થાપના કરવી, એવું વિધાન કરવામા આવ્યું છે.

આવશ્યક આદિ ધર્મક્રિયાઓમાં સ્થાન સ્થાન પર ગુરુમહારાજની આજ્ઞા માગવી પડે છે, તો તે ક્રિયા કરતી વખતે સાક્ષાત્ ગુરુ ન હોય તેવી દશામાં, તેમની સ્થાપના વગર કેવી રીતે કામ ચાલવાનું હતું?

શ્રી **સમવાયાંગ** સૂત્રના બારમા સમવાયમાં ગુરુવંદનના પચીસ બોલ પૂરા કરવાનું ફરમાવ્યું છે. તેનો પાઠ નીચે મુજબ છે-

"दुवालसावत्ते किंत्तिकम्मे पन्नत्ते, तं जहा--

'दुओणयं जहाजायं, किंत्तिकम्मं बारसावयं।
चउसिरं तिगुत्तं, दुप्पवेसं एगनिक्खमणं ॥१॥"

**અર્થાત્**-વંદનક્રિયામાં બાર આવર્ત ફરમાવ્યા છે, તે આ પ્રમાણે:-બે અવનત એટલે બે વખત મસ્તક નમાવવું અને એક યથાજાત એટલે જન્મ તથા દીક્ષા

ગ્રહણ કરવાના સમયની મુદ્રા ધારણ કરવી. બાર આવર્ત્ત એટલે પ્રથમના પ્રવેશમાં છ તથા બીજા પ્રવેશમાં છ. એ–

'अहो कायं कायसंफासं।'

ઇત્યાદિ પાઠથી કરવા. ચાર શિર એટલે પ્રથમના તથા બીજા પ્રવેશમાં બબ્બે વાર મસ્તક નમાવવું, ત્રણ ગુપ્ત એટલે મન–વચન–કાયા એ ત્રણેથી વંદના સિવાય બીજો વ્યાપાર ન કરવો, બે પ્રવેશ એટલે ગુરુમહારાજની હદમાં પ્રવેશ કરવો અને એક નિષ્ક્રમણ એટલે ગુરુમહારાજની હદમાં પ્રવેશ કરવા રૂપ અવગ્રહથી બહાર નીકળવું–એ રીતે કુલ પચીસ બોલ થયા. તેમાં ગુરુમહારાજના પ્રવેશમાં બે વાર પ્રવેશ કરવો અથવા એક વાર નીકળવું, એ પ્રત્યક્ષ ગુરુના અભાવે તેમની સ્થાપના વિના કેવી રીતે શકય બને છે?

એ જ વંદનાના પાઠમાં ગુરુમહારાજની આજ્ઞા માગી અંદર પ્રવેશ કરવાનું સ્પષ્ટ ફરમાન છે. જેમકે–

"इच्छामि खमासमणो वंदिउं जावणिज्जाए निसीहिआए अणुजाणह मे मिउग्गं निसीहि. अहो कायं कायसंफासं खमणिज्जो मे किलामो।"

ઈત્યાદિ. અર્થાત્–હું ઈચ્છું છું કે, હે ક્ષમાશ્રમણ! વંદન કરવાને, પાપવ્યાપારથી રહિત શરીરની શક્તિ વડે, મિત્ત અવગ્રહ એટલે સાડા ત્રણ હાથ પ્રમાણ જે ક્ષેત્ર–તેમાં પ્રવેશ કરવાની મને આજ્ઞા આપો. તે વખતે ગુરુની આજ્ઞા લઈ શિષ્ય 'निसीहि' એટલે 'ગુરુવંદના સિવાય

બીજી ક્રિયાનો નિષેધ' કરી, અવગ્રહમાં પેસે અને બે હાથ લલાટે લગાડી, ગુરુના ચરણે સ્પર્શ કરતાં–

'अहो काय कायसंफासं।'

ઈત્યાદિ પાઠ કહે. જેનો અર્થ એવો છે કે-'હે ભગવત! આપની અધો કાયા એટલે ચરણકમલને મારી ઉત્તમ કાયા એટલે મસ્તક વડે સ્પર્શ કરતાં, આપને જે કાંઈ ખેદ ઉપજ્યો હોય, તેની ક્ષમા કરો!'

આ રીતે અનેક સ્થાને ગુરુ મહારાજની આજ્ઞા માગીને ક્રિયા કરવાની હોય છે તેમાં ગુરુના વિરહે ગુરુની સ્થાપના વિના કેવી રીતે ચાલી શકે? જો કહેશો કે-'ગુરુ અવસ્થાની આકૃતિ મનમાં કલ્પીને આજ્ઞા આદિ માગીશુ'-ત્યારે તો સ્થાપના નિક્ષેપાનો બળાત્કારે પણ સ્વીકાર થઇ ચૂક્યો. વળી કાળ કરીને અન્ય ગતિમા ચાલ્યા ગએલા ગુરુઓને યાદ કરી, તેમના ગુણગ્રામ કરવામા આવે છે, તે કયા નિક્ષેપાને આશ્રયી સમજવા? ગુરુપણાનો ભાવ નિક્ષેપો તો તે વખતે હયાત છે નહિ. ભાવ નિક્ષેપે ગુરુ અન્ય ગતિમા છે તેમ છતા પણ-'ગુરુપણાની પૂર્વે અવસ્થાને મનમા કલ્પીને ગુણગ્રામાદિ કરવામા આવે છે'-એમ કહેવાથી, સ્થાપના નિક્ષેપો અને દ્રવ્ય નિક્ષેપો ઉભય માનવા લાયક સિદ્ધ થઇ જાય છે

૬ પ્રશ્ન૦ શ્રી ઋષભદેવસ્વામિના વખતમા બાકીના ત્રેવીસ તીર્થંકરોના જીવ સંસારમા ભટકતા હતા, છતાં તે સમયે તેમને વંદન કરવામા ધર્મ કેવી રીતે મનાવે?

ઉત્તર૦ શ્રી **ઋષભદેવસ્વામિના** વખતમાં બાકીના ત્રેવીસ તીર્થંકરોને વંદના કરવાનો વિષય દ્રવ્ય નિક્ષેપાને આશ્રયી છે. દ્રવ્ય વગર ભાવ, સ્થાપના કે નામ કશું યે ન હોઈ શકે. શ્રી **ઋષભદેવભગવાને** જે જીવોને મોક્ષગામી બતાવ્યા, તે સર્વે પૂજવા લાયક છે. જેમ–કોઈ ધનાઢ્ય શાહુકારના હાથે લખાએલી તેના સહી–સિક્કાવાળી અમુક મુદતની હુંડી હોય, તો તેની રકમથી મુદત પૂરી થયા પહેલાં પણ કામ કાઢી શકાય છે: તેવી રીતે મોક્ષગામી ભવ્ય જીવોની શ્રી **ઋષભદેવસ્વામિજીએ** આપેલી ખાતરી રૂપી હુંડી, તેનો કોણ વિચારવંત પુરૂષ અસ્વીકાર કરશે? ભગવાનની ખાતરી રૂપ પ્રબળ કારણને લઈને, બાકીના ત્રેવીસ તીર્થંકરો તે સમયને આશ્રયીને વંદનીય હતા. વળી એ સંબંધમાં શ્રી **આવશ્યકસૂત્રમાં** મૂળ પાઠ પણ છે કે—

'चत्तारि–अट्ठ–दस–दोय, वंदिआ जिणवरा चउव्वीसं ।'

**અર્થાત્**—'ચારે દિશામાં અનુક્રમે ચાર, આઠ, દસ તથા બે, એમ ચોવીસે તીર્થંકરોનાં બિંબ શ્રી **ભરત** મહારાજાએ **અષ્ટાપદ** પર્વત પર સ્થાપન કરેલાં છે.' એ બાબતમાં નિર્યુક્તિકાર શ્રુતિકેવલી આચાર્યભગવાન શ્રીમદ્ **ભદ્રબાહુસ્વામિજી** મહારાજાએ ખૂલાસો કર્યો છે કે–'**ભરત** રાજાએ શ્રી **ઋષભદેવસ્વામિને** આ ચોવીસીમાં થનારા તીર્થંકરોનાં નામ, લંછન, વર્ણ, શરીરનું પ્રમાણ વિગેરે પૂછીને, તે પ્રમાણે શ્રી **અષ્ટાપદગિરિ** ઉપર શ્રી જિનમંદિર બનાવી, સર્વ તીર્થંકરોની પ્રતિમા

આબેહુબ આકારની સ્થાપન કરી ' આથી સિદ્ધ થાય છે કે–ત્રેવીસ તીર્થંકરો થયા પહેલાં પણ, તેમની પૂજા તથા મૂર્તિઓ–મંદિરો વિગેરે દ્વારા ભક્તિ કરવાનો રિવાજ સનાતન કાળથી ચાલ્યો આવે છે, અને તેને મહાન્ જ્ઞાની પુરૂષોએ પણ સ્વીકારેલો છે

૭ પ્રશ્ન૦ ' सिद्धायतन ' શબ્દનો શો અર્થ ?

ઉત્તર૦ ' सिद्धायतन ' એ ગુણનિષ્પન્ન નામ છે. તેનો અર્થ જિનમંદિર થાય છે ' सिद्ध ' એટલે સિદ્ધ ભગવાનની પ્રતિમા અને ' आयतन ' એટલે ઘર અર્થાત્–જિનઘર યા જિનમંદિર, એ ' સિદ્ધાયતન 'નો અર્થ છે **વૈતાઢ્ય** પર્વત, **ચુલ્લહિમવંત** પર્વત, **મેરૂ** પર્વત, **માનુષોત્તર** પર્વત, શ્રી **નંદીશ્વર દ્વીપ**, શ્રી **રૂચક દ્વીપ**, વિગેરે પર્વતો તથા દ્વીપો ઉપર સખ્યા તીત શાશ્વતી જિનમૂર્તિઓવાળા સિદ્ધાયતનો વિદ્યમાન હોવાનું, શ્રી **જીવાભિગમ** તથા શ્રી **ભગવતી** આદિ સૂત્રોમા સ્પષ્ટ ફરમાવેલુ છે, જે સૂત્રોને તમામ જૈનો માન્ય રાખે છે

૮ પ્રશ્ન૦ કેટલાક શ્રી જિનપ્રતિમાથી જિનબિંબ નહિ લેતા, શ્રી વીતરાગદેવના નમુના તુલ્ય સાધુને ગ્રહણ કરે છે, તે વ્યાજબી છે ?

ઉત્તર૦ તેમની તે માન્યતા મનકલ્પિત અને જૂઠી છે સૂત્રોમાં સ્થળે સ્થળે શ્રી જિનપ્રતિમા શ્રી જિનવર તુલ્ય કહેલી છે. શ્રી **જીવાભિગમ** આદિ સૂત્રોમાં જ્યાં જ્યાં શાશ્વતી પ્રતિમાનો અધિકાર છે, ત્યા ત્યા ' સિદ્ધા-

યતન' અર્થાત્ 'સિદ્ધ ભગવાનોનું મંદિર' એમ કહ્યું છે, પણ 'મૂર્તિ–આયતન' કે 'પ્રતિમા આયતન' કહ્યું નથી: તેથી પણ શ્રી સિદ્ધની પ્રતિમા સિદ્ધ સમાન છે, એમ સાબીત થાય છે. શ્રી **રાયપસેણીસૂત્ર** તથા શ્રી **જીવાભિગમસૂત્રમાં**, શ્રી **સૂર્યાભદેવતા** તથા શ્રી **વિજય-પોલિઆની** દ્રવ્ય પૂજાના અધિકારે "धुव्वं दाऊणं जिणवराणं।" **અર્થાત્**–'શ્રી જિનેશ્વરદેવને ધૂપ કરીને' એમ કહ્યું છે, તેથી પણ શ્રી જિનપ્રતિમાને જિનવર સમાન ગણેલ છે, એ વાત સાબીત થાય છે. વળી શ્રી **રાયપસેણી**, શ્રી **દશાશ્રુતસ્કંધ** અને શ્રી **ઉવવાઈ** આદિ ઘણાં સૂત્રોમાં ભાવ તીર્થંકરને વંદના કરવા જતી વખત શ્રાવકોના અધિકારે કહ્યું છે કે–'देवयं चेइयं पज्जुवासामि।' અર્થાત્–'દેવ સંબંધી ચૈત્ય એટલે શ્રી જિનપ્રતિમા, તેની પેઠે હું પર્યુપાસના કરીશ.' ઈત્યાદિ અનેક સ્થળોએ ભાવ તીર્થંકર તથા સ્થાપના તીર્થંકરની એક સરખી પર્યુપાસના કરવાનો પાઠ છે, જેથી બંનેમાં કંઈ તફાવત નથી. ભાવ કે સ્થાપના, બેમાંથી ગમે તેની ભક્તિ અને પૂજા જેવા જેવા ભાવથી કરવામાં આવે છે, તે તે પ્રમાણે એક સરખું ફળ મળે છે. શ્રી **જ્ઞાતા-સૂત્રમાં દ્રૌપદીના** પૂજનના અધિકારે શ્રી 'જિનમંદિર'ને શ્રી 'જિનગૃહ' કહ્યું છે, પણ 'મૂર્તિગૃહ' કહ્યું નથી: તેથી પણ શ્રી જિનમૂર્તિને જ જિનની ઉપમા ઘટે છે, નહિ કે–સાધુને. સાધુ વસ્ત્ર, પાત્ર, રજોહરણ અને મુહપત્તિ આદિ ઉપકરણોએ સહિત છે, જ્યારે ભગવાનને તેમાંનું કશું હોતું નથી. ભગવાન રત્નજડિત સિંહાસનં

પર બેસે છે, બે બાજુ ચામરો વીંજાય છે, પાછળ ભામંડળ રહે છે, આગળ દેવદુદુભી વાગે છે, દેવતાઓ પુષ્પવૃષ્ટિ કરે છે,-ઈત્યાદિ અતિશયોએ સહિત હોય છે સાધુને આમાનું કશું હોતુ નથી તો પછી સાધુ તેવા શ્રી વીતરાગની બરાબરી કેવી રીતે કરી શકે? પર્યંકાસને રહેલી સૌમ્ય દૃષ્ટિવાળી વીતરાગ અવસ્થાની પ્રતિમા તે શ્રી અરિહંત ભગવાન તુલ્ય છે વીતરાગનો નમુનો વીતરાગની મૂર્તિને કહેવાય, પણ સાધુને નહિ સાધુના નમુનાને જ સાધુ કહેવાય શ્રી અંતગડદશા સૂત્રમા કહ્યુ છે કે-'હરિણગમેષીની પ્રતિમાને આરાધવાથી તે દેવ આરાધ્ય થયો' તેમ શ્રી વીતરાગની મૂર્તિને આરાધવાથી શ્રી વીતરાગદેવ આરાધ્ય થાય છે

૯ પ્રશ્ન૦ શ્રી જિનપ્રતિમાને જિનરાજ સમજી નમસ્કાર કરો તો તે નમસ્કાર મૂર્તિને થશે, ભગવાનને નહિ કારણ કે-ભગવાન તો મૂર્તિથી અલગ છે મૂર્તિને નમસ્કાર કરવાથી ભગવાનને નમસ્કાર નહિ થાય અને ભગવાનને નમસ્કાર કરવાથી મૂર્તિને નમસ્કાર નહિ થાય, તેનુ શુ સમાધાન છે?

ઉત્તર૦ મૂર્તિ અને ભગવાન સર્વથા જૂદા નથી એ બેમા કથંચિત્ અભેદ છે શ્રી જિનમૂર્તિને નમસ્કાર કરતી વખતે શ્રી જિનેશ્વર ભગવાનનો ભાવ લાવીને નમસ્કાર કરવામા આવે છે, માટે જૂદા ન કહેવાય જેમ અહીં બેઠા મહાવિદેહ ક્ષેત્રમા બિરાજેલ શ્રી સીમંધર સ્વામિને સર્વે જૈનો વંદન-નમસ્કાર કરે છે, ત્યારે માર્ગમા લાખો ઘર, વૃક્ષો, પર્વતો આદિ અનેક વસ્તુઓ આડી આવે છે, તો નમસ્કાર તે વસ્તુઓને થયો કે શ્રી સીમંધર

સ્વામિને ? જો કહેશો કે-' નમસ્કાર કરવાનો ભાવ ભગવાનને હોવાથી ભગવાનને જ નમસ્કાર થયો; બીજી વસ્તુને નહિ : તથા કેવળજ્ઞાનથી ભગવાન પણ તે વંદનાને તેમજ જાણે છે. '—તો પછી તેવી રીતે મૂર્તિ દ્વારા પણ ભગવાનનો ભાવ લાવી, વન્દન—પૂજન કરવામાં આવે, તેને શું ભગવાન નથી જાણતા ? એ રીતે સાધુને વંદન—નમસ્કાર કરતાં પણ, તેમના શરીરને વંદન થાય છે કે જીવને ? જો શરીરને નમસ્કાર કરવામાં આવે છે, તો જીવ તો શરીરથી જૂદી વસ્તુ છે અને જો જીવને નમસ્કાર કરવામાં આવે છે, તો વચમાં કાયાની આડ રહેલી છે અને કાયા એ જીવથી જૂદું પુદ્ગલદ્રવ્ય છે. જો કહેશો કે-' એ પુદ્ગલદ્રવ્ય સાધુનું જ છે ને ? '—તો પછી-' મૂર્તિ પણ દેવાધિદેવ શ્રી વીતરાગ પ્રભુની જ છે. '—એમ કેમ વિચારી શકતા નથી ? મુનિની કાયાને વંદન કરવાથી જેમ મુનિને વંદન થાય છે, તેમ શ્રી વીતરાગ પ્રભુની મૂર્તિને વંદન કરવાથી સાક્ષાત્ શ્રી વીતરાગ પ્રભુને જ વંદન થાય છે.

૧૦ પ્રશ્ન૦ નિરાકાર ભગવાનની ઉપાસના ધ્યાન દ્વારા થઇ શકે છે, તો પછી મૂર્તિપૂજા માનવાનું શું કારણ ?

ઉત્તર૦ મનુષ્યના મનમાં એ તાકાત નથી કે-તે નિરાકારનું ધ્યાન કરી શકે. ઇન્દ્રિયોથી ગ્રહણ થઇ શકે તેટલી જ વસ્તુઓનો વિચાર મન કરી શકે છે. તે સિવાયની વસ્તુઓની કલ્પના પણ મનને આવી શકતી નથી. જેટલા રંગ જોવામાં આવે, જે જે વસ્તુનો સ્વાદ લેવામાં આવે, જેનો જેનો સ્પર્શ કરવામાં આવે કે ગંધ સુંઘવામાં આવે અગર જે જે શબ્દોનું શ્રવણ કરવામાં

આવે, તેટલાનો જ વિચાર મન કરી શકે છે. તે સિવાયના રંગ, રૂપ કે ગંધ આદિનું ધ્યાન, સ્મરણ કે કલ્પના કરવી, તે પણ મનુષ્યશક્તિની બહારની વાત છે. કોઇએ 'પુરનચંદ' નામના માણસનું ફક્ત નામ સાંભળ્યું છે, તેને નજરે જોએલ નથી તેમ તેની છબી પણ દેખી નથી, તો શું નામ માત્રથી 'પુરનચંદ' નામના માણસનું ધ્યાન થઇ શકવાનું હતું? નહિ. તેમ ભગવાનને પણ સાક્ષાત્ અથવા તેમની મૂર્તિ દ્વારા જેમણે જોયા નથી, તેઓ તેમનું ધ્યાન કેવી રીતે કરી શકવાના હતા? જ્યારે જ્યારે ધ્યાન કરવું હશે, ત્યારે ત્યારે કોઇ ને કોઇ વસ્તુ દૃષ્ટિસન્મુખ રાખવી જ પડશે. ભગવાનને જ્યોતિસ્વરૂપ માની તેમનું ધ્યાન કરનાર, તે જ્યોતિને શુક્લ, શ્યામ આદિ કોઇ ને કોઇ વર્ણવાળી માનીને જ તેનું ધ્યાન કરી શકશે. સિદ્ધ ભગવંતોમાં એવું કોઈ પણ પૌદ્ગલિક રૂપ છે નહિ. સિદ્ધોનું રૂપ અપૌદ્ગલિક છે, જેને સર્વજ્ઞ કેવળજ્ઞાની મહારાજ સિવાય બીજું કોઈ જાણી શકતું નથી. શ્રી **સિદ્ધચક્ર યંત્ર**માં શ્રી સિદ્ધભગવંતોની લાલ વર્ણ તરીકે કલ્પના કરવામાં આવી છે,–તે કેવળ ધ્યાનની સગવડતા માટે છે, પરંતુ વાસ્તવિક નથી નિરાકાર સિદ્ધનું ધ્યાન અતિશયજ્ઞાની સિવાય બીજા કોઈ પણ કરવાને સમર્થ નથી.

કોઈ કહેશે કે–'અમે મનમાં માનસિક મૂર્તિને કલ્પીને સિદ્ધ ભગવાનનું ધ્યાન કરીશું, પરંતુ પત્થરની જડ મૂર્તિને નહિ માનીએ'–તો તેઓનું આ કથન પણ વગર વિચાર્યું જ છે. કારણ કે–તેઓને પૂછવામાં આવે કે–'તમારી માનસિક મૂર્તિનો રંગ કેવો છે? લાલ, કાળો કે

સફેદ ? '—તો તેઓ શું જવાબ આપશે ? જો કહેશે કે—'તેને રૂપ નથી, રંગ નથી કે વર્ણ નથી, માટે તેને કેવી રીતે બતાવી શકીએ ? '—તો તેઓને કહેવાનું કે—'જેના રૂપ, રંગ કે વર્ણ નહિ, તેનું ધ્યાન કરવાની તમારી તાકાત પણ છે નહિ.' આ રીતે પ્રગટપણે મૂર્તિ માનવાની વાતમાંથી છટકવા માટે માનસિક મૂર્તિ માનવા જતાં, અંતે ધ્યાનરહિત દશા આવીને ઉભી રહે છે. જો મૂર્તિ વગર ધ્યાન બનતું જ નથી, તો પછી તેને પ્રગટપણે માનવામાં હરકત શું છે ? માનસિક મૂર્તિ અદૃશ્ય અને અસ્થિર છે, જ્યારે પ્રગટ મૂર્તિ દૃશ્ય અને સ્થિર છે, તેથી ધ્યાનાદિ માટે અત્યંત અનુકૂળ છે.

વળી ભગવાન શ્રી તીર્થંકરદેવના સમવસરણમાં પણ ભગવાન પૂર્વાભિમુખે બેસે છે અને બાકીની ત્રણ બાજુ ભગવાનની ત્રણ મૂર્તિઓનું દેવતાઓ સ્થાપન કરે છે,—એમ શ્રી **સમવસરણ પ્રકરણ**, શ્રી **સમવાયાંગ સૂત્રટીકા**, શ્રી **તત્ત્વાર્થ સૂત્રટીકા** વિગેરે પ્રાચીન ગ્રંથો સાક્ષી પૂરે છે. કેટલાક કહે છે કે—'ભગવાનના અતિશયથી ચાર મુખ દેખાય છે, પણ ત્રણ તરફ મૂર્તિ છે એમ નહિ.' આ વાત પણ જુઠ્ઠી છે : કારણ કે—કોઈ પણ શાસ્ત્રોમાં એ રીતે કહ્યું નથી. સમવસરણની રચનાથી પણ ચિત્તની એકાગ્રતાને માટે મૂર્તિની આવશ્યકતા સિદ્ધ થાય છે. ભગવાનની ભવ્ય મૂર્તિના દર્શનથી તેમના ગુણો યાદ આવતાં, શ્રદ્ધાવાળા મનુષ્યને સાક્ષાત્ ભગવાન મળ્યા જેટલો આનંદ થાય છે અને મૂર્તિને સાક્ષાત્ ભગવાન સમજી ભાવયુક્ત ભક્તિ થાય છે. તે વખત ભક્તિ

કરનારના મનના અધ્યવસાયો કેટલા નિર્મળ થતા હશે તથા તે વખતે તે જીવ કેવા શુભ કર્મને ઉપાર્જતો હશે, તેનો સાચો અને પરિપૂર્ણ ખ્યાલ, સર્વજ્ઞ સિવાય બીજાને આવી શકવો અશક્ય છે જેઓ સ્વકલ્પિત કલ્પનાથી પરમાત્માનું માનસિક ધ્યાન કરવાનો આડંબર કરે છે, તેઓ શા માટે સેંકડો કે હજારો કોશ વાહન વિગેરેમા બેસી, પચેન્દ્રિય સુધીના જીવોનો વિનાશ કરી, સ્વગુરુ વિગેરેને વંદનાદિ કરવા જતા હશે ? શું ગુરુનું માનસિક ધ્યાન ઘેર બેઠા નથી થઈ શકતું ?, કે જેથી ગુરુના મૂર્તિમય શરીરને વાંદવા માટે આરભ ( હિંસા ) કરીને હજારો કોશ જવાની જરૂર પડે છે ? આ સંસારમા મનુષ્યો અનેક પ્રકારની ચિંતા, જજાળ અને ઝઘડાઓમા હમેશા અટવાએલા રહે છે કોઈ ધનની ચિંતામા, કોઈ પુત્રની ચિંતામા, તો કોઈ એશઆરામમા અને કોઈ ટંટાબખેડાઓમા–એમ જગતના જીવો અનેક ઉપાધિ ઓથી ગ્રસ્ત થઇ રહેલા હોય છે આલંબન વિના તેઓને શુભ ધ્યાનની પ્રાપ્તિ થવી શું રસ્તામા પડી છે ? અસ્થિર મન અને ચચળ ઇંદ્રિયોને કાબુમા રાખવી, એ બચ્ચાઓના ખેલ નથી કોઇ વાજા, સિતાર કે તબુરાના સુરવાળુ મધુર ગાયન કાને પડ્યુ કે તરત જ ચચળ મન તે તરફ ચાલ્યું જાય છે તેવે સમયે ધ્યાનની વાતો ક્યાએ ઉડી જાય છે એવી ચચળ મનોવૃત્તિવાળા મનુષ્યોને શ્રી જિનની પૂજામા લીન થવું, એ જ એક પરમ ધ્યાન છે અનેક ઉપાધિવાળા ગૃહસ્થપણામા શ્રી જિનપૂજાનો અનાદર કરવો, તે લાભને બદલે કેવળ

હાનિ ઉઠાવવા બરાબર છે. દુનિયાદારીની અનેક વિટંબણાઓથી ઘેરાએલા ગૃહસ્થોને, મૂર્તિના આલંબન વગર માનસિક ધ્યાન થવું સર્વથા અસંભવિત છે. શ્રી જિનપૂજાના આદરથી તથા મૂર્તિ દ્વારા શ્રી જિનેશ્વરદેવના ગુણગ્રામ વિગેરે કરવાથી ચંચળ મન સ્થિર થાય છે અને સ્થિર થયેલા મનમાં સંસારની અસારતા આદિકનું ભાન સહેલાઈથી કરાવી શકાય છે. સુખ–દુઃખમાં જ્યાં સુધી સમાન ભાવ નથી આવ્યો, ત્યાં સુધી મોટા યોગિરાજની જેમ નિરાલંબન ધ્યાનની વાતો કરવી નિરર્થક છે. જે વખતે તે સમભાવવાળી સ્થિતિ આવશે, તે વખતે આલંબન પોતાની મેળે છૂટી જશે. શ્રી જૈનધર્મના મર્મને જાણનાર પૂર્વાચાર્ય મહર્ષિઓએ, દરેક જીવોને પોતપોતાના ગુણસ્થાનક મુજબ ક્રિયા અંગીકાર કરવાનું ફરમાવ્યું છે. વર્તમાનમાં કોઇ પણ જીવ સાતમા ગુણસ્થાનક ઉપરાન્ત ચઢી શકતો નથી. સાતમા ગુણસ્થાનકનો કુલ સમય એકત્ર કરતાં, તેનો સરવાળો એક અંતર્મુહૂર્તથી અધિક બનતો નથી. તેથી મૂખ્ય રીતે ઉચ્ચામાં ઉચ્ચું છઠ્ઠુંજ ગુણઠાણું વર્તમાનના જીવોને સમજવાનું છે. તે ગુણસ્થાનક પ્રમાદવાળું હોવાથી, તે ગુણસ્થાનકે રહેલો જીવ પણ નિરાલંબન ધ્યાન કરવાને અશક્ત છે. આમ છતાં, જેઓ છઠ્ઠા ગુણસ્થાનકની હદે પણ પહોંચ્યા નથી અને અનેક સાંસારિક ખટપટોમાં રચ્યાપચ્યા રહેલા છે, તેઓ નિરાલંબન ધ્યાનની વાતોથી દેખાવ કરે, તે કેવળ આડંબરસ્વરૂપ છે. શ્રાવક ચોથે–પાંચમે ગુણસ્થાનકે હોવાથી, દ્રવ્ય–ભાવ બંને પ્રકારની પૂજા

કરવાના અધિકારી છે, જ્યારે સાધુ તેનાથી ઉંચે દરજ્જે એટલે છટ્ઠે ગુણસ્થાનકે હોવાથી, માત્ર ભાવ પૂજાના અધિકારી છે જેમ વ્યવહારિક શિક્ષણમાં પ્રથમ કક્કો, પછી બારાક્ષરી, તત્ પશ્ચાત્ શાસ્ત્રાભ્યાસ-એમ અનુક્રમ છે, તેમ ગુણસ્થાનકની ઉંચી દશાએ પહોંચતા ક્રિયામાં પણ ફેરફાર થતો જાય છે પગથીઆં છોડી એકદમ કૂદકો મારી મેડા ઉપર ચડવાનો અવિચારી પ્રયત્ન કરવાથી, મેડો તો ઘણો દૂર રહી જાય છે, પણ ઉલટો હેઠો પડવાથી વધારામા હાથ-પગને તોડનારો થાય છે

અહીં કોઈ પ્રશ્ન કરે કે-' સંસાર પર રાગ ઘટાડયો અને પ્રભુ પર વધાર્યો, તો પણ રાગ તો કાયમ રહ્યો ને? જ્યા સુધી રાગ-દ્વેષ-રહિત ન બનાય, ત્યાં સુધી મુક્તિ કેવી રીતે મળે?' આ પ્રશ્ન પણ સમજણ વિનાનો છે સર્વથા રાગરહિત થવાની શક્તિ ન આવે, ત્યાં સુધી પ્રભુ પર રાગ કેળવવાથી સંસારના અશુભ રાગથી અને તેનાથી બધાતા ખોટા કર્મથી બચી જવાય છે ઘરમા બેઠા અનેક પ્રકારની વૈભાવિક વર્તણુંક થાય છે, તેટલી જિનમદિરમા થઈ શકતી નથી પ્રભુની શાંત મૂર્તિના દર્શનથી અને તેમના ગુણગ્રામમા લીન થવાથી, ચિત્તમાં દુષ્ટ ભાવ તથા દુર્વિચારો ટકી શકતા નથી એટલુ જ નહિ, પણ તેને દૂર હઠાવવાનું એક પરમ સાધન મળી જાય છે જ્યા સુધી પૂર્ણ વિશુદ્ધિ થઈ નથી, ત્યા સુધી જીવને ઉંચે ચઢવાનો ફક્ત આ જ માર્ગ ઉત્કૃષ્ટ છે જેઓ આ માર્ગને માનતા નથી, પણ પોતાને પૂરા વિશુદ્ધ થએલા માની સમભાવને ધારણ કરનારા ગણે

છે, તેઓને પૂછવાનું કે-' જો તમો ખરેખર જ રાગ-દ્વેષ-રહિત છો, તો પછી તમે તમારા ગુરુ અગર અન્ય નેતાઓનું બહુમાન કરી તેમના પર રાગ કેમ રાખો છો? તેમનાં આહાર, વસ્ત્ર અને પાત્રાદિ વડે ભક્તિ-સન્માનાદિ કેમ કરો છો? તે શું રાગરહિતપણાનું ચિહ્ન છે? સમભાવમાં લીન રહેનારને સદા સામાયિક છે, તો પછી ગુરુ પાસે જઈ સામાયિક અને પ્રતિક્રમણાદિ કરવાનું શું પ્રયોજન છે? પોતાના ધર્મનું મંડન અને અન્ય મતનું ખંડન તથા એ માટે પુસ્તકો છપાવવાં કે ભાષણો આપવાં, એ શું સમભાવનાં કાર્યો છે? સ્ત્રીપુત્રાદિ પ્રિય વસ્તુના સંયોગથી હર્ષ અને તેમના વિયોગથી શોક: લક્ષ્મી, માલ, મિલ્કત, મકાન, હાટ વિગેરના લૂંટાવાથી સંતાપ અને તેની પ્રાપ્તિથી હર્ષ: તેમજ કોઈ દુષ્ટ પુરૂષો ગાળો તથા કષ્ટ દે ત્યારે ક્રોધ અને સન્માન દે તો આનંદ: ઈત્યાદિ પ્રકારે રાગ-દ્વેષ તો પ્રત્યક્ષ દેખાય છે. ત્યાં વળી-' કારણ ' કે ' આલંબન ' વિના સમતાભાવ પેદા કરવાની વાત કરવી, એ શું ઢોંગ નથી? 'મારૂં ઘર, મારી સ્ત્રી, મારૂં ધન, મારો પુત્ર, મારો નોકર '-ઈત્યાદિ મારૂં-તારૂં કરવાનો સ્વભાવ નિર્મૂળ થયો નથી, તેને સમાન દૃષ્ટિવાળા શી રીતે કહેવાય? જેઓ સંપત્તિ તથા વિપત્તિમાં, શત્રુ કે મિત્રમાં, સુવર્ણ કે પત્થરમાં, સ્ત્રીઓમાં કે તૃણસમૂહમાં કાંઇ પણ ભિન્ન ભાવ રાખતા નથી, તેઓ જ ખરેખરા સમભાવશાળી, આત્મજ્ઞાની અને ઉચ્ચ દરજ્જે ચઢેલા છે. હાલના સમયમાં એવા મહાન આત્માઓ કેટલા છે?' મોટા

ભાગની દુનિઆ દુનિઆદારીની ખટપટોમા ફસાએલી છે તેઓએ પોતે આધ્યાત્મિક હોવાનો ડોળ કરવો અને પોતાને ઉચિત કાર્યનો નિરાદર કરવો, એ યોગ્ય નથી યોગ્યતા વિના મિથ્યાભિમાન રાખવાથી કાંઇ પણ સ્વાર્થ સિદ્ધ થઇ શકતો નથી આખો લાડુ એક જ કોળીએ ખાવાની તૃષ્ણા કરનાર જેમ વમન કરી લોભના ફળને ચાખનારો બને છે, તેવી સ્થિતિ તેવાઓની થાય છે ઇંદ્રિયો તથા મનને અંકુશમા લાવ્યા સિવાય, નિરાલંબન ધ્યાનની વાતો કરનારાઓને, શાસ્ત્રકારો કેવી ઉપમા આપે છે,—તે નીચેના શ્લોકથી સમજાશે

" सप्राज्यैर्ज्वलनैर्विना रसवती, पाक चिकीर्षु कुधी-
स्त्यक्त्वा पोतमगाधवार्धितरण, दोर्भ्यां विधित्सुश्च स ।
वीजाना वपनैर्विनेच्छति स च क्षेत्रेपु धान्योद्गम,
योऽक्षाणा विजयैर्विना स्पृहयति, ध्यान विधातु शुभम् ॥१॥"

જે માણસ ઇન્દ્રિયોને જીત્યા વિના જ શુભ ધ્યાન ધરવાને ઇચ્છે છે, તે કુબુદ્ધિ માણસ દેદીપ્યમાન અગ્નિ વિના રસોઈ પકવવાને ઇચ્છે છે, વહાણને છોડીને બે હાથ વડે અગાધ સમુદ્રને તરવાને ઇચ્છે છે તથા બીજ વાવ્યા વિના જ ક્ષેત્રમા ધાન્યની ઉત્પત્તિ કરવાને ઇચ્છે છે

૧૨ પ્રશ્ન૦ મૂર્તિ તો એકેન્દ્રિય પાષાણની હોવાથી પ્રથમ ગુણસ્થાનકે છે તેને ચોથા-પાચમા ગુણસ્થાનકવાળા શ્રાવક તથા છઠ્ઠા સાતમા ગુણસ્થાનકવાળા સાધુ કેમ વંદન-પૂજન કરે ?

ઉત્તર૦ પ્રથમ તો મૂર્તિને એકેન્દ્રિય કહેનાર પુરૂષ જૈન શાસ્ત્રોથી અજ્ઞાત છે ખાણમાથી ખોદી જૂદો કાઢેલ

પત્થર શસ્ત્રાદિ લાગવાથી સચિત્ત રહેતો નથી, એમ શાસ્ત્રકારો ફરમાવે છે. અચિત્ત વસ્તુમાં ગુણસ્થાનક ન હોય. હવે જો ગુણસ્થાનકરહિત વસ્તુને માનવાનો સર્વથા નિષેધ કરશો, તો પણ મહાદોષના ભાગી થવાશે : કારણ કે–સિદ્ધભગવાન સર્વથા ગુણસ્થાનક–રહિત છે, છતાં તેઓશ્રી અરિહંતદેવ પછી સર્વથી પ્રથમ નંબરે પૂજવા લાયક છે. ગુણઠાણાં સંસારી જીવોને હોય છે, સિદ્ધના જીવોને નહિ. બીજી વાત એ છે કે–જેમ પત્થરની મૂર્તિને ગુણસ્થાનક નથી, તેમ કાગળ આદિથી બનેલાં પુસ્તકોને પણ કયું ગુણસ્થાનક છે ? છતાં પ્રત્યેક મતના અનુયાયિઓ પોતપોતાના ગ્રંથોનું બહુમાન કરે છે, ઉંચે આસને મૂકે છે તથા મસ્તકે ચઢાવે છે. તેની સર્વ પ્રકારની આશાતનાઓ વર્જે છે. થૂંકના છાંટા કે પગની ઠોકર તેને લાગી જાય, તો તેને પણ મહાદોષ રૂપ ગણે છે. જગતમાં કોઈ પણ એવો મત નહિ નીકળે, કે જે પોતાના ઇષ્ટ દેવની વાણી રૂપ શાસ્ત્રને મસ્તકે ચઢાવી, તેનો બહુમાનપૂર્વક આદર–સત્કાર ન કરતો હોય ! શ્રી જૈન મતના શ્રી **ભગવતી** સૂત્રમાં પણ '**नमो बंभीए लिवीए** ।' કહી શ્રી ગણધર ભગવંતોએ અક્ષર રૂપ બ્રાહ્મી લીપીને નમસ્કાર કર્યો છે. તો તેમાં કયું ગુણસ્થાનક હતું ? મૃતક સાધુનું શરીર પણ અચેત હોવાથી ગુણસ્થાનકરહિત છે, છતાં લોકો બીજાં કામ પડતાં મૂકી તેનાં દર્શન કરવા કેમ દોડી જાય છે ? તથા તે મૃત શરીરને પણ ધામધૂમથી ચંદનના લાકડે કેમ બાળવામાં આવે છે ? એ કાર્યને ગુરૂભક્તિનું કાર્ય ગણી

શકાય કે કેમ ? જો ગણી શકાય, તો પ્રતિમાને વંદન-પૂજન આદિ જિન ભક્તિનું કાર્ય કેમ ન ગણી શકાય ?

૧૨ પ્રશ્ન૦ મૂર્તિ તો પાષાણમય છે. તેને પૂજવાથી શું ફળ મળે ? મૂર્તિને કરેલી સ્તુતિ મૂર્તિ થોડી જ સાંભળવાની હતી ?

ઉત્તર૦ લોકોને ઉન્માર્ગે દોરી જવાને માટે, આ જાતિના કૂટ પ્રશ્નો, મૂર્તિપૂજાના વિરોધી વર્ગ તરફથી ઉભા કરવામાં આવે છે: પરંતુ તેની પાછળ ભારોભાર અજ્ઞાન અને કુટિલતા છૂપાયેલી છે. મૂર્તિપૂજક લોક જો પત્થરને જ પૂજતા હોત, તો સ્તુતિ પણ તેઓ પત્થરની જ કરતા હોત કે-'હે પાષાણ! હે અમૂલ્ય પત્થર ! તું બહુ કિંમતી તથા ઉપયોગી છે. તારી શોભા પાર વિનાની છે. તું અમૂક સ્થળની ખાણમાંથી નીકળ્યો છે. તને ખાણમાંથી કાઢનાર કારીગર બહુ હોંશીયાર છે. અમે તારી સ્તુતિ કરીએ છીએ' પણ આ રીતે પત્થરના ગુણગ્રામ કરતું કોઈ દેખાતું નથી અને સર્વે લોક પત્થરની મૂર્તિમાં આરોપિત શ્રી વીતરાગદેવની સ્તુતિ કરતું જ નજરે પડે છે કે-'હે નિરંજન! નિરાકાર! નિર્મોહિ! નિષ્કાંક્ષિ! અજર! અમર! અકલંક! સિદ્ધસ્વરૂપિ! સર્વજ્ઞ! વીતરાગ!' ઈત્યાદિ ગુણો વડે એ ગુણવાળા પરમાત્માની જ સૌ કોઈ સ્તુતિ કરે છે. શું પત્થરમાં આ ગુણો રહેલા છે, કે જેથી પત્થરની ઉપાસના કરવાનો ખોટો દોષ ચઢાવી લોકોને આડે માર્ગે દોરવાનો પ્રયાસ કરવામાં આવે છે ? જ્યારે પૂજક પુરુષ મૂર્તિમાં પૂજ્ય-પણાના ગુણોનું આરોપણ કરે છે, ત્યારે તેને મૂર્તિ એ સાક્ષાત્ વીતરાગ જ હોય-એમ પ્રતિભાસિત થાય છે;

અને જે જેવા ભાવથી મૂર્તિને જૂએ છે, તેને તે તેવા ફળને આપનારી થાય છે. સાક્ષાત્ ભગવાન પણ તરણ-તારણ હોવા છતાં, તેમની આશાતના કરનાર બૂરા ફળને ચાખે છે: તેમ મૂર્તિ પણ તારક હોવા છતાં, તેની આશાતના કરનારને સંસારમાં ડુબાવનારી પણ થાય છે.

શંકા૦ મૂર્તિને ભગવાન કેવી રીતે માની શકાય? શું લૂખ્ખા રોટલાને મીઠાઈ માની લેવાથી, તે મીઠાઈ બની જાય છે?

સમાધાન૦ સંતોષી અને શુભપરિણામી જીવોને તો જેટલું કામ મીઠાઈથી નીકળી શકે છે, તેટલું જ કામ લૂખ્ખા રોટલાથી પણ નીકળી શકે છે. જ્યારે અસંતોષી અને અશુભપરિણામી પુરૂષોને તો મીઠાઈથી પણ જ્યાં ફાયદો પહોંચતો નથી, ત્યાં વળી લૂખ્ખા રોટલાથી તો તેમનુ શું વળવાનુ હતું? દૃષ્ટાંતનો ઉપનય એ છે કે–શુભપરિણામી જીવો મૂર્તિથી પણ સાક્ષાત્ ભગવાનના દર્શન જેટલો જ લાભ ઉઠાવી શકે છે, જ્યારે દુષ્ટપરિ-ણામી જીવો સાક્ષાત્ પરમેશ્વરના દર્શનથી પણ અશુભ કર્મનો બંધ કરે છે. અમૃતને પણ ઝેર રૂપે પરિણમાવે છે.

વળી એક ઘડી પહેલાં સામાન્ય સાધુ હોય, છતાં આચાર્ય મહારાજની પાટ પર બેસે તેની સાથે જ, બીજા સાધુ તથા શ્રાવકો છત્રીસ ગુણોનું આરોપણ કરી વંદના કરે છે. તથા એક પળ પહેલાં ગૃહસ્થ હોવા છતાં, દીક્ષા લીધી તેની સાથે જ તેનામાં સાધુના સત્તાવીસ ગુણોનું આરોપણ કરી વંદન–નમસ્કાર કરવામાં આવે

છે જેવી રીતે આરોપિત અવસ્થામા કોઈ આચાર્ય તથા સાધુ અનુક્રમે આચાર્ય તથા સાધુ તરીકે પૂજવા લાયક બને છે, તેવી જ રીતે મૂર્તિમા પણ, અજન શલાકા અને પ્રતિષ્ઠા થઈ ગયા બાદ, શ્રી અરિહતના સમાન પૂજનિકપણુ ઉત્પન્ન થાય છે

વળી 'મૂર્તિ સ્તુતિને સાભળે છે કે નહિ?'–તે સવાલ જ અયોગ્ય છે કારણ કે–તે પત્થર રૂપ મૂર્તિના ગુણગ્રામ કરવામા આવતા નથી, કિંતુ જેની તે મૂર્તિ છે, તે દેવની સ્તુતિ અને પ્રાર્થના કરવામા આવે છે તે દેવ જ્ઞાની હોવાથી સેવકે કરેલ સ્તુતિ આદિને સપૂર્ણ રીતિએ જાણી શકે છે, તેથી મૂર્તિની સમક્ષ સ્તુતિ કરવી તે પણ ઉચિત જ છે

**૧૩ પ્રશ્ન૦** શ્રી જિનપ્રતિમાની સ્તુતિ કરવાની કયી રીતિ સર્વોત્તમ છે?

**ઉત્તર૦** પ્રતિમામા ભગવાનના નામ તથા ગુણોનું આરોપણ કરી, પ્રતિમા સમક્ષ ભગવાનની સ્તુતિ કરવી, એ સર્વોત્તમ રીતિ છે જેમ પોતાના પૂર્વજોની છબી જોઈ જે કોઈ તેમની તારીફ કરે છે, તેને સાભળી ચિત્ત પ્રસન્ન થાય છે અને પોતાના પૂર્વજને આદર મળતો હોય તેવો પ્રતિભાસ થાય છે, તેમ ભગવતની પ્રતિમાનો આદર કરવાથી ભગવાનનો જ આદર થાય છે તેમ લાગવુ જોઈએ ભગવાનને આદર આપવાનું મન થયું, તે પણ પરમ શુભ અધ્યવસાયનું લક્ષણ છે અને તેનાથી જીવ ભારે પુણ્ય ઉપાર્જન કરે છે ગૃહ

વાસમાં રહેલા શ્રાવકોને ભગવાનના ગુણગ્રામ કરવાની અનુકૂળતાવાળું સ્થાન, શ્રી જિનમંદિર સિવાય બીજું એક પણ નથી. ભગવાનના ગુણોનું સ્મરણ તથા ધ્યાન કરવા માટે, શ્રી જિનમંદિરમાં શ્રી જિનપ્રતિમાની સ્થાપના (પ્રતિષ્ઠા) કરવામાં આવી છે. તેને દેખતાંની સાથે જ ભગવાનના ગુણો યાદ આવે છે.

શ્રી જિનમૂર્તિની મુખાકૃતિ જોઈ, વિચાર પેદા થાય છે કે–'અહો! આ મુખ કેવું સુંદર છે?, કે જેના વડે–કોઈના પણ અવર્ણવાદ બોલાયા નથી અને હિંસક, કઠોર કે મૃષાવચન જેમાંથી કદી નીકળ્યું નથી. તેમાં રહેલી જીહ્વાથી રસનેન્દ્રિયના વિષયોનું કદી પણ રાગ–દ્વેષથી સેવન કરાયું નથી, કિંતુ તે મુખ દ્વારા ધર્મદેશના આપીને અનેક ભવ્ય જીવોને આ સંસાર–સમુદ્રથી પાર ઉતારેલા છે. માટે તે મુખ સહસ્રશઃ ધન્યવાદને પાત્ર છે.

'ભગવાનની આ નાસિકા દ્વારા સુરભી કે દુરભી ગંધ રૂપ ઘ્રાણેંદ્રિયના વિષયોનો રાગ અગર દ્વેષથી સહિતપણે ઉપભોગ કરાએલો નથી.

'આ ચક્ષુ દ્વારા પાંચ વર્ણ રૂપ વિષયોનો ક્ષણવારને માટે પણ, રાગ અગર દ્વેષથી સહિતપણે ઉપભોગ થયેલો નથી: કોઇ સ્ત્રીની તરફ મોહની દૃષ્ટિથી કે કોઈ દુશ્મનની તરફ દ્વેષની દૃષ્ટિથી જોવાએલ નથી: માત્ર વસ્તુસ્વભાવ તથા કર્મની વિચિત્રતાનો વિચાર કરી, ભગવાનની ચક્ષુઓ સદા સમભાવે રહેલ છે. એવાં ભગવાનનાં નેત્રોને કોટિશઃ ધન્ય છે.

'આ કાનો વડે વિચિત્ર પ્રકારના રાગરાગણીઓનું સરાગપણે શ્રવણ કરવાના વિષયોનું સેવન થયેલ નથી, પણ સારા કે નરસા, ભલા કે બુરા, જેવા શબ્દો કાને પડયા તેવા રાગ-દ્વેષ-રહિતપણે સમભાવે સાંભળ્યા છે

'આ શરીરથી કોઇ પણ જીવની હિંસા કે અદત્ત-ગ્રહણ આદિ દોષ લાગ્યો નથી કેવળ જીવરક્ષા માટે સર્વેને સુખ ઉપજે તેમ વર્તવામા આવ્યું છે ગ્રામાનુગ્રામ વિહાર કરી અનેક જીવોના સસારબધન તોડાવ્યા છે તથા સર્વ કર્મનો ક્ષય કરી કેવળજ્ઞાન કે કેવળદર્શન પ્રગટાવ્યા છે

'એવા પ્રભુ નિષ્પ્રયોજન ઉપકારી તથા સમસ્ત જગતના નિષ્કારણ બધુ હોવાથી, તેમને અસખ્ય વાર ધન્ય છે મારાથી એમની બને તેટલી ભક્તિ કરવી, એ મારૂ પરમ કર્તવ્ય છે '

આ વિગેરે શુભ ભાવના તથા વિચારણાઓ પ્રભુની શાત મુદ્રા દેખવાથી અત કરણમા ઉદ્ભવે છે ઉત્તમ જીવો અકારણવત્સલ એવા આ ભગવાનની જળ, ચદન, કેસર, બરાસ, પુષ્પ, ધૂપ, દીપ, અક્ષત, ફળ, નૈવેદ્ય વિગેરેથી પૂજા કરે છે, કિંમતી અલકારો ચઢાવે છે, ભક્તિ માટે યથાશક્તિ દ્રવ્ય ખરચે છે અને વિચારે છે કે-'જો હું પ્રભુની ભક્તિ કરીશ, તો હું તરવા સાથે અન્યોના નિસ્તારમા પણ નિમિત્ત બનીશ કારણ કે-મારી ભક્તિ જોઈ બીજા માણસો તેની અનુમોદના કરશે તથા અનેક ભવ્ય પુરૂષો પ્રભુની સેવા કરવામા તત્પર થશે તેમા નિમિત્ત હું બનીશ '

દ્રવ્ય પૂજા સમાપ્ત થયા બાદ ભાવપૂજા કરે, તે વખતે ભગવાનના ગુણોને વિચારી, પોતાના આત્માની સાથે સરખામણી કરે કે–'અહો! પ્રભુ નિરાગી છે અને હું રાગી છું: પ્રભુ અદ્વેષી છે અને હું દ્વેષી છું: પ્રભુ અક્રોધી છે અને હું ક્રોધી છું: પ્રભુ અકામી છે અને હું કામી છું: પ્રભુ નિર્વિષયી છે અને હું વિષયી છું: પ્રભુ અમાની છે અને હું માની છું: પ્રભુ અમાયી છે અને હું માયી છું: પ્રભુ અલોભી છે અને હું લોભી છું: પ્રભુ આત્માનંદી છે અને હું પુદ્ગલાનંદી છું: પ્રભુ અતીન્દ્રિય સુખના ભોગી છે અને હું વિષયસુખનો ભોગી છું: પ્રભુ સ્વભાવી છે અને હું વિભાવી છું: પ્રભુ અજર છે અને હું સજર છું: પ્રભુ અક્ષય છે અને હું ક્ષય પામ્યા કરનારો છું: પ્રભુ અશરીરી છે અને હું શરીરસહિત છું: પ્રભુ અનિંદક છે અને હું નિંદક છું: પ્રભુ અચળ છે અને હું ચંચળ છું: પ્રભુ અમર છે અને હું મરણસહિત છું: પ્રભુ નિદ્રારહિત છે અને હું નિદ્રાસહિત છું: પ્રભુ નિર્મોહી છે અને હું મોહવાળો છું: પ્રભુ હાસ્યરહિત છે અને હું હાસ્યસહિત છું: પ્રભુ રતિરહિત છે અને હું રતિસહિત છું: પ્રભુ અરતિરહિત છે અને હું અરતિસહિત છું: પ્રભુ શોકરહિત છે અને હું શોકસહિત છું: પ્રભુ ભયરહિત છે અને હું ભયસહિત છું: પ્રભુ દુગંછારહિત છે અને હું દુગંછાસહિત છું: પ્રભુ નિર્વેદી છે અને હું સવેદી છું: પ્રભુ અક્લેશી છે અને હું ક્લેશસહિત છું: પ્રભુ અહિંસક છે અને હું હિંસક છું: પ્રભુ વચનરહિત છે અને હું મૃષાવાદી છું:

પ્રભુ અપ્રમાદી છે અને હું સપ્રમાદી છું પ્રભુ આશા વિનાના છે અને હું આશાવત છું પ્રભુ સર્વે જીવોને સુખ દેનાર છે અને હું ઘણા જીવોને દુ ખ દેનારો છું પ્રભુ અવચક છે અને હું વચક છું પ્રભુ આશ્રવરહિત છે અને હું આશ્રવથી બચેલો નથી પ્રભુ નિષ્પાપ છે અને હું સપાપ છું પ્રભુ કર્મરહિત છે અને હું કર્મ સહિત છું પ્રભુ સર્વના વિશ્વાસપાત્ર છે અને હું અવિશ્વાસપાત્ર છું પ્રભુ પરમાત્મપદને પ્રાપ્ત થએલા છે અને હું બહિરાત્મપણે પ્રવર્તું છું ' ઇત્યાદિ એમ પ્રભુ તો અન ગુણોએ કરી ભરપૂર છે અને હું સર્વ પ્રકારના દુર્ગુણોથી પરિપૂર્ણ છું એ જ કારણે હું આ સસારરૂપ અટવીમા અનતકાળ થયા ભટક્યા કરૂ છું આજ પૂર્ણ ભાગ્યોદયે મને ભગવાનની મૂર્તિના દર્શન થયા અને તેના આલબનથી મને પ્રભુના ગુણોનુ અને મારા અવગુણોનું સ્મરણ થયું પ્રભુના ગુણો તથા મારા અવગુણો સમજવામા આવ્યા હવે હું મારા દુર્ગુણોને છોડવાનો પ્રયત્ન કરૂ અને જે માર્ગ ભગવાને દર્શાવ્યો છે તે જ માર્ગે હું ચાલુ સુખ અને કલ્યાણને માટે જેવી વર્તણક વર્તવાનું તેઓએ ફરમાવ્યું છે, તેવી વર્તણક હું કરૂ '

એ પ્રમાણે ભાવના ભાવતા અને સ્તુતિ કરતા જીવ પોતાના અશુભ અને ક્લિષ્ટ કર્મોનો નાશ કરે છે, એથી સમકિતની શુદ્ધિ થાય છે અને પરપરાએ મોક્ષના અનત સુખોની પ્રાપ્તિ થાય છે

શ્રી જિનપ્રતિમાની પૂજા તથા સ્તુતિમા આ પ્રકારના સાક્ષાત્ તથા પરપરાએ અનેક લાભો હોવાથી,

પ્રત્યેક ભવ્ય આત્માઓએ તેને વિષે પ્રયત્ન પૂર્વક અતિશય આદર કરવો જોઇએ.

૧૪–પ્રશ્ન૦ પૂજા અને પ્રતિષ્ઠા મહા મંગળકારી છે, તો પછી મૂર્તિની પ્રતિષ્ઠામાં શુભાશુભ મૂહૂર્ત્ત જોવાનું શું પ્રયોજન?

ઉત્તર૦ કોઈ યોગ્ય શિષ્યને દીક્ષા આપવાની હોય છે, ત્યારે પણ શુભ મૂહૂર્ત કેમ જોવામાં આવે છે? શું દીક્ષા અમંગળકારી છે, કે જેથી શુભ મુહૂર્તની જરૂર પડી? શુભ નક્ષત્ર તથા શુભ ગ્રહ વિગેરે શુભસૂચક છે અને અશુભ ગ્રહ તથા અશુભ નક્ષત્ર આદિ અશુભસૂચક છે, માટે પ્રત્યેક શુભ કાર્યમાં શુભ મુહૂર્ત જોવાની જરૂર છે.

ભગવાન પોતે તો વીતરાગ છે અને તેમની મૂર્તિ પણ સર્વે જીવોનું ભલું કરનારી છે, તો પણ કોઇ દુષ્ટ આત્મા તેમની આશાતના, નિંદા કે આજ્ઞાનો લોપ કરે અને તેથી તેનું અહિત થાય, તેમાં ભગવાન કે મૂર્તિનો દોષ નથી. શાસ્ત્રકારોએ ફરમાવેલી સામાયિક, પ્રતિક્રમણ, પૌષધ, તપ, જપ, નિયમ, ધ્યાન આદિ પ્રત્યેક ક્રિયા, જે વિધિ બતાવ્યો છે તે પ્રમાણે કરવાથી, લાભ કરે છે તથા પ્રતિકૂલપણે કરવાથી ગેરલાભ કરે છે. તે જ વસ્તુ મૂર્તિની પ્રતિષ્ઠા માટે પણ સમજી લેવી. શાસ્ત્રાભ્યાસ પણ અવેળા અને અવિધિએ કરવાની મનાઇ છે. તેમ મૂર્તિપૂજા વિગેરે પણ સઘળી હિતકરણી, જેટલા પ્રમાણમાં ભાવ તથા વિધિને માન આપીને કરવામાં આવે, તેટલા પ્રમાણમાં જ ફળને દેનારી થાય છે. મુનિરાજો સદા સર્વના હિતકારી હોવા છતાં, જેવા ભાવથી તેમની તરફ જોવામાં આવે છે, તેવા પ્રકારના ફળને જીવો પામે છે.

જેમ કોઇ મહાસતી સાધ્વીને રૂપવતી જોઇ કોઇ વિષયી પુરુષને કામવિકાર ઉત્પન્ન થાય અથવા ખૂબસુરત બ્રહ્મચારીને જોઈ કોઈ દુષ્ટ સ્ત્રી મોહિત થઇ જાય, તો તેથી શુ તે સાધુ કે સાધ્વી અવદનીક ઠરશે ? ઓગણીસમા તીર્થંકરભગવાન શ્રી મલ્લીનાથજીની સ્ત્રી રૂપ પ્રતિમા જોઇ છ રાજા કામાતુર થઈ ગયા, તો તેથી શુ ભગવાન શ્રી મલ્લીનાથજીનો મહિમા ચાલ્યો ગયો ? કામિઓના મોહનીય કર્મના ઉદયથી કામિઓની માઠી ગતિ થાય, તેમા કારણભૂત-તેમના કિલષ્ટ કર્મો છે, કિન્તુ તે તે મહાપુરુષો નથી

'અનાર્ય લોકોને શ્રી જિનમૂર્તિથી ફાયદો ક્યા થાય છે ?'-તેવો સવાલ કરનારે સમજવુ જોઇએ કે-સત્ય દેવનું યથાર્થ સ્વરૂપ જેમણે જાણ્યું નથી અને તેમની પ્રતિમાને પોતાના ઇષ્ટ દેવ તરીકે જેમણે સ્વીકારી નથી, તેવા આત્માઓને શ્રી જિનમૂર્તિ ફાયદો ન કરે, તો તેમા કારણ તેઓની અયોગ્યતા છે જેઓ પરમાત્મસ્વરૂપને યથાતથ્ય જાણીને તથા સમજીને પરમાત્માની પ્રતિમાને વદન કે પૂજન કરે, તેઓને આર્દ્રકુમારની પેઠે અવશ્ય શુભધ્યાન પેદા થાય તથા અચિંત્ય લાભ મળે, તેમા લેશ માત્ર સદેહ નથી

૧૫-પ્રશ્ન૦ શ્રી જિનપ્રતિમાને કોઇ અન્યમતી પોતાના મદિરમા સ્થાપન કરે, તો તે વદનીક ગણાય કે કેમ ?

ઉત્તર૦ અન્યદર્શનિએ ગ્રહણ કરેલી તથા પોતાના દેવ તરીકે સ્વીકારેલી શ્રી જિનમૂર્તિને શ્રાવક નમે નહિ. કારણ કે-તેઓ પોતાના ઇષ્ટ દેવ તરીકે તે મૂર્તિને માની

સ્વમતના વિધિથી પૂજા કરે અને તે વિધિ જૈનોને માન્ય હોય નહિ, તેથી અવિધિએ પૂજનાદિ થતું હોય તેવાં અન્યમતીએ ગ્રહણ કરેલાં શ્રી જિનબિંબોને માનવા-પૂજવાનો શાસ્ત્રોએ નિષેધ કર્યો છે. શાસ્ત્રોની બાબતમાં એવો નિયમ છે કે-' સમ્યગ્દૃષ્ટિએ ગ્રહણ કરેલું મિથ્યાશ્રુત પણ સમ્યક્શ્રુત છે અને મિથ્યાદૃષ્ટિએ ગ્રહણ કરેલું સમ્યક્શ્રુત પણ મિથ્યાશ્રુત છે.' તે જ નિયમ શ્રી જિનમૂર્તિને લાગુ પડે છે. અન્યધર્મિઓએ ગ્રહણ કરેલી પ્રતિમામાંથી પ્રતિમાપણું જતું રહેતું નથી, તો પણ અવિધિપૂજનના કારણથી તથા અન્ય જીવોને મિથ્યાત્વની વૃદ્ધિમાં હેતુભૂત થવાતું હોવાથી, સમ્યગ્દૃષ્ટિ આત્માઓ તે પ્રતિમાનું પૂજન કરવાનું વર્જન કરે છે. અહીં કોઇને સવાલ થાય કે-' જિનમૂર્તિની જેમ સાધુ મિથ્યાત્વીના મઠમાં ઉતરે, તો તે પૂજનીક ખરા કે નહિ ?'-તો તેનો ઉત્તર એ છે કે-અન્યતીર્થિના મકાનમાં ઉતરવા માત્રથી સાધુનું સાધુપણું ચાલ્યું જતું નથી. જ્યાં સુધી પોતાનું લિંગ અને ક્રિયા છોડી અન્યલિંગી કે અન્ય લિંગની ક્રિયા કરનાર થયા નથી, ત્યાં સુધી તે સાધુ સાધુ તરીકે પૂજવા લાયક છે. શ્રી જિનપ્રતિમા માટે તેમ નથી : કારણ કે-અન્યમતીઓએ ગ્રહણ કરેલી શ્રી જિનપ્રતિમાના પૂજનનો વિધિ અન્યમતીઓ શ્રી જિનમત મુજબ કરતા નથી, પણ પોતાના શાસ્ત્ર મુજબ કરે છે. તેવા વિપરીત વિધિને માન્ય રાખવાથી, મિથ્યાત્વની પ્રત્યક્ષ રીતે વૃદ્ધિ થાય છે.

૧૬ પ્રશ્ન૦ જો સમ્યગ્દષ્ટિના હાથમાં રહેલાં મિથ્યાદષ્ટિનાં શાસ્ત્રો સમ્યક્શ્રુત બની જતાં હોય, તો પછી વેદ, કુરાન,

આડંબર, આદિ તમામ ધર્મપ્રથો વંદનીય નહિ બની જાય?

ઉત્તર૦ સમ્યગ્દષ્ટિના હાથમાં રહેલાં નહિ, પણ હૈયામા રહેલા શાસ્ત્રો, તે સમ્યગ્દષ્ટિ આત્માને માટે સમ્યક્શ્રુત બની જાય છે એ પ્રભાવ તે મિથ્યાદષ્ટિનાં શાસ્ત્રોનો નહિ, પણ સમ્યગ્દષ્ટિના વિવેકશીલ હૃદયનો છે નિરપેક્ષ વાણી મિથ્યા હોવા છતાં, તેને સાપેક્ષ રૂપે વિચારી શકનાર તેમાથી સમ્યક્ વિચારોને જ ઉપજાવે છે વળી, શ્રી નંદિસૂત્રમાં અક્ષરને શ્રુતજ્ઞાન કહ્યુ છે તેથી કુરાન વિગેરેમા અક્ષર રૂપ જે જ્ઞાન છે, તે અવશ્ય વદનીય છે, પરતુ તેનો ભાવાર્થ વદનીય નથી કેટલાક શ્રી જિનવાણીને ભાવશ્રુત કહે છે અને અન્ય મતના શાસ્ત્રોને દ્રવ્યશ્રુત કહે છે, પણ તે ખોટુ છે શ્રી નંદીસૂત્રમાં શ્રી જિનવાણીને દ્રવ્યશ્રુત તથા તેના ભાવાર્થને ભાવશ્રુત કહ્યુ છે શ્રી ગણધર ભગવતોએ 'नमो सुय-देवयाए।' કહીને શ્રી જિનવાણી રૂપ દ્રવ્યશ્રુતને વદન કર્યાનો પાઠ શ્રી ભગવતી સૂત્રમા છે તથા તે જ સૂત્રમા "नमो बंभीए लीवीए।" એમ કહીને બ્રાહ્મી લીપિને પણ નમસ્કાર કર્યો છે શ્રી જિનવાણી ભાષાવર્ગણાના પુદ્ગલ રૂપ હોવાથી દ્રવ્ય છે અને બ્રાહ્મી લીપિ પણ અક્ષર રૂપ હોવાથી દ્રવ્ય છે તેથી શાસ્ત્રોમા કહેલા અક્ષરો તે દ્રવ્યશ્રુત છે અને તે પણ વદનીય છે તથા મિથ્યાશાસ્ત્રોમા રહેલા અક્ષરો પણ દ્રવ્યશ્રુત રૂપે વદનીય છે મિથ્યાદષ્ટિએ ગ્રહણ કરેલો તેનો ભાવાર્થ મિથ્યા હોવાથી વદનીય નથી અને સમ્યગ્દષ્ટિએ ગ્રહણ કરેલો તેનો ભાવાર્થ સમ્યગ્ હોવાથી વદનીય છે

**૧૭ પ્રશ્ન૦** પ્રભુનું નામ માને, પણ આકૃતિ ન માને તો ચાલે કે કેમ ?

**ઉત્તર૦** સ્વ-ઇષ્ટ દેવ-ગુરુના નામને માની, જેઓ તે નામવાળી આકૃતિને માનતા નથી, તેઓ એક અપેક્ષાએ સ્વ દેવ-ગુરુનો અનાદર કરવાનું ઘોર પાતિક આચરે છે. જો બે અક્ષરના નામ માત્રથી દેવ-ગુરુના સ્વરૂપનો બોધ થતાં કલ્યાણ થશે, તો પછી નામ તથા તાદૃશ આકારવાળી પ્રતિમાથી બમણો લાભ કેમ નહિ થાય ? વળી સમજવું જોઈએ કે-એકલો આત્મા અરૂપી, અવિનાશી અને નિરંજન હોવાથી, તેનું નામ-નિશાન હોય નહિ. નામ-નિશાન દેહ આશ્રી જ હોય છે. જેનું નામ છે, તેની આકૃતિ હોવી જોઇએ. જેની આકૃતિ ન હોય, એવી નિરાકાર વસ્તુનું નામ હોતું જ નથી. શાસ્ત્રોમાં અરૂપી આકાશનો પણ આકાર માનેલો છે. એથી સ્પષ્ટ થાય છે કે-આકાર વિનાની વસ્તુ અવસ્તુ છે. નામ અને આકૃતિ દ્વારા ગુણનો બોધ થાય છે. નામની સાથે આકૃતિ લાગેલી જ છે, તેથી જ્યાં સુધી નામ માનવાની જરૂર સ્વીકારાએલી છે, ત્યાં સુધી આકૃતિ માનવાની જરૂર પણ સ્વીકારાએલી છે. આકૃતિ માનવાની જરૂર ત્યારે જ છૂટી જાય છે, કે જ્યારે નામ માનવાની જરૂર પણ છૂટી ગયેલી હોય છે. 'નામ ગુણનું હોય છે, પણ આકારનું નહિ'-એમ કહેનારે વિચારવું જોઈએ કે-ગુણથી તો શ્રી **ઋષભદેવ** અને **વર્ધમાનસ્વામી** સમાન છે, તો પછી શ્રી **વર્ધમાનસ્વામીનું** નામ લેતાં ભગવાન **ઋષભદેવ** કેમ યાદ

આવતા નથી? જો ગુણનું જ નામ '**મહાવીર**' કે '**વર્ધમાન**' હોત, તો એ ગુણવાળી સઘળી વ્યક્તિઓ '**મહાવીર**' કે '**વર્ધમાન**' નામ લેતા યાદ આવી જવી જોઇએ પરન્તુ '**મહાવીર**' કે '**વર્ધમાન**' નામથી એકલા ભગવાન '**મહાવીર**'જ યાદ આવે છે, તેનો હેતુ શો? તેનું કારણ એક જ છે કે-'**મહાવીર**' નામ એ '**મહાવીર**'ના એકલા ગુણનું નથી, પણ '**મહાવીર**'ના આકારનું પણ છે ભગવાન '**મહાવીર**'-નો આકાર અને ભગવાન '**ઋષભદેવ**'નો આકાર એક નથી, માટે જ એકનું નામ લેતી વખતે બીજા યાદ આવતા નથી આથી માનવુ જ જોઈએ કે-નામ ગુણપ્રધાન નહિ, પણ આકારપ્રધાન જ હોય છે છતા જેઓ નામને માને છે અને આકારને માનવાની ના પાડે છે, તેઓ અજ્ઞાન છે જ્યા આકૃતિ નહિ, ત્યા નામ નહિ અને જ્યા નામ નહિ ત્યા આકૃતિ નહિ,-એમ બનેને પરસ્પર સમવ્યાપ્તિ છે પણ નામ અને ગુણને તેવી **સમવ્યાપ્તિ** નથી માટે નામ અને તેના સ્મરણનું ફળ માનનારે, આકાર અને તેની ભક્તિનું ફળ પણ અવશ્ય માનવુ જ જોઇએ

**૧૮ પ્રશ્ન૦** વસ્તુની અનુપસ્થિતિમા તેનું યથાર્થ સ્વરૂપ જાણવાનો ઉપાય તેનુ નામ કે આકાર?

**ઉત્તર૦** પ્રત્યેક અનુપસ્થિત વસ્તુનું યથાર્થ સ્વરૂપ કેવળ તેના નામ દ્વારા જાણી શકાતું નથી, કિંતુ આકાર દ્વારા જ જાણી શકાય છે સિંહ કે વાઘનું નામ જાણી જગલમા જાય, તેટલા માત્રથી સિંહ કે વાઘને ઓળખી

શકે નહિ. તેનું નામ જાણવા ઉપરાંત, તેના આકારનું પણ જ્ઞાન થયું હશે તો જ તે સિંહ કે વાઘને તુરત જ ઓળખી શકશે. એ કારણે અનુપસ્થિત વસ્તુનો બોધ કરાવવા માટે, એકલું નામ સમર્થ થઇ શકતું નથી. વળી આકૃતિ જાણી હોય અને નામ ન જાણ્યું હોય તો પણ વસ્તુનો બોધ થઇ શકે છે, જ્યારે નામ જાણ્યું હોય પણ આકૃતિ ન જાણી હોય, તો તે વસ્તુનો બોધ થવો સર્વથા અશક્ય છે. માટે બોધક શક્તિ નામ કરતાં આકારમાં વિશેષ છે.

૧૯ પ્રશ્ન૦ જડને ચેતનની ઉપમા આપી શકાય ?

ઉત્તર૦ વસ્તુના ધર્મ અનંત છે. પ્રત્યેક ધર્મને આશ્રીને વસ્તુને જૂદી જૂદી અનંત ઉપમાઓ આપી શકાય છે. એક લાકડી ઉપર બાળક સવારી કરે, ત્યારે લાકડી જડ હોવા છતાં તેને ચેતન એવા ઘોડાની ઉપમા અપાય છે. પુસ્તક અચેતન હોવા છતાં, તેને જ્ઞાન કે વિદ્યાની ઉપમા અપાય છે. એ રીતે સમ્યગ્જ્ઞાન તથા ધર્મ—એ આત્મિક વસ્તુ હોવા છતાં, તેને જડ એવા કલ્પવૃક્ષ અને ચિંતામણિ રત્નની ઉપમા અપાય છે. વસ્તુના અનંત ધર્મ આશ્રી, કોઈ પણ ધર્મ લેઈ, તેના વડે જે જે પ્રકારનું કાર્ય સાધી શકાય, તે તે પ્રકારની ઉપમાઓ આપવાનો વ્યવહાર જગપ્રસિદ્ધ છે. પરમાત્માની મૂર્તિથી પરમાત્માનું જ્ઞાન થાય છે, તેથી તે મૂર્તિને પણ પરમાત્મા કહી શકાય છે. પાંચસો રૂપીઆની હુંડી કે નોટને લોકો પાંચસો રૂપીઆ જ કહે છે. વાસ્તવિક રીતે જોતાં રૂપીઆ એ તો ચાંદીના કટકા છે અને નોટ—

હુંડી એ તો કાગળ અને શાહી સ્વરૂપ છે પરતુ બનેથી કામ એક સરખુ થતું હોવાથી, જેમ બનેને રૂપીઆ જ કહેવાય છે, તેમ પરમાત્માની મૂર્તિ પણ પરમાત્માનો બોધ કરાવનાર હોવાથી, તેને પણ પરમાત્માની ઉપમા આપી શકાય છે

૨૦ પ્રશ્ન૦ આત્માની ઉન્નતિ માટે પચેન્દ્રિય સાધુનુ અવલબન સ્વીકારવુ સારૂ કે એકેન્દ્રિય પાષાણની મૂર્તિનુ ?

ઉત્તર૦ પ્રથમ વાત તો એ છે કે-મૂર્તિ અચેતન હોવાથી એકેન્દ્રિય નથી સાધુનું અવલબન સાધુના શરીર આશ્રી નથી, કિન્તુ તે શરીર આશ્રી રહેલા સાધુના ઉત્તમ સત્તાવીસ ગુણોનું છે જો એમ ન હોય, તો શરીર તો અચેતન છે તેના અવલબનથી શુ ગુણ થવાનો છે ? મૂર્તિ પણ પાષાણની હોવા છતા, તેને પૂજતી વખતે પાષાણનું અવલબન લેવાતુ નથી, પણ તે મૂર્તિ જેની છે તે પરમાત્માનુ અને તે પરમાત્મામા રહેલા અનતા ગુણોનું જ અવલબન લેવાય છે એ દૃષ્ટિએ સાધુના અવલબન કરતા પણ પરમાત્માની મૂર્તિનું અવલબન ચઢી જાય છે, તેથી તેને શ્રી જિનાજ્ઞાનુસાર સ્વીકારનાર, વિશેષ આત્મકલ્યાણ સાધી શકે છે

૨૧ પ્રશ્ન૦ પત્થરની મૂર્તિમા પ્રભુના ગુણોનુ આરોપણ શી રીતે થાય ?

ઉત્તર૦ જેમ શણ વિગેરે હલકી વસ્તુઓને સ્વચ્છ કરી, તેના સફેદ કાગળો બને છે અને તે કાગળો ઉપર પ્રભુની વાણીના શાસ્ત્રો લખાય છે, ત્યારે તે શાસ્ત્રોને

તમામ મતના લોકો પ્રભુ તુલ્ય પૂજનીય ગણે છે: તેમ ખાણુના પત્થરોમાંથી મૂર્તિ બને છે અને તે મૂર્તિમાં ગુરુઓ સૂરિમંત્રના જાપ વડે પ્રભુના ગુણોનું આરોપણ કરે છે, તે વખતે એ મૂર્તિ પણ પ્રભુ તુલ્ય પૂજનીય બને છે. કોઈ ગૃહસ્થને દીક્ષા આપતી વખતે ગુરુ તેને દીક્ષાનો મંત્ર ( **કરેમી ભંતે સૂત્ર** ) સંભળાવે છે કે તુરત લોકો તેને સાધુ માની વંદના કરે છે. જો કે–તે વખતે તે નવદીક્ષિત સાધુમાં સાધુના સત્તાવીસ ગુણો પ્રગટી નીકળેલા જ હોય તેવો નિયમ નથી, છતાં તે ગુણોનું તેનામાં આરોપણ કરીને તેને વંદના થાય છે. તેમ મૂર્તિ પણ ગુણારોપણ બાદ પ્રભુ તુલ્ય વંદનીય બને છે, તેથી લોકો તેને વાંદે, પૂજે અને નમસ્કારાદિ કરે, તે તદ્દન વ્યાજબી છે.

૨૨ **પ્રશ્ન૦** શું સદાકાળ પ્રભુમૂર્તિ માન્યા જ કરવી ?

**ઉત્તર૦** હા, જ્યાં સુધી આત્મા પ્રમાદી અને ભૂલકણો છે, ત્યાં સુધી તેણે પ્રભુગુણોના સ્મરણાદિને માટે પ્રભુમૂર્તિને માનવી જ જોઈએ. જ્ઞાનાભ્યાસમાં ચૂકી જવાના ભયથી જેઓને અચેતન પુસ્તકોનો આધાર લેવો પડે છે, પ્રભુના જાપ કરતાં ભૂલી જવાના ભયથી જેઓને અચેતન જપમાળાનો આશ્રય લેવો પડે છે, ચારિત્રના પરિણામથી પતિત થઈ જવાના ડરથી જેઓને અચેતન રજોહરણ–મુહપત્તિ આદિનો આશ્રય લેવો પડે છે, ટાઢ–તાપ અને વરસાદ આદિના ભયથી જેઓને અચેતન વસ્ત્ર અને મકાન વિગેરેનો આશ્રય લેવો પડે છે, તથા હિંસક પશુ–પક્ષી કે ધાડપાડુ આદિના ભયથી જેઓને

શસ્ત્ર-ઈત્યાદિનું શરણુ શોધવું પડે છે, તેઓને ત્યાં સુધી પ્રભુગુણુની સ્મૃતિ માટે અચેતન મૂર્તિના આલબન વિના છૂટકો જ નથી બીજાં બધાં અચેતન આલબનો સ્વીકારવા છતા, જેઓ માત્ર પરમાત્માની મૂર્તિના આલબનની અચેતનાના નામે ના પાડતા હોય, તેમને તો પરમાત્મ-ધ્યાનની કિંમત, દુનિયાદારીના પદાર્થો જેટલી પણુ હૃદયમા વસી નથી, એમ જ કહી શકાય જ્ઞાનાભ્યાસાદિમા પુસ્તકાદિના આલબન વિના ચૂકી જનાર આત્માઓ, મૂર્તિ આદિના આલબન વિના પરમાત્મ-ધ્યાનથી નહિ ચૂકે, એમ શી રીતે માની લેવુ ? પરમાત્મ-ધ્યાનને ચૂકાવનાર પ્રતિપક્ષી વસ્તુઓના સગથી જેઓ મુક્ત થયા નથી, તેઓ મૂર્તિના આલબન વિના પરમાત્મ-ધ્યાનને ચૂકયા વિના રહે નહિ· પરંતુ પરમાત્મ-ધ્યાનથી જીવ ચૂકી જાય તેનુ કેટલુ નુકશાન છે, એ સર્વે સામાન્ય જગતના ખ્યાલમા હોતું નથી, એથી જ પરમાત્મ-મૂર્તિના આલબન માટે કોઈ કુતર્ક કરે તો તુરત મન ચળ-વિચળ બને છે કિન્તુ શાસ્ત્રો કહે છે કે-સાસારિક બીજાં કાર્યો ભૂલી જતા જીવને તેટલી હાનિ નથી, કે જેટલી હાનિ પરમાત્મ-ધ્યાનને ચૂકી જવાથી છે પરમાત્મ-ધ્યાનથી ચૂકી જતા, બીજા તેવા પ્રતિબોધક આલબનનો આ જગતમા અભાવ હોવાથી, જીવ આર્ત્ત-રૌદ્ર ધ્યાનમા ચઢી જાય છે અને અનંત સસારને વધારનારો થાય છે કોઈ પણુ માણુસ આખી ઉંમર સુધી કમાયેલુ ધન તાળા વગરની તિજોરીમાં રાખે, તો કોઈ ને કોઈ વખતે ચોરો વડે લૂંટાઈ ગયા સિવાય રહે નહિ:

તેમ—આત્મા રૂપી ત્રિજોરીમાં એકત્રિત થયેલ શુભ ધ્યાન રૂપી અમૂલ્ય ધનને, પ્રતિમાના આલંબન રૂપી તાળું લગાડીને સુરક્ષિત બનાવવામાં ન આવે, તો પ્રમાદ રૂપી ચોરો વડે તેનો નાશ થયા સિવાય ન જ રહે. શુભ ધ્યાન રૂપી ધન નાશ પામ્યું, એટલે આત્માને અનંત સંસાર—સાગરમાં રઝળવાનું જ બાકી રહ્યું. એ કારણે શ્રી જિનપ્રતિમાનું આલંબન, એ પ્રમાદી જીવોને પાણી પહેલાં પાળ બાંધવાની જેમ અત્યંત હિતકારક છે. અથવા—જેમ વાડ વગરના ખેતરની ખેડુત ગમે તેટલી સંભાળ રાખે, છતાં પશુ—પક્ષીઓ તેમાં પેસી ધાન્યનો નાશ કર્યા વિના રહેતાં નથી, તેમ શ્રી જિનપ્રતિમાના આલંબન રૂપી વાડ વિના, દુર્ધ્યાન રૂપી પશુ—પક્ષીઓ શુભ ધ્યાન રૂપી પક્વ ધાન્યનો નાશ કર્યા સિવાય રહેતાં નથી. આત્મા અનાદિ કાળથી પુદ્ગલના સંબંધમાં રાચ્યો—માચ્યો રહે છે. તેને પુદ્ગલના સંગની આસક્તિથી છોડાવનાર શુભાલંબન વિના બીજું કોઈ નથી. ઉચ્ચ કોટિનાં શુભાલંબનો અને જ્ઞાન—ધ્યાન આદિ દ્વારા પુદ્ગલનો રાગ છૂટી જતાં, ભૂખની તૃપ્તિ થતાં જેમ અનાજની અને રોગની શાંતિ થતાં જેમ દવાની ઇચ્છા છૂટી જાય છે, તેમ તમામ જાતનાં આલંબનો આપોઆપ છૂટી જાય છે: પણ તે પહેલાં સંસારલુબ્ધ પ્રાણિઓને પ્રતિમાદિ શુભ આલંબનો છોડવાં એ હિતકર નથી. ઉચ્ચ દરજ્જો પ્રાપ્ત થતાં, સાપ જેમ કાંચળીનો ત્યાગ કરે તેમ, આલંબનો આપમેળે જ છૂટી જાય છે.

**૨૩ પ્રશ્ન૦** જડ પ્રતિમા મોક્ષદાયક શી રીતે બને?

ઉત્તર૦ શાસ્ત્રો, કે જે શાહી અને કાગળરૂપ હોવાથી જડ છે, છતાં તે મોક્ષને આપનાર છે—એમ જો કોઈ સ્વીકારે છે તો પછી પરમેશ્વરની મૂર્તિ પણ તેનું આરાધન કરનારને મોક્ષનું સુખ કેમ ન આપે? શાસ્ત્રો, એ જ્ઞાનના વચનોની પ્રતિમા છે અને મૂર્તિ, એ જ્ઞાનના આકારની પ્રતિમા છે. વચનોની પ્રતિમાથી જેમ જ્ઞાન થાય છે, તેમ આકારની પ્રતિમાથી પણ ભવ્ય આત્માઓને ઈશ્વરના સ્વરૂપનું જ્ઞાન થાય જ છે.

પ્રશ્ન૦ અક્ષરોને જોવા માત્રથી જ્ઞાન થાય છે, તેમ મૂર્તિને જોવા માત્રથી જ્ઞાન થતું કેમ દેખાતું નથી?

ઉત્તર૦ અક્ષરોને જોવા માત્રથી જ્ઞાન થાય છે, એમ કહેવું એ ખોટું છે. અક્ષરોથી જ્ઞાન થવા પહેલાં, શિક્ષક દ્વારા તે અક્ષરોને ઓળખવા પડે છે. અક્ષરોને ઓળખ્યા પછી જ વાંચતા કે લખતા શીખી શકાય છે. તેમ—ગુરુઆદિ દ્વારા—"આ દેવાધિદેવ શ્રી વીતરાગ દેવની મૂર્તિ છે. એમના અજ્ઞાનાદિ દોષો નાશ પામ્યા છે. તેઓ અનંત ગુણોએ સહિત છે. દેવેન્દ્રોથી પણ પૂજિત છે. તત્ત્વોનો ઉપદેશ કરનારા છે. મોક્ષને પામેલા છે. સંસારસાગરથી તરી ગએલા છે. સર્વજ્ઞ છે. સર્વદર્શી છે. દયાના સાગર છે. પરીષહ અને ઉપસર્ગોની શ્રેણીને હઠાવનારા છે અને રાગાદિથી રહિત છે."—એવું જેમ જેમ જ્ઞાન થતું જાય છે, તેમ તેમ મૂર્તિના દર્શનાદિ કરતી વખતે, તે તે ગુણોનું જ્ઞાન અને સ્મરણ સ્પષ્ટ થતું જાય છે.

**૨૫ પ્રશ્ન૦** મૂર્તિના દેખવાથી દેવનું સ્મરણ થાય છે—એ વાત બરાબર છે, પણ તેની ભક્તિથી શું લાભ?

**ઉત્તર૦** શાસ્ત્રનું શ્રવણ અગર વાંચન કરવાથી પરમેશ્વરનાં વચનોનો બોધ થાય છે, તો પણ શાસ્ત્રના ઉપકારને જાણનાર ભક્ત લોકો તેને ઉંચા સ્થાન પર મૂકે છે, પગ લાગવા દેતા નથી, મલ—મૂત્રવાળી અશૂચિ જગ્યાથી દૂર રાખે છે, સારા કપડામાં વીંટી સિંહાસન પર મૂકે છે અને વંદન—નમસ્કાર કરે છે. એ રીતે શાસ્ત્રની ભક્તિ કરવાથી શાસ્ત્રનાં વચનો ઉપરનો પ્રેમ વધે છે, શ્રદ્ધા સુદૃઢ થાય છે તથા સન્માર્ગે પ્રવૃત્તિ કરવાનું બળ પ્રાપ્ત થાય છે. તેમ પ્રતિમાની પણ વંદન—નમસ્કાર—પૂજનાદિ વડે ભક્તિ કરવાથી, ભગવાનના ઉપર પ્રેમ વધે છે, શ્રદ્ધા સતેજ થાય છે અને ગુણપ્રાપ્તિ તરફ આગળ વધવા આત્મા ઉત્સાહવંત થાય છે. ગુણ પ્રાપ્ત કરવાના ઉત્સાહથી શુભ ધ્યાનની વૃદ્ધિ થાય છે, શુભ ધ્યાનની વૃદ્ધિથી કર્મ—રજનો નાશ થાય છે અને તેમ થતાં મોક્ષમાર્ગની અત્યંત સુગમતા થાય છે.

**૨૬ પ્રશ્ન૦** પત્થરની ગાયને દોવાથી જેમ દૂધ આપે નહિ, તેમ પત્થરની મૂર્તિ પૂજવાથી પણ શું કાર્ય સિદ્ધ થાય?

**ઉત્તર૦** પ્રથમ વાત તો એ છે કે—ગાયનું દૃષ્ટાંત અહીં લાગુ કરવું અઘટિત છે. ગાય પાસેથી જેમ દૂધ લેવાનું હોય છે, તેમ મૂર્તિ પાસેથી કાંઈ લેવાનું હોતું નથી. ગાય જેમ દૂધ આપે છે, તેમ મૂર્તિ કાંઇ આપતી નથી. પૂજક પોતે પોતાના આત્મામાં છૂપાએલા વીતરાગતાદિ ગુણોને, મૂર્તિના આલંબનથી પ્રગટ કરે છે.

બીજી વાત એ છે કે-જેમ પત્થરની ગાય દૂધ આપતી નથી, તેમ સાચી ગાય પણ-'**હે ગાય! તું દૂધ દે.**'-એમ ઉચ્ચારણ કરવા માત્રથી દૂધ આપતી નથી તો પછી સાક્ષાત્ પરમેશ્વરના નામથી કે જાપથી પણ કાર્યસિદ્ધિ થવી જોઇએ નહિ અને પરમાત્માનું નામ પણ લેવું જોઇએ નહિ પરંતુ જે શુભ ઉદ્દેશથી **ઇશ્વરના નામનું** સ્મરણ કરવામાં આવે છે, તે જ શુભ ઉદ્દેશથી પરમાત્માની મૂર્તિની ઉપાસના પણ કર્તવ્ય થઈ પડે છે પરમાત્માનું નામ લેવાથી જેમ અંતઃકરણની વિશુદ્ધિ થાય છે, તેમ પરમાત્મા (મૂર્તિ)ના દર્શનાદિથી પણ અંતઃકરણની વિશુદ્ધિ થાય જ છે

એજ રીતે કેટલાક કહે છે કે-'જેમ સિંહની મૂર્તિ આવીને મારતી નથી, તેમ ભગવાનની મૂર્તિ પણ આવીને તારતી નથી' આવું કથન પણ અયોગ્ય છે કારણ કે-'સિંહ! સિંહ!'-એવું નામ લીધાની સાથે જ શું સિંહ આવીને મારે છે? નહિ જ તો પછી ભગવાનનું નામ લેવું પણ નિરર્થક ઠરશે વળી સિંહની મૂર્તિ મારતી નથી, તેનું કારણ એ છે કે-મારવામાં સિંહને પોતાને પ્રયત્ન કરવો પડે છે, મરનારને નહિ જ્યારે ભગવાનની મૂર્તિથી તરવામાં મૂર્તિને કાંઈ પણ પ્રયત્ન કરવાનો હોતો નથી, કિન્તુ તરનારને કરવાનો હોય છે મુક્તિ મેળવવા માટે વ્રત, નિયમ, તપશ્ચર્યા, સંયમ, આદિની આરાધના પુરુષને કરવી પડે છે, પરમાત્માને નહિ પરમાત્માના પ્રયત્નથી જ જો તરવાનું હોત, તો પરમાત્મા તો અનેક શુભ ક્રિયાઓ કરી ગયા છે, છતાં તેનાથી બીજાઓ કેમ ન તર્યા?

પરન્તુ તેમ બનતું નથી. એકે ખાધાથી જેમ બીજાની ભૂખ મટતી નથી, તેમ ભગવાનના પ્રયત્ન માત્રથી ભક્ત વર્ગની મુક્તિ થતી નથી. ભક્ત વર્ગની મુક્તિ માટે તો ભક્ત વર્ગ પોતે પ્રયત્ન કરે તો જ સિદ્ધિ થાય છે. છતાં ભગવાનની મૂર્તિના આલંબનથી જીવને તપ-નિયમાદિ કરવાનો ઉલ્લાસ જરૂર થાય છે અને તે આધારે-'ભગવાનની મૂર્તિ તારે છે'-એમ ઉપચારથી કહેવામાં કોઈ પણ જાતની હરકત નથી.

એથી આગળ વધીને વિચાર કરતાં-'પત્થરની ગાય દૂધ નથી જ આપતી'-એમ કહેવું, એ પણ ખોટું છે. જેમ કે-ગાયના આંચળ તથા તેને દોહવાની ક્રિયાના અજાણ પુરૂષને તેની સમજણ આપવા પણ ગાયની જરૂર છે અને સાક્ષાત્ ગાયના અભાવમાં તેની મૂર્તિ દ્વારા તે દોહવાની ક્રિયાનું જ્ઞાન આપી શકાય છે. એ જ્ઞાન કરાવ્યા સિવાય પ્રત્યક્ષ ગાય મળી જાય, તો પણ તેનાથી દૂધની આશા રાખવી વ્યર્થ છે. એ કારણે પણ ગાયની મૂર્તિ જ દૂધ આપનારી ઠરી, એમ કોઈને પણ સ્વીકારવું જ પડશે. તે જ રીતે ભગવાનના અભાવમાં ભગવાનની ભક્તિ અને ધ્યાન કરવાનું જ્ઞાન મેળવવા માટે, ભગવાનની મૂર્તિની જરૂર નથી? અવશ્ય છે. મૂર્તિના અભાવે ભક્તિ અને ધ્યાન કરવાનું યથાર્થ અનુષ્ઠાન અને વિધિ જાણી શકાતાં નથી. ધ્યાન અને ભક્તિ વિના મોક્ષફળ મેળવવાની ઈચ્છા, વાંઝણીને પુત્રની જેમ, વાંઝણી જ રહે છે. એ રીતે પત્થરની ગાય જેમ દોહવાની ક્રિયા શીખવાડે છે, તેમ પત્થરની મૂર્તિ ભક્તિ-

ધ્યાનાદિ કરવાની રીતિ શીખવાડે છે અને તેના અનુષ્ઠાનને જીવનમાં અમલી બનાવે છે.

૪૭ પ્રશ્ન૦ પરમેશ્વરના નામ માત્રથી જ તેમના સ્વરૂપનો બોધ થતો હોય અને તેથી આત્માની શુદ્ધિ થતી હોય, તો પછી તેમની પ્રતિમા પૂજનનો આગ્રહ શા માટે?

ઉત્તર૦ પ્રતિમાના દર્શનાદિથી જેવી આત્મશુદ્ધિ થાય, તેવી નામ માત્રથી કદી થઈ શકે નહિ. નામ કરતાં આકારના વધુ વિશિષ્ટતાઓ છે. જેવા આકારનું નિરીક્ષણ કરવામાં આવે, મોટે ભાગે તેવા જ આકાર સંબંધી ધર્મનું મનમાં ચિન્તવન થાય છે. સંપૂર્ણ શુદ્ધ અવયવોવાળી પરસ્ત્રીની પુતળી જોતાં, તેવા જ પ્રકારનો મોહ ઉપજે છે. કોકશાસ્ત્રના સ્ત્રી-પુરુષના વિષયસેવનને અંગેના આસનો વિગેરે જોવાથી, જોનાર કામી આત્માને તન્મય વિકાર ઉત્પન્ન થાય છે. યોગાસનોની આકૃતિઓ જોવાથી, યોગી પુરુષોના યોગાભ્યાસમાં ત્વરિત વૃદ્ધિ થાય છે. ભૂગોળના અભ્યાસીઓને નકશા વિગેરે જોવાથી, સહેલાઈથી વસ્તુઓનું જ્ઞાન થાય છે. મકાનો વિગેરેના પ્લાનો જોવાથી, તેના કારીગરોને તે વસ્તુઓનો તુરત ખ્યાલ આવે છે. કેવળ નામ માત્રથી એ બધો ખ્યાલ આવી શકતો નથી. એ રીતે પરમેશ્વરના નામ કરતાં પરમેશ્વરના આકારવાળી મૂર્તિથી પરમાત્માના સ્વરૂપનો વધારે સ્પષ્ટ બોધ થાય છે અને પરમાત્માનું ધ્યાન કરવા માટે વધુ જ સરળતા પ્રાપ્ત થાય છે. મૂર્તિનો આદર-સત્કાર અને વન્દન-પૂજન વિગેરે જે રીતે થઈ શકે છે, તે રીતે નામનું થઈ શકતું નથી. મૂર્તિની ભક્તિમાં ત્રણે યોગ

તથા અન્ય પણ સઘળી સામગ્રીઓની સારતા ગ્રહણ કરી શકાય છે, જ્યારે નામકીર્ત્તનાદિમાં તે સઘળું થઈ શકતું નથી.

**૨૮ પ્રશ્ન૦** નિરાલંબન ધ્યાન ક્યાં સુધી ન થઈ શકે?

**ઉત્તર૦** શ્રી જૈનશાસનમાં મોક્ષ રૂપી મહેલમાં ચઢવા માટે ચૌદ પગથીયાં રૂપી ચૌદ ગુણસ્થાનકો વર્ણવ્યાં છે. તેમાં પ્રથમનાં પાંચ ગુણસ્થાનકો ગૃહસ્થોના અંગે છે અને બાકીનાં નવ ગુણસ્થાનકો સાધુના અંગે છે. છટ્ઠા ગુણસ્થાનકનું નામ પ્રમત્ત અને સાતમાનું નામ અપ્રમત્ત છે. આખા આયુષ્ય દરમ્યાનનો સાતમા ગુણસ્થાનકનો કાળ એકત્ર કરવામાં આવે, તો પણ અંતર્મુહૂર્ત્ત માત્રનો છે. સાતમાથી ઉપરનું ગુણસ્થાનક આ કાળમાં વિદ્યમાન નથી. મૂખ્યતયા પ્રથમનાં છ ગુણસ્થાનકો આ કાળના જીવો માટે વિદ્યમાન છે. સાધુના છટ્ઠા ગુણસ્થાનકને પણ પાંચ પ્રકારના પ્રમાદનો સંભવ હોવાથી, નિરાલંબન ધ્યાન હોઈ શકે જ નહિ. ગૃહસ્થ તો વધુમાં વધુ પાંચમે ગુણસ્થાનકે છે. તે તો અવશ્ય પ્રમાદી છે. પ્રમાદી પુરૂષોને નિરાલંબન ધ્યાન માટે અયોગ્ય કહ્યા છે. શ્રી **ગુણસ્થાનક્રમરોહમાં પૂજ્યપાદ શ્રી રત્નશેખરસૂરીશ્વરજી** મહારાજાએ ફરમાવ્યું છે કે–

" प्रमाद्यावश्यकत्यागात्, निश्चलध्यानमाश्रयेत् ।
योऽसौ नैवागमं जैनं, वेत्ति मिथ्यात्वमोहितः ॥ १ ॥"

પોતે પ્રમાદી હોવા છતાં પણ, જે અવશ્ય કરણીનો ત્યાગ કરે છે અને નિશ્ચલ એવા નિરાલંબન ધ્યાનનો

આશ્રય કરે છે, તે વિપરીત જ્ઞાનથી મૂઢ થયેલો આત્મા, શ્રી સર્વજ્ઞ ભગવાનનાં આગમોને જાણતો નથી.

આ કાળમાં સાતમા ગુણસ્થાનકથી જીવ ઉંચો ચઢી શકતો નથી અને સાતમા ગુણસ્થાનકનો કાળ તો અતિશય અલ્પ છે, તેથી જીવને છઠ્ઠું કે તેથી ઉતરતું ગુણસ્થાનક જ હોવાથી, નિરાલંબન ધ્યાન સંભવી શકતું નથી આ કાળના મોટા અને સમર્થ પુરુષોએ પણ નિરાલબન ધ્યાનના મનોરથ માત્ર કર્યા કરે છે, તો પછી અલ્પ શક્તિવાળા અને વિષય-કષાયમાં રચ્યા-પચ્યા રહેનારા અન્ય આત્માઓ માટે તો નિરાલંબન ધ્યાન હોય જ ક્યાંથી ?

૨૯ પ્રશ્ન૦ કોઈ વિધવા પોતાના મરણ પામેલા પતિની મૂર્તિ બનાવી પૂજા-સેવા કરે, તો શુ તેથી તેને કામની શાંતિ કે પુત્રની ઉત્પત્તિ થાય ? ન થાય, તો પછી પરમાત્માની મૂર્તિથી પણ શુ ફાયદો થવાનો ?

ઉત્તર૦ આ એક કુતર્ક છે તેનો ઉત્તર તેવી જ રીતે આપવો જોઇએ પતિના મરણ બાદ, તેની સ્ત્રી એક આસન પર બેસી હાથમાં જપમાળા લેઈ પતિના નામનો જાપ કરે, તો શુ તે સ્ત્રીની ઇચ્છા પુરી થશે ? અથવા તેને સતાનની પ્રાપ્તિ થશે ? નહિ જ થાય તો પછી પ્રભુના નામની જપમાળા ગણવી પણ નિરર્થક સિદ્ધ થશે પ્રભુના નામથી કાંઈ પણ લાભ ન થાય, એમ તો કોઈ પણ કહી શકે તેમ નથી ઉલટું, તે જ વિધવા સ્ત્રીને પતિનું નામ સાંભળવાથી જે આનંદ અને સ્મરણાદિ થશે, તેના કરતાં બમણો આનંદ અને સ્મર-

ણાદિ તેની મૂર્તિ કે ચિત્ર જોવાથી થશે, તેથી નામ કરતાં મૂર્તિમાં વિશેષ ગુણ રહેલો જ છે.

વળી કોઇ પુરુષે કદી સર્પને જોયેલ નથી. માત્ર તેનું નામ સાંભળ્યું છે. એટલા માત્રથી તે પુરુષને કોઇ સ્થળે સર્પ જોવામાં આવે, તો-"આ સર્પ છે"-એવું જ્ઞાન થશે? નહિ થાય. પરન્તુ સર્પનો આકાર જેણે જાણ્યો હશે, તે તો સર્પને પ્રત્યક્ષપણે જોતાંની સાથે જ ઓળખી કાઢશે. એ રીતે જે પુરુષે અમૂક માણુસને પ્રત્યક્ષ જોયો નથી અને તેની છબી પણ જોઈ નથી, માત્ર નામ જ સાંભળ્યું છે, તે પુરુષની પાસે થઇને પણ કોઈ વખત તે માણુસ નીકળશે, તો પણ નહિ જ ઓળખી શકે: પરન્તુ જેણે તે માણુસની છબી જોઈ હશે, તે તો તુરત જ ઓળખી લેશે કે-'આ અમૂક માણુસ છે.' આથી પણ સિદ્ધ થાય છે કે-પ્રત્યેક વસ્તુનું સ્વરૂપ ઓળખવા માટે નામ જેટલું ઉપયોગી છે, તેના કરતાં મૂર્તિ અથવા આકાર વિશેષ ઉપયોગી છે.

૩૦ પ્રશ્ન૦ જો કારીગરની બનાવેલી પ્રતિમાઓ પૂજનિક છે, તો તેને બનાવનારા કારીગરો વિશેષ પૂજવા યોગ્ય કેમ નહિ?

ઉત્તર૦ કારીગર પ્રતિમાને બનાવનારો છે, પણ જેની તે પ્રતિમા છે તે વ્યક્તિનો બનાવનારો નથી. બીજને જમીનમાં વવાય, ખાતર નખાય અને ખેડુતની મહેનતથી જ તે બીજોમાંથી ધાન્ય નિપજાવી શકાય: છતાં ધાન્યને ખાનારાઓ માટી કે ખાતર આદિને

ખાવાનું પસંદ કરતા નથી શ્રી જિનપ્રતિમા બને છે પત્થર આદિમાંથી અને બનાવે છે કારીગર, પણ તેનું મૂળ બીજ તો શ્રી વીતરાગ-પરમાત્મા છે જો કારીગર શ્રી વીતરાગ પરમાત્માનો જ સર્જક હોય, તો તે જરૂર પૂજનિક બને, પણ તેમ નથી પતિવ્રતા સ્ત્રી પતિના ફોટાનો આદર કરે છે, પણ ફોટો પાડનારનો તેવો આદર કરે છે ખરી? વળી શાસ્ત્રોને લખનાર લહીયાઓ છે, છતા તેઓ પૂજનિક ગણાય છે ખરા? નહિ જ, કારણ કે-શાસ્ત્રોનું ઉદ્‌ભવસ્થાન લહીયાઓ નથી. તે તો નકલ કરનાર માત્ર છે શાસ્ત્રો પૂજનિક હોવાના કારણે શાસ્ત્રકાર-મહાત્માઓને પૂજનિક મનાય અને શાસ્ત્રકાર-મહાત્માઓ પૂજનિક હોવાના કારણે તેઓશ્રીએ રચેલા શાસ્ત્રો પૂજનિક મનાય, એ બરાબર છે એજ રીતિએ શ્રી જિનેશ્વરદેવો પૂજનિક હોવાના કારણે તે તારકોની પ્રતિમાઓ પૂજનિક ગણાય, પણ પ્રતિમાઓને ઘડનાર કારીગરો નહિ. જો કે-કોઈ પૂજ્ય કે પ્રિય વ્યક્તિના ફોટા વિગેરેને જેમ બને તેમ વધુ યથાર્થતાનો ખ્યાલ આપે તેવા બનાવી આપનાર આદમી, આનંદ પમાડનાર અગર ઇનામને પાત્ર બને છે, તેમ શ્રી જિનમૂર્તિને પણ શ્રી વીતરાગતાની સુન્દર છાયા રૂપે ઘડી આપનાર કારીગર, આનંદ પમાડનાર અને ઇનામને પાત્ર બને છે જેઓ શ્રી વીતરાગ પરમાત્માની મૂર્તિને માનવા-પૂજવા આદિનો નિષેધ કરવાને માટે-'મૂર્તિ પૂજનિક, તો તેને ઘડનાર કારીગરો વિશેષ પૂજનિક કેમ નહિ?'-આવા કુતર્કો લાવે છે, તેઓને પૂછવું

જોઇએ કે–'તમે જે શાસ્ત્રોને પૂજનિક માનો છો, તે શાસ્ત્રોની નકલ કરનારા લહીયાઓને અગર છાપી આપનાર છાપખાનાંવાળાઓને શાસ્ત્રોથી ય વધુ પૂજનિક માનો છો ખરા? સાધુમહાત્માઓનાં વસ્ત્રાદિ ઉપકરણોને તમે બહુમાનપાત્ર માનો છો, તો તે વસ્ત્રાદિને તૈયાર કરનાર વણકરો તથા કારીગરો આદિને તેથી પણ વધુ બહુમાનપાત્ર માનો છો ખરા?' જો ના, તો પછી શ્રી જિનમૂર્તિના સંબંધમાં જ આવા કુતર્કો કેમ કરો છો? શ્રી જિનમૂર્તિની પૂજનિકતા શ્રી જિનેશ્વરદેવોની ગુણમયતાના જ પ્રતાપે છે, એ વાતને સમજનારા આત્માઓ તો કદિ જ આવા કુવિકલ્પોમાં ફસાય નહિ.

**૩૧ પ્રશ્ન૦** પ્રતિમા અજીવ છે, તો તેને કેમ પૂજાય?

**ઉત્તર૦** જે દ્રવ્ય પૂજનિક હોય છે, તે સજીવ હો કે અજીવ હો, પણ પૂજનીય છે જ. દક્ષિણાવર્ત્ત શંખ, કામકુંભ, ચિન્તામણિ રત્ન, ચિત્રાવેલી વિગેરે પદાર્થો અજીવ અને જડ હોવા છતાં, લોકમાં પૂજાય જ છે અને તેમને પૂજનારાઓના મનનું ધાર્યું સિદ્ધ પણ થાય જ છે. જેમ એ અજીવ વસ્તુઓ પોતાના સ્વભાવથી પૂજનારાઓનું હિત કરે છે, તેમ શ્રી જિનપ્રતિમા પણ પૂજનાર આત્માઓને સ્વભાવથી જ શુભ ફળ આપે છે.

**૩૨ પ્રશ્ન૦** જિનપ્રતિમા તો સામાન્ય કિંમતમાં વેચાય છે, તેને ભગવાન કેમ માની શકાય?

**ઉત્તર૦** શ્રી **આચારાંગ**, શ્રી **ભગવતી** આદિ ભગવાનની વાણી પણ પુસ્તકો દ્વારા થોડી થોડી કિંમ-

તમા વેચાય છે, તો પછી તેને પણ પૂજનીય કેમ માની શકાય ? પુસ્તકો દ્વારા જ્ઞાનનો પ્રચાર થાય છે માટે તે વદનીક છે, તો પ્રતિમા દ્વારા પણ ભવ્યાત્માઓને પર માત્મ-સ્વરૂપનું જ્ઞાન થાય જ છે તેથી તે પણ પૂજનીક જ છે શાસ્ત્રો કે જે કાગળો ઉપર શાહીથી લખાએલા છે, તેને પણ શાસ્ત્રોમા ખૂદ ગણધર મહર્ષિઓએ 'ભગવાન્' કહી વદન-નમસ્કાર કરેલ છે, તો પછી પ્રતિમા વદન-નમસ્કાર કરવા લાયક હોય, તેમા શકા જ શી છે ? શાસ્ત્રોમા કહ્યુ છે કે—

'नमो बभीलीविए।' બ્રાહ્મી લિપિને નમસ્કાર થાઓ !

'आयरस्सणं भगवओ।' ભગવાન્ શ્રી 'આચારાગ' ઇત્યાદિ

સુલભ અને કિંમતી વસ્તુઓ પણ કેટલીક વખત પચના સ્વીકારથી દુર્લભ અને કિંમતી બને છે, તેમ થોડી કિંમતમા મળતી પ્રતિમાઓ પણ અજન શલાકા અને પ્રતિષ્ઠા વિગેરે શુભ ક્રિયાઓ વડે અમૂલ્ય અને પરમ પૂજનીક બને છે રાજ્યાભિષેક થવાથી જેમ સામાન્ય માણસ પણ રાજા ગણાય છે અને વિવાહોત્સવ થયા બાદ સામાન્ય ઘરની કન્યાને પણ રાજરાણી કે મોટા ઘરની શેઠાણી ગણી શકાય છે, તેમ અલ્પ મૂલ્યે મળતી પ્રતિમાઓ પણ, શ્રીસઘ દ્વારા વિધિપૂર્વક પ્રતિષ્ઠિત થવાથી, સાક્ષાત્ પરમાત્મા તુલ્ય પૂજનીક બને છે

૩૩ પ્રશ્ન૦ મૂર્તિ પરમાત્મા તુલ્ય હોય તો તેને સ્રીનો સંઘટ્ટો કેમ ? તથા તાળાકુચીમા શા માટે રાખવામાં આવે છે ?

ઉત્તર૦ સ્રીના સઘટ્ટાનો દોષ, ભાવ અરિહતને

આશ્રી છે. પ્રતિમા તો શ્રી અરિહંતદેવની સ્થાપના છે. સ્થાપના અરિહંતને સ્ત્રીના સંઘટ્ટાથી કાંઈ પણ દોષ ન લાગે. અગર કોઈ સ્થાપના અરિહંત તથા ભાવ અરિહંત બન્નેમાં એક સરખા દોષોનું આરોપણ કરવા માગતો હોય, તો તે અસંભવિત છે. સૂત્રોમાં સુવર્ણ, રજત તથા સ્ત્રી, પુરુષ અને નપુંસક આદિ ઘણી વસ્તુઓનાં નામો લખેલાં હોય છે. તે બધાં તે તે નામોના અક્ષરોની સ્થાપના છે. તથા તેમાં ચિત્રો પણ હોય છે. જો સ્થાપના અને ભાવમાં સમાન દોષ લાગવાની કલ્પના કરાય, તો તેને હાથમાં લેવાથી સાધુ-સાધ્વીનાં મહાવ્રતો ચાલ્યાં જવાં જોઇએ, પણ તેમ નથી. શાસ્ત્રો તો તમામ મુનિગણ હાથમાં લઇને વાંચે છે. તેમાં દેવલોકનાં દેવ-દેવીઓનાં ચિત્રો, નારકીઓનાં ચિત્રો વિગેરેનો સૌ કોઈ સ્પર્શ કરે છે તથા વર્તમાનપત્રો અને પુસ્તકોમાં સ્ત્રી-પુરુષોના ફોટાઓ તથા ચિત્રો પાને પાને ભરેલા હોય છે, તેને બ્રહ્મચારી મુનિવરો આદિ પણ સ્પર્શ કરે છે. તો તમામનાં શીલવ્રત રહે કે ભાગી જાય ? ચિત્રો વિગેરેને અડકવાથી શીલવ્રત નષ્ટ થઈ જતું હોય, તો પછી જગતમાં શુદ્ધ બ્રહ્મચર્ય પાળનાર કોઈ જડશે જ નહિ. માટે જેમ ચિત્રો પુરુષાદિની સ્થાપના છે, તેનો સ્પર્શ કે સંઘટ્ટો થવાથી બ્રહ્મચારીને દોષ નથી, તેમ મૂર્તિ એ શ્રી અરિહંતદેવની સ્થાપના છે. તેને સ્ત્રી આદિનો સંઘટ્ટો થવાથી દોષ કેમ લાગે ? સાધુ લીલી વનસ્પતિને હાથ ન લગાવે, છતાં ગ્રન્થો તથા પુસ્તકોમાં ઠેર ઠેર ઝાડી કે વનસ્પતિઓનાં ચિત્રો આવે છે, તો તેને સ્પર્શ કરતાં

વનસ્પતિના સંઘટ્ટાનો દોષ લાગે ? ન જ લાગે.

આથી સિદ્ધ થાય છે કે–ભાવ અરિહંત અને સ્થાપના અરિહંત આશ્રી એક સરખા દોષનું આરોપણ થઈ શકે નહિ–તેમ કરવા જતાં મહા અનર્થ થાય

બીજી વાત–તાળાકુંચીની પ્રતિમાજીએ ભગવાનની સ્થાપના હોવાથી, તેની રક્ષા માટે મંદિરાદિને તાળાં લગાવવામાં આવે, તેથી તો ઉલટી ભક્તિ થાય છે, નહિ કે–દોષ લાગે છે : અને ભક્તિનું પરમ ફળ મોક્ષ છે. જેમ ભગવાનની વાણીની સ્થાપના જેમાં છે તે સૂત્રોની રક્ષા માટે ઉત્તમ વસ્ત્ર વીંટી, કબાટમાં મૂકી, તાળું દેવામાં આવે છે તથા સાધુ–સાધ્વીઓની છબીઓને સુંદર ફ્રેમમાં મઢાવી આલીશાન દિવાનખાનાંઓમાં ટીંગાડવામાં આવે છે, તેમ ભગવાનની પ્રતિમાઓનું પણ રક્ષણ કરવા માટે શ્રી જિનમંદિર અને તેના ગર્ભદ્વારે તાળાં લગાવવામાં આવે કે રક્ષા માટે બીજા પણ પ્રબંધો કરવામાં આવે, તેથી શો દોષ છે ? જો તેમ ન કરવામાં આવે, તો દુષ્ટ પુરુષો આશાતનાદિક કરે અને તેનો દોષ રક્ષા નહિ કરનારને અવશ્ય લાગે

૩૪ પ્રશ્ન૦ મૂર્તિમાં શું વીતરાગના ગુણો છે ?

ઉત્તર૦ એક અપેક્ષાએ છે અને એક અપેક્ષાએ નથી પૂજક પુરુષ તેનામાં વીતરાગભાવનું આરોપણ કરીને પૂજા કરે છે, ત્યારે તે મૂર્તિ વીતરાગ સદૃશ જ બને છે અને વીતરાગની ભક્તિ જેટલું જ ફળ આપે છે. એ અપેક્ષાએ શ્રી જિનમૂર્તિ શ્રી જિનવર સમાન છે.

દુષ્ટ પરિણામવાળા પુરુષને મૂર્તિનાં દર્શનાદિથી કાંઇ ફાયદો થતો નથી : ઉલટો, અશુભ પરિણામથી કર્મનો બંધ થાય. એ અપેક્ષાએ મૂર્તિ વીતરાગ સદૃશ નથી એમ કહેવું હોય તો કહી શકાય, પણ તેથી તેનામાં તારવાની શક્તિ છે તે ચાલી જતી નથી. સાકર મીઠી છતાં ગર્દભને ભાવતી નથી, ઉલટું નુકશાન કરે છે, તેથી કાંઇ સાકરનો સ્વાદ નષ્ટ થઇ જતો નથી : તેમ મૂર્તિ પણ મિથ્યાદૃષ્ટિ જીવોને ન રુચે, તો તેથી તેની મોક્ષ-દાયકતા ચાલી જતી નથી.

**૩૫ પ્રશ્ન૦** મૂર્તિ જો 'જિનરાજ' તુલ્ય છે, તો આ પાંચમા આરામાં તીર્થંકરનો વિરહ કેમ કહ્યો ?

**ઉત્તર૦** ભરતક્ષેત્રમાં પાંચમા આરામાં તીર્થંકરનો વિરહ કહ્યો છે, તે ભાવ તીર્થંકરને આશ્રી કહ્યો છે : સ્થાપના અરિહંતને આશ્રી નહિ ! જેમ કોઇ ગામમાં સાધુ ન હોય પણ તેમની છબી હોય, છતાં એમ કહે-વાય છે કે–' આ ગામમાં હાલ કોઇ સાધુ વિચરતા નથી. ' તો તે વિરહ, ભાવ સાધુનો જ સમજાય છે. કોઈ એમ નથી માનતું કે–' આ ગામમાં સાધુની છબીનો પણ વિરહ છે. '

**૩૬ પ્રશ્ન૦** એક ક્ષેત્રમાં બે તીર્થંકરો એકઠા ન થાય, છતાં એક જ મકાનમાં અનેક મૂર્તિઓ કેમ એકત્રિત કરવામાં આવે છે ?

**ઉત્તર૦** આ વિષય પણ સ્થાપના સંબંધી છે અને જે નિષેધ છે તે ભાવ અરિહંત સંબંધી છે. જેમ સર્વ તીર્થંકરો સિદ્ધિગતિને પ્રાપ્ત થાય છે, ત્યારે અનંતી

ચોવીસીના તીર્થંકરો એક જ ક્ષેત્રે ( દ્રવ્ય નિક્ષેપે ) રહે છે, તેમ ( સ્થાપના નિક્ષેપે ) એક જ મદિરમા એકસો આઠ કે તેથી પણ અધિક પ્રતિમાઓને રહેવામા કાંઈ બાધ નથી સ્થાપનાને પણ એક સાથે રહેવામા જો બાધ હોત, તો શ્રી જંબૂદ્વીપમાં સેંકડો પર્વતો, નદીઓ, દ્રહો વિગેરે જૂદે જૂદે સ્થળે આવેલ છે, તેને એક જ નકશામા સગ્રહિત કરી લોકોને કેમ સમજાવવામા આવે છે ? વળી સૂત્રોમા સર્વ તીર્થંકરોના નામની સ્થાપના જેમ એક જ પાના પર કરવામા આવે છે તથા નામ અરિહત અને દ્રવ્ય અરિહતને એકત્ર રહેવામા જેમ કોઈ પણ જાતનો બાધ નથી, તેમ સ્થાપના અરિહતને પણ એક જ મકાનમા રહેવામા બાધ નથી જે બાધ છે, તે ભાવ અરિહતને આશ્રીને જણાવેલો છે

૩૭ પ્રશ્ન૦ શુ ગુરુની છમી જોઈ શિષ્ય તથા પિતાની છમી જોઈ પુત્ર ઉભો થશે ? આદર આપશે ? સસરાની તસવીર જોઈ પુત્રવધૂ લાજ કાઢશે ? જો ના, તો પછી મૂર્તિ માનવાનો આગ્રહ શા માટે ?

ઉત્તર૦ શિષ્ય પોતાના ગુરુની તથા પુત્ર પોતાના પિતાની તસબીરને માન અને આદર નહિ આપે, તો શુ અપમાન કરશે ? તે પર થૂકશે ? અથવા કોઈ શત્રુ તે છબીઓના મુખ કાજળ કે શાહીથી કાળા કરવા માગશે, તો કરવા દેશે ? તેને સહન કરશે ? અથવા છબીઓને કાગળ તથા શાહી રૂપ સમજી, રસ્તામા લોકોના પગ તળે આવે તે રીતે રઝળતી મૂકશે ? આવા બેવકુફીભર્યાં કાર્યો કોઇએ કર્યા નથી અને કરે તો વિવેકિ-

એોની દૃષ્ટિએ હાંસિપાત્ર અને કપૂત ગણાયા સિવાય રહે પણ નહિ. એ જાતિનું વર્તન સાક્ષાત્ ગુરુ અને સાક્ષાત્ પિતાનું અપમાન કર્યા તુલ્ય જ લેખાય. આથી ઉલટું, તે તસબીરોને સારી ફ્રેઇમમાં મઢાવી, મેજ કે સિંહાસન પર ઉંચા સ્થાને સ્થાપન કરે અથવા દિવાલ પર ટાંગી સ્વચ્છતાથી રાખે, તો તેથી ગુરુ કે પિતાનું બહુમાન કર્યું જ ગણાય છે તથા તેને જોઇને પોતાના ગુરુ કે પિતા યાદ આવ્યા સિવાય પણ રહેતા નથી.

બીજી વાત. શિષ્ય કે પુત્ર, ગુરુ કે પિતાના નામનો આદર કરે કે નહિ? જો કરે, તો નામ કરતાં છબીથી તો વિશેષ સ્મૃતિ થઈ આવે છે, તો તેનો વિનયાદિ તો વિશેષ કરવો જોઇએ.

વળી પુત્રવધૂ સસરાની છબી જોઇને લાજ નહિ કાઢે, એ તર્ક પણ નકામો છે. જેમ છબી જોઈને લાજ નહિ કાઢે, તેમ નામનું શ્રવણ કરતાં પણ લાજ કાઢશે નહિ: તો પછી પરમાત્માનું નામ પણ નિરર્થક સમજવું? ઉલટું, સસરાની છબીથી વહુએ સસરાને પ્રથમ નહિ જોયેલ હોય, તો બોધ થશે કે-'આ મારો સસરો છે.' તેમ જેઓએ ભગવાનને નહિ જોયા હોય, તેઓને મૂર્તિથી ઓળખાણ થશે કે-'આ મારા ભગવાન છે.' સસરાની ઓળખાણ થતાં વહુને લાજ કાઢવાની ગુંચવણ કે શંકા રહેતી નથી. લાજ કાઢવા-નહિ કાઢવાનું કામ સુગમ થઈ જાય છે. સસરાને ઓળખી લઇને તુરત જ લાજ કાઢે છે અને બીજાઓને જોઇને લાજ કાઢતી નથી, તેમ મૂર્તિ દ્વારા પ્રભુની પણ પીછાણ થતાં, અસે-

ચોવીસીના તીર્થંકરો એક જ ક્ષેત્રે ( દ્રવ્ય નિક્ષેપે ) રહે છે, તેમ ( સ્થાપના નિક્ષેપે ) એક જ મંદિરમાં એકસો આઠ કે તેથી પણ અધિક પ્રતિમાઓને રહેવામાં કાંઇ બાધ નથી સ્થાપનાને પણ એક સાથે રહેવામાં જો બાધ હોત, તો શ્રી જંબૂદ્વીપમાં સેંકડો પર્વતો, નદીઓ, દ્રહો વિગેરે જૂદે જૂદે સ્થળે આવેલ છે, તેને એક જ નકશામા સગ્રહિત કરી લોકોને કેમ સમજાવવામાં આવે છે ? વળી સૂત્રોમાં સર્વ તીર્થંકરોના નામની સ્થાપના જેમ એક જ પાના પર કરવામાં આવે છે તથા નામ અરિહત અને દ્રવ્ય અરિહતને એકત્ર રહેવામાં જેમ કોઈ પણ જાતનો બાધ નથી, તેમ સ્થાપના અરિહતને પણ એક જ મકાનમા રહેવામા બાધ નથી જે બાધ છે, તે ભાવ અરિહતને આશ્રીને જણાવેલો છે

૩૭ પ્રશ્ન૦ શુ ગુરુની છબી જોઇ શિષ્ય તથા પિતાની છબી જોઈ પુત્ર ઉભો થશે ? આદર આપશે ? સસરાની તસબીર જોઇ પુત્રવધૂ લાજ કાઢશે ? જો ના, તો પછી મૂર્તિ માનવાનો આગ્રહ શા માટે ?

ઉત્તર૦ શિષ્ય પોતાના ગુરુની તથા પુત્ર પોતાના પિતાની તસબીરને માન અને આદર નહિ આપે, તો શુ અપમાન કરશે ? તે પર થૂકશે ? અથવા કોઈ શત્રુ તે છબીઓના મુખ કાજળ કે શાહીથી કાળાં કરવા માગશે, તો કરવા દેશે ? તેને સહન કરશે ? અથવા છબીઓને કાગળ તથા શાહી રૂપ સમજી, રસ્તામાં લોકોના પગ તળે આવે તે રીતે રઝળતી મૂકશે ? આવાં બેવકુફીભર્યાં કાર્યો કોઇએ કર્યાં નથી અને કરે તો વિવેકિ-

શકતા નથી. જે કાળે જે બનવાનું હોય, તે કોઇ કાળે પણ મિથ્યા થતું નથી. ખૂદ શ્રી તીર્થંકર મહારાજા પાસે અનેક સ્ત્રી-પુરુષોએ દીક્ષા ગ્રહણ કરીને વિરાધી છે, અનેક પ્રકારના પાખંડ મત સ્થાપન કર્યા છે અને ભગવાનની નિન્દા કરી છે: તો શું સર્વજ્ઞભગવાન નહોતા જાણતા કે–'આ પાખંડીઓ ચારિત્ર વિરાધશે અને મિથ્યાત્વ પ્રરૂપશે?' જાણતા જ હતા, છતાં કેમ દીક્ષા આપી? એજ માટે કે–તેવા ભાવીભાવ આદિને પણ એ તારકો જાણતા હતા.

વળી હાલમાં શ્રી વીતરાગનો ધર્મ અતિ અલ્પ પ્રમાણમાં રહી ગયો છે. તેમાં પણ અનેક પ્રકારની જૂદી જૂદી શાખાઓ પડી છે અને ચાળણીની માફક ચળાઈ રહ્યો છે. ઉત્સૂત્રભાષણો કરવામાં મિથ્યાત્વ અને દુરાગ્રહને અધીન થયેલા આત્માઓ કાંઈ બાકી રાખતા નથી. તો પછી આવા નિંદકો અને પ્રત્યનીકોને રોકીને શાસનદેવ સત્ય માર્ગ કેમ ઉપદેશતા નથી? લોકોને શ્રી મહાવિદેહ ક્ષેત્રમાં શ્રી **સીમંધરસ્વામી**ની પાસે લઈ જઈને, તેમનાં દર્શન કરાવી, શુદ્ધ ધર્મનો પ્રતિબોધ કેમ કરાવતા નથી? માટે દેવતાઓના હાથે પણ જે જે ચમત્કારી થવા નિર્મિત થયા હોય, તેટલા જ થાય છે–વધારે નહિ, એમ માનવું જ જોઇએ. વળી હાલમાં પણ ઘણી મૂર્તિઓ, જેવી કે–શ્રી **ભોયણીજીમાં** શ્રી **મલ્લીનાથ** ભગવાન અને શ્રી **પાનસરજી**માં શ્રી **મહાવીરસ્વામી** ભગવાન આદિ માટે શાસનદેવો સ્વપ્ન આપી, અનેક પ્રકારના ચમત્કાર પણ દેખાડે છે. અસંખ્યાતાં

વ્યનો પરિત્યાગ કરવાનું તથા સેવ્યની સેવા–ભક્તિ ક
વાનું કાર્ય સુગમ થઈ જાય છે અને કોઇ પણ જાત
ભ્રમ–જાલમાં પડવાનું રહેતું નથી. મૂર્તિનો એ પણ એ
મહાન ઉપકાર છે.

૩૮ પ્રશ્ન૦ ભગવાનની મૂર્તિ એજ ભગવાન હોય,
તેમના અલંકાર પાપી ચોરો કેમ ચોરી જાય છે? તેમ
હજારોની રકમો લોકો હજમ કેમ કરી જાય છે? તથા તેમ
મૂર્તિને દુષ્ટ લોકો ખંડિત કેમ કરી નાખે છે? વળી ભગવ
સર્વજ્ઞ છે, તો તેમની મૂર્તિને જમીનમાંથી ખોદીને કેમ કાઢ
પડે છે? શાસનદેવો એ કાર્ય કેમ કરતા નથી?

ઉત્તર૦ આ સવાલ જ બેવકુફીથી ભરેલો છે. શ્ર
વીતરાગના ગુણોનું આરોપણ કરીને, ભક્તિ માટે જ
વસ્તુની બનાવેલી મૂર્તિ જમીનમાંથી એની મેળે કે
ન નીકળે કે તેમના અલંકારો આદિને ચોરી જતાં પાપ
લોકોને શાસનદેવતા કેમ ન અટકાવે?–એ પ્રશ્ન ન
ઉદ્ધતાઈભર્યો છે. જડ સ્થાપનામાં એ સામર્થ્ય ક્યાંથ
આવે? અને શાસનદેવ હરેક પ્રસંગે આવીને ઉભા રહે
એવો નિયમ ક્યાં છે? ભગવાન શ્રી મહાવીરદે
વિદ્યમાન હતા તે વખતે તેમની સેવામાં અનેક લાખ
દેવો હાજર રહેતા હતા, છતાં મંખલિપુત્ર ગૌશાળાએ
તેજોલેશ્યા વડે ભગવાનની સમક્ષ તેમના બે શિષ્યોને
બાળી નાખ્યા અને ભગવાનને તેથી લોહીખંડ ઝાડાનો
વ્યાધિ થયો. તે વખતે શાસનદેવોએ કાંઇ કર્યું નહિ
તેથી શું તેઓની ભક્તિમાં ફરક પડી ગયો? કેટલાક
ભાવો એવા હોય છે, કે જેને દેવતાઓ પણ ફેરવ

છે, તો પણ તેમને ઓળખાવવા માટે પણ મૂર્તિની આવશ્યકતા રહે છે. જેમ કે–શાસ્ત્રના રચનારા દેહધારિઓના મુખથી નીકળેલો અક્ષરોનો સમૂહ ખાસ કોઈ આકારનો હોતો નથી, છતાં તેનો આકાર કલ્પી શાસ્ત્રનાં પાનાંઓ ઉપર દાખલ કરવામાં આવ્યો છે અને તો જ તેનો બોધ થાય છે: તેમ નિરાકાર એવા સિદ્ધ–ભગવાનનો આકાર પણ આ દુનિયામાં તેમનો જે છેલ્લો ભવ થયો–તે મુજબ કલ્પી, મૂર્તિમાં ઉતારવામાં આવે છે. તેથી નિરાકાર સિદ્ધ ભગવાનનું સ્વરૂપ પણ સમજી શકાય છે અને સાક્ષાત્ સિદ્ધની પેઠે તેનું ધ્યાન કરનારનાં સઘળાં ઇચ્છિતો પણ પૂર્ણ થાય છે. એવો એક નિયમ છે કે–કોઈ પણ નિરાકાર વસ્તુને ઓળખાવવી હોય, તો તેને સાકાર બનાવીને જ ઓળખાવી શકાય છે. એ માટે પ્રસિદ્ધ દૃષ્ટાંત સર્વ પ્રકારની લિપિઓનું છે. પોતાના મનનો આશય બીજાને શબ્દો દ્વારા જ સ્પષ્ટપણે સમજાવી શકાય છે અને એ શબ્દો જે વર્ણના બનેલા છે, તે વર્ણને જૂદા જૂદા આકાર આપવાથી જ, પોતાના અર્થોનું સ્પષ્ટ ભાન કરાવાય છે. વર્ણોને क, ख, ग, घ કે A, B, C, D આદિ આકારો ન આપવામાં આવે અગર સર્વની આકૃતિ એક સરખી કરી દેવામાં આવે, તો કોઇને બોધ થઈ શકે ખરો કે? નહિ જ. માટે નિરાકાર વસ્તુનો સ્પષ્ટ બોધ, તેને આકાર આપ્યા સિવાય કરી શકાતો જ નથી.

૪૦ પ્રશ્ન૦ આ કાળના બુદ્ધિમાન લોકો મૂર્તિને માનતા નથી: માત્ર જડ લોકો જ માને છે,–એ વાત શું બરોબર છે?

વર્ષોની મૂર્તિઓની રક્ષા પણ કરે છે એ સિવાય કેટલાક ઉપસર્ગાદિનું નિવારણ પણ કરે છે અને કેટલાકનું નથી પણ કરતા. કારણ કે-હરેક વખતે શાસનદેવો સહાય કરે જ, એવો નિયમ નથી તો પછી હાલના વખતમા કેટલાક હરામખોરો શ્રી જિનમદિરની ચોરી વિગેરે દુષ્ટ કાર્યો કરતા હોય, તો તેનું ફળ તેઓ અવશ્ય ભોગવશે. તેથી શાસનદેવતાઓને કલક લાગી જતું નથી અથવા તેથી સ્થાપના અરિહતનો મહિમા પણ ઘટી જતો નથી સ્થાપના અરિહતનો મહિમા તો તો જ ઘટે કે-સ્થાપના અરિહતની ભક્તિ કરનાર આત્માઓને, એ ભક્તિથી વીતરાગ પરમાત્માના ગુણો આદિનું સ્મરણ ન થતું હોય કે વીતરાગભાવ, દેશવિરતિ કે સર્વવિરતિના પરિણામ, સયમ અને તપને વિષે વીર્યોલ્લાસ, ભવભ્રમણનું નિવારણ કે મોક્ષસુખની નિકટતા આદિ ન થતું હોય તે વિગેરે ફાયદાઓનો કોઈથી પણ ઇન્કાર થઈ શકે તેમ નથી

૩૯ પ્રશ્ન૦ નિરજન નિરાકારની મૂર્તિ કેવી રીતે બની શકે?

ઉત્તર૦ તમામ મતના દેવ તથા શાસ્ત્રોના રચનાર નિરાકાર નથી થયા, પણ સાકાર જ થયા છે દેહધારી સિવાય કોઈથી શાસ્ત્રો રચી શકાય જ નહિ કે મોક્ષ માર્ગ બતાવી શકાય જ નહિ તમામ શાસ્ત્રો અક્ષરસ્વરૂપ છે અક્ષરનો સમૂહ તાલુ, ઓષ્ઠ, કઠ, દત વિગેરે સ્થાનોથી ઉત્પન્ન થાય છે અને તે સ્થાનો દેહધારિને જ હોય છે, તેથી તે દરેકની મૂર્તિ અવશ્ય હોઈ શકે છે

મોક્ષમા ગયા પછી તેઓ અવશ્ય નિરાકાર હોય

હવે દરેક મતવાળા પોતાના ઈષ્ટ દેવને પૂજવા માટે કોઈ ને કોઈ પ્રકારના આકારને માને જ છે, એ વાત બીજી રીતે સ્પષ્ટ કરીએ.

ખ્રીસ્તીઓમાં, રોમન કેથોલિકો ઈસુની મૂર્તિને માને છે. પ્રોટેસ્ટંટો ઈસુની યાદગીરી અને તેના પરની શ્રદ્ધા કાયમ ટકાવવા માટે ઈસુને અપાયેલી શૂલીનું નિશાન જે ક્રોસ (+), તેને હંમેશાં પોતાની પાસે રાખે છે. જ્ઞાનની સ્થાપના રૂપ બાઈબલનો આદર કરે છે. પોતાના પૂજ્ય પાદરીઓની છબીઓ પાસે રાખે છે તથા તેમનાં બાવલાં, પૂતળાં તથા કબરોને બરાબર માન આપે છે.

મુસલમાન લોકો નિમાજ પઢતી વેળા પશ્ચિમમાં 'કાબા' તરફ મુખ રાખે છે. શું ખુદા પશ્ચિમ સિવાય બીજી કોઇ દિશામાં નથી ? છે, તો પછી પશ્ચિમમાં મુખ રાખવાની શી જરૂર ? 'કાબા'ની યાત્રા પશ્ચિમ દિશામાં છે, માટે પશ્ચિમ તરફ નજર રાખે છે. તો પછી તે પણ ખુદાની સ્થાપના જ માની ગણાય. મક્કા મદિના હજ કરવા જાય છે અને ત્યાં કાળા પત્થરને ચૂંબન કરે છે, વાંકા વળી વળીને નમસ્કાર કરે છે, પ્રદક્ષિણા આપે છે અને તે તરફ દૃષ્ટિ સ્થિર રાખી નિમાજ પઢે છે. તેની યાત્રા માટે હજારો રૂપીઆ ખર્ચે છે. તે પત્થરને પાપનો નાશ કરનાર માની, તેનું ખૂબ સન્માન કરે છે. જો વગર ઘડેલો તે પત્થર પણ ઇશ્વર તુલ્ય સન્માન કરવા યોગ્ય છે અને તેના સન્માનથી પાપ નાશ પામે છે,

ઉત્તર૦ સાવ ખોટી છે કોઈ પણ કાળના બુદ્ધિમાન પુરુષોને મૂર્તિ માન્યા સિવાય ચાલતું જ નથી કોઈ પ્રત્યક્ષ રીતિએ માને છે, તો કોઈ પરોક્ષ રીતિએ માને છે. સૌ પોતપોતાના મતના ઉપદેશકને માને છે તેઓ દેહધારી હોય છે તેથી તેમને આકાર હોય જ છે. પોતાના મતના ઉપદેશકને ઓળખવા માટે શુ તેઓને તેમના દેહાકારનો ઉપયોગ કર્યા સિવાય ચાલે છે ? નહિ જ વળી **યુરોપ, અમેરીકા, એશીયા** અને **આફ્રિકા** વિગેરે ભિન્ન ભિન્ન ખંડો અને તેમા આવેલાં શહેરો, નદીઓ અને પર્વતો વિગેરેની સમજણ આપવા માટે, દરેક મનુષ્યને તે તે દેશના નકશાઓ વિગેરેનુ આલબન લેવુ જ પડે છે કોઇ પણ નવું ઘર, હાટ, હવેલી, દુકાન, મહેલ કે કિલ્લાઓ બનાવતાં પહેલાં, તેનો પ્લાન તૈયાર કરવો જ પડે છે. તે મૂર્તિ નથી તો શુ છે ? પ્રત્યેક દેશના બુદ્ધિમાન માણસોને એ આકારોનો આશ્રય લેવો જ પડે છે, છતા માત્ર દેવમૂર્તિ સંબંધી વાધો ઉઠાવવામાં આવે છે, તે માત્ર અજ્ઞાનતા અથવા ધર્મ-દ્વેષનું જ પરિણામ છે આપણે જોઈ આવ્યા કે-સઘળુ યે જ્ઞાન નિરાકાર શ્રુત અને તેના અક્ષરોની આકૃતિથી જ મેળવી શકાય છે પ્રત્યેક મતવાળાઓ શાસ્ત્ર તથા માળાને તો અવશ્ય માને છે શાસ્ત્ર જેમ વચનની સ્થાપના છે, તેમ માળા પણ પોતે માનેલી ઇષ્ટ વસ્તુ-ઓની કે તેના ગુણોની સ્થાપના જ છે અન્યથા ' અમૂક સખ્યાના મણુકાની જ માળા હોવી જોઇએ '-એવો નિયમ ન હોઈ શકે

હવે દરેક મતવાળા પોતાના ઈષ્ટ દેવને પૂજવા માટે કોઈ ને કોઈ પ્રકારના આકારને માને જ છે, એ વાત બીજી રીતે સ્પષ્ટ કરીએ.

**ખ્રીસ્તીઓમાં, રોમન કૅથોલિકો ઈસુની મૂર્તિને** માને છે. **પ્રોટેસ્ટંટો ઈસુની** યાદગીરી અને તેના પરની શ્રદ્ધા કાયમ ટકાવવા માટે ઈસુને અપાયેલી શૂલીનું નિશાન જે ક્રોસ (+), તેને હંમેશાં પોતાની પાસે રાખે છે. જ્ઞાનની સ્થાપના રૂપ **બાઈબલનો** આદર કરે છે. પોતાના પૂજ્ય પાદરીઓની છબીઓ પાસે રાખે છે તથા તેમનાં બાવલાં, પૂતળાં તથા કબરોને બરાબર માન આપે છે.

**મુસલમાન લોકો** નિમાજ પઢતી વેળા પશ્ચિમમાં 'કાબા' તરફ મુખ રાખે છે. શું ખુદા પશ્ચિમ સિવાય બીજી કોઇ દિશામાં નથી ? છે, તો પછી પશ્ચિમમાં મુખ રાખવાની શી જરૂર ? 'કાબા'ની યાત્રા પશ્ચિમ દિશામાં છે, માટે પશ્ચિમ તરફ નજર રાખે છે. તો પછી તે પણ **ખુદાની** સ્થાપના જ માની ગણાય. **મક્કા મદિના** હજ કરવા જાય છે અને ત્યાં કાળા પત્થરને ચૂંબન કરે છે, વાંકા વળી વળીને નમસ્કાર કરે છે, પ્રદક્ષિણા આપે છે અને તે તરફ દૃષ્ટિ સ્થિર રાખી નિમાજ પઢે છે. તેની યાત્રા માટે હજારો રૂપીઆ ખર્ચે છે. તે પત્થરને પાપનો નાશ કરનાર માની, તેનું ખૂબ સન્માન કરે છે. જો વગર ઘડેલો તે પત્થર પણ ઇશ્વર તુલ્ય સન્માન કરવા યોગ્ય છે અને તેના સન્માનથી પાપ નાશ પામે છે,

તો પરમેશ્વરના સાક્ષાત્ સ્વરૂપની બોધક પ્રતિમાઓ ઇશ્વર તુલ્ય કેમ નહિ? અને તેનું સન્માન, તેનો આદર અને તેની ભક્તિ કરનારનાં પાપ નાશ કેમ ન પામે? વળી શું પરમેશ્વર હરેક સ્થાને નથી, કે જેથી મક્કા મદીના જવું પડે છે? માટે કહો કે-મનને સ્થિર કરવા માટે મૂર્તિ સ્વરૂપે કે અન્ય સ્વરૂપે સ્થાપનાને માનવાની અવશ્યકતા પડે જ છે વળી મુસ્લીમો તાબુત બનાવે છે, તે પણ સ્થાપના જ છે તેને લોબાનનો ધૂપ તથા પુષ્પના હાર વિગેરે ચઢાવી, પૂરી રીતે આદર આપે છે શુક્રવારે શુભ દિવસ જાણી મસ્જીદમાં તથા ઇદના દિવસે મોટી મસ્જીદમાં જઈને નિમાજ પઢે છે તે મસ્જીદો પણ સ્થાપના જ છે **કુરાને શરીફને ખુદાનાં** વચનો સમજી માથે ચઢાવે છે, તે પણ સ્થાપનો જ છે ઓલીયા, ફકીર, મીરાં સાહેબ, ખ્વાજા સાહેબ વિગેરેની દરગાઓની યાત્રાઓ કરે છે અને ત્યાં રહેલી કબરો પર ફુલહાર-મેવા-મીઠાઈ વિગેરે ચઢાવી વંદન-પૂજન આદિ કરે છે, તો તે પણ સ્થાપના-સન્માન નથી, તો બીજું શું છે? મસ્જીદો તથા **મક્કા મદિના** વિગેરેના ફકીરોની છબીઓ પડાવીને પોતાની પાસે રાખે છે, તે પણ સ્થાપના જ છે

એ રીતે ઘણા પ્રકારે મુસલમાનો પણ **પોતે માનેલ પૂજ્ય વસ્તુઓની** મૂર્તિ(આકાર)ને એક સરખું માન આપે છે

**પારસી** લોકો અગ્નિને માને છે અને એ પણ એક પ્રકારની સ્વ-ઇષ્ટ દેવની સ્થાપના જ છે.

**નાનકપંથીઓ ગુરુ નાનક** પછી તેની પાટ ઉપર જેટલા ગાદીપતિઓ થયા, તે બધાઓએ બનાવેલાં પુસ્તકોને પરમેશ્વર તુલ્ય માની ભક્તિ કરે છે. ગ્રન્થની પધરામણી વખતે મોટી મોટી સવારીઓ કાઢે છે, સુશોભિત મકાનોમાં ઉંચે આસને પધરાવી તેની સન્મુખ નાટારંગ ઇત્યાદિ કરે છે અને તેના અહોનિશ ગુણગ્રામ ગાય છે. પુસ્તકો, એ પણ અક્ષરોની સ્થાપના જ છે.

**કબીરપંથીઓ કબીરની** ગાદિને પૂજે છે. કોઈ તેની પાદુકાઓને પૂજે છે અને બધા જ તેનાં બનાવેલાં પુસ્તકોને મસ્તકે ચઢાવે છે.

**દાદુપંથીઓ દાદુજીની** સ્થાપના તથા તેમની વાણી રૂપ ગ્રન્થને પૂજે છે. દેરીઓ બંધાવી તેમાં ગુરુનાં ચરણો પધરાવે છે અને પૂજે છે.

**વેદમાં** પણ મૂર્તિપૂજાના સંખ્યાબંધ પાઠો છે, છતાં આર્યસમાજીઓ મૂર્તિનું ખંડન કરે છે, તે તદ્દન જૂઠું છે. તેઓના સ્વામી **દયાનંદ** શરીરધારી મૂર્તિમય હતા, **વેદ** શાસ્ત્રના અક્ષરો રૂપ સ્થાપનાને માનતા હતા તથા પોતે બનાવેલાં **સત્યાર્થ પ્રકાશ** આદિ પુસ્તકોમાં પોતાની વાણીની આકૃતિઓ દ્વારા જ બોધ કરતા અને કરાવતા હતા. એ આકૃતિઓનો આશ્રય લીધો ન હોત, તો પોતાનો મત જ શી રીતે સ્થાપી શકત? જે મૂર્તિ યા આકૃતિનો આશ્રય લઈ પોતાનું કાર્ય સાધ્યું, તે મૂર્તિનો જ અનાદર કરવો, એ બુદ્ધિમાનનું કામ તો ન જ ગણાય. **દયાનંદ** મૂર્તિને ન માનતા

તો પરમેશ્વરના સાક્ષાત્ સ્વરૂપની બોધક પ્રતિમાઓ ઇશ્વર તુલ્ય કેમ નહિ? અને તેનું સન્માન, તેનો આદર અને તેની ભક્તિ કરનારના પાપ નાશ કેમ ન પામે? વળી શું પરમેશ્વર હરેક સ્થાને નથી, કે જેથી મક્કા મદીના જવું પડે છે? માટે કહો કે-મનને સ્થિર કરવા માટે મૂર્તિ સ્વરૂપે કે અન્ય સ્વરૂપે સ્થાપનાને માન વાની અવશ્યકતા પડે જ છે વળી મુસ્લીમો તાબુત બનાવે છે, તે પણ સ્થાપના જ છે તેને લોબાનનો ધૂપ તથા પુષ્પના હાર વિગેરે ચઢાવી, પૂરી રીતે આદર આપે છે શુક્રવારે શુભ દિવસ જાણી મસ્જીદમા તથા ઇદના દિવસે મોટી મસ્જીદમા જઈને નિમાજ પઢે છે તે મસ્જીદો પણ સ્થાપના જ છે **કુરાને શરીફને ખુદાનાં** વચનો સમજી માથે ચઢાવે છે, તે પણ સ્થા પના જ છે ઓલીયા, ફકીર, મીરા સાહેબ, ખ્વાજા સાહેબ વિગેરેની દરગાઓની યાત્રાઓ કરે છે અને ત્યા રહેલી કબરો પર ફુલહાર-મેવા-મીઠાઈ વિગેરે ચઢાવી વંદન-પૂજન આદિ કરે છે, તો તે પણ સ્થાપના-સન્માન નથી, તો બીજુ શું છે? મસ્જીદો તથા **મક્કા મદિના** વિગેરેના ફકીરોની છબીઓ પડાવીને પોતાની પાસે રાખે છે, તે પણ સ્થાપના જ છે

એ રીતે ઘણા પ્રકારે મુસલમાનો પણ **પોતે માનેલ પૂજ્ય વસ્તુઓની મૂર્તિ**( આકાર )ને એક સરખુ માન આપે છે

**પારસી** લોકો અગ્નિને માને છે અને એ પણ એક પ્રકારની સ્વ-ઇષ્ટ દેવની સ્થાપના જ છે

**નાનકપંથીઓ ગુરુ નાનક** પછી તેની પાટ ઉપર જેટલા ગાદીપતિઓ થયા, તે બધાઓએ બનાવેલાં પુસ્તકોને પરમેશ્વર તુલ્ય માની ભક્તિ કરે છે. ગ્રન્થની પધરામણી વખતે મોટી મોટી સવારીઓ કાઢે છે, સુશોભિત મકાનોમાં ઉંચે આસને પધરાવી તેની સન્મુખ નાટારંગ ઇત્યાદિ કરે છે અને તેના અહોનિશ ગુણગ્રામ ગાય છે. પુસ્તકો, એ પણ અક્ષરોની સ્થાપના જ છે.

**કબીરપંથીઓ કબીરની** ગાદિને પૂજે છે. કોઈ તેની પાદુકાઓને પૂજે છે અને બધા જ તેનાં બનાવેલાં પુસ્તકોને મસ્તકે ચઢાવે છે.

**દાદુપંથીઓ દાદુજીની** સ્થાપના તથા તેમની વાણી રૂપ ગ્રન્થને પૂજે છે. દેરીઓ બંધાવી તેમાં ગુરુનાં ચરણો પધરાવે છે અને પૂજે છે.

**વેદમાં** પણ મૂર્તિપૂજાના સંખ્યાબંધ પાઠો છે, છતાં આર્યસમાજીઓ મૂર્તિનું ખંડન કરે છે, તે તદ્દન જૂઠું છે. તેઓના સ્વામી **દયાનંદ** શરીરધારી મૂર્તિમય હતા, **વેદ** શાસ્ત્રના અક્ષરો રૂપ સ્થાપનાને માનતા હતા તથા પોતે બનાવેલાં **સત્યાર્થ પ્રકાશ** આદિ પુસ્તકોમાં પોતાની વાણીની આકૃતિઓ દ્વારા જ બોધ કરતા અને કરાવતા હતા. એ આકૃતિઓનો આશ્રય લીધો ન હોત, તો પોતાનો મત જ શી રીતે સ્થાપી શકત? જે મૂર્તિ યા આકૃતિનો આશ્રય લઈ પોતાનું કાર્ય સાધ્યું, તે મૂર્તિનો જ અનાદર કરવો, એ બુદ્ધિમાનનું કામ તો ન જ ગણાય. **દયાનંદ** મૂર્તિને ન માનતા

હોત, તો પોતાના **સત્યાર્થ પ્રકાશ** ગ્રન્થમાં અગ્નિહોત્ર સમજાવવા માટે થાલી, ચમચા વિગેરેનાં ચિત્રો કાઢી, પોતાના ભક્ત વર્ગને સમજાવવા શું કરવા પ્રયાસ કરત? જે વાત એક સાધારણ ચિત્રકાર પણ સમજી શકે, તે સમજવાને તેમના વિદ્વાન કહેવાતા શિષ્યો પણ શું અસમર્થ હતા? તો પછી મહાન્ ઇશ્વિર અને તેનું સ્વરૂપ, ઇશ્વરની મૂર્તિ વગર તેઓ શી રીતે સમજી શકવાના હતા? વળી સ્વામિજીની તસબીર તેમના ભક્તો તરફથી ઠેકાણે ઠેકાણે રાખવામાં આવે છે જો તેવા સંસારસ્થિત પુરુષની પણ તસબીર રૂપે રહેલી મૂર્તિના દર્શનથી સ્વાર્થ સાધી શકાય–એમ માનો છો, તો સર્વજ્ઞ, સર્વશક્તિમાન અને ગુરુના પણ ગુરુ એવા પરમેશ્વરની મૂર્તિના દર્શન વિગેરેથી સ્વ–ઇષ્ટ ન સાધી શકાય, એમ કેમ માની શકાય?

વળી **આર્યસમાજીઓ** પણ અગ્નિને પૂજે છે. તેમાં ઘી વિગેરે નાખી હોમ કરે છે, તો તે અગ્નિ શું જડ નથી? વળી સૂર્યની સામે ઉભા રહી 'ઇશ્વર પ્રાર્થના' કરે છે, તો તે સૂર્ય વિગેરે જડ નથી? છે, તો પછી પરમેશ્વરની મૂર્તિથી દૂર કેમ ભાગે છે? 'મૂર્તિ કૃત્રિમ છે અને સૂર્ય, અગ્નિ વિગેરે કૃત્રિમ નથી–' એમ કહેતા હોય, તો તેઓના ગુરૂઓનો વેશ કૃત્રિમ છે કે અકૃત્રિમ? શાસ્ત્ર કૃત્રિમ છે કે અકૃત્રિમ? તેને આદર કેમ આપે છે? માટે જે વસ્તુ પૂજનિક હોય, તે કૃત્રિમ હોય કે અકૃત્રિમ, પણ તેને પૂજવી જ જોઈએ, એમ સર્વેનું અંતર પોકારી ઉઠે છે.

એ રીતે દરેક પંથના અનુયાયિઓ પોતપોતાને પૂજનીય વસ્તુના આકારને કોઈ ને કોઈ રીતે પૂજે જ છે, તેથી મૂર્તિપૂજા આબાલ–પંડિત સર્વ કોઇને માન્ય છે. છતાં–'અમે નથી માનતા'–એમ જેઓ કહે છે, તેઓ ખરેખર '**माता मे वन्ध्या**' ની જેમ અસત્ પ્રલાપ કરનારા છે.

**૪૧ પ્રશ્ન૦** ગુરુ સાક્ષાત્ ઉપદેશ આપે છે, તેમ મૂર્તિ કદી ઉપદેશ આપતી નથી કે આપવાની નથી, તો પછી સાક્ષાત્ ગુરુને છોડી જડ મૂર્તિની ઉપાસના કરવાથી શું લાભ?

**ઉત્તર૦** સૌથી પહેલાં એ સમજવું જોઇએ કે–ગુરુઓ પણ ઉપદેશ કોને આપી શકે છે? જેઓ શૂન્ય હૃદયવાળા છે, તેને ગુરુઓ પણ ઉપદેશ શી રીતે આપવાના? ગુરુનો ઉપદેશ સમજવા માટે જેમ પહેલાં શાસ્ત્રાભ્યાસ કરવો પડે છે તથા સમજવાની શક્તિ પ્રાપ્ત કરવી પડે છે અને પછી જ સમજાય છે, તેમ મૂર્તિપૂજા માટે પણ જેની મૂર્તિ પૂજવી છે તેના ગુણોનું સ્વરૂપ સમજી, પછી તેની પૂજા કરવામાં આવે તો લાભ કેમ ન થાય? અવશ્ય થાય.

વળી–' ગુરુઓ ઉપદેશ આપે છે અને મૂર્તિ ઉપદેશ આપતી નથી'–એ કારણે જ જો ગુરુઓ પૂજનીય હોય અને મૂર્તિ પૂજનીય ન હોય, તો મર્હુમ ગુરુઓ બધા અપૂજનીય જ બનવાના : કારણ કે–તેઓ શું ઉપદેશ આપે છે? નહિ, તો પછી તેમને પણ હાથ જોડવા કે નમસ્કારાદિ કરવા છોડી દેવા પડશે!

આગળ વધીને કહીએ તો, ગુરુઓ શા માટે ઉપદેશ આપે છે ? ઉપદેશ આપવા દ્વારા સ્વપર-હિત સાધી મોક્ષ મેળવવા ! જો ઉપદેશ આપવામાં ગુરુઓનું એ જ ધ્યેય હોય, તો મોક્ષ થયા પછી અશરીરી અવસ્થામાં તેઓ કેવી રીતે ઉપદેશ આપી શકવાના ? તેથી તમારા મતે મોક્ષમાં ગયા બાદ ફેર તેઓ અપૂજનીક ઠરશે અને પૂજનીક તેટલા જ રહેશે કે જેટલા મોક્ષના ઇરાદે એટલે અશરીરી બનવાના ઇરાદે ઉપદેશ ન આપે અને કેવળ આ ચતુર્ગતિ રૂપ સસારમાં સદા કાળ ભટકવાનું કાયમ રહે એ ઇરાદે ઉપદેશ આપે : કારણ કે–તે વિના તેમનાથી સદા કાળ બોધ ન આપી શકાય અને જેઓ બોધ ન આપે તેઓ તમારા મતે પૂજનીક ન ગણાય વળી બોધ આપવા માટે આહાર લેવો પડે, નિહારાદિ કરવા પડે, તે પણ તમારા મતે પૂજનીય, પણ મોક્ષમાં ગયા પછી અનાહારી બનનારા પૂજનીય નહિ !

'ઉપદેશ કરે તે જ ઉત્તમ'–એમ માનવા જતાં, આખરે–'આહાર કરે તે ઉત્તમ અને આહાર ન કરે તે ઉત્તમ નહિ'–એમ માનવાનો પ્રસગ પણ આવી લાગશે : માટે સદુપદેશાદિ કરે તે તો ઉત્તમ છે જ, પરન્તુ જેઓ કૃતકૃત્ય બની તે કાર્યથી નિવર્ત્યા છે, તેઓ તો તેનાથી પણ ઉત્તમ છે–એમ માનવું જ જોઇએ 'મૂર્તિ ઉપદેશ નથી આપતી માટે પૂજનિક નહિ અને ગુરુ ઉપદેશ આપે છે માટે પૂજનીક'–એવી અજ્ઞાન વાત કરનારા તત્ત્વને સમજતા નથી ઉપદેશાદિ આપીને કૃતકૃત્ય બનેલા સિદ્ધભગવતોની મૂર્તિ તો, ઉપદેશ આપનારા

ગુરુઓથી પણ વિશેષ પૂજનીય છે : કારણ કે–ગુરુઓ તેમનું અવલંબન લેવાથી જ ગુરુ બની શક્યા છે. તે સિદ્ધભગવંતોની પૂજા કરવાની જેઓ ના પાડે છે, તેઓના જેવા કૃતઘ્ની આ જગતમાં બીજા એક પણ નથી.

**૪૨ પ્રશ્ન૦** કેટલાક કહે છે કે–માત્ર મૂલ સૂત્રને માનવાં જોઇએ, ટીકા વિગેરે પછીથી થયેલ છે, માટે તેને નહિ માનવાં જોઇએ; તો તેમાં તથ્ય શું છે?

**ઉત્તર૦** મૂલ સૂત્રોમાં કહ્યું છે કે–"**गणहरा गुंथइ, अरिहा भासइ।**" શ્રી ગણધર ભગવંતો સૂત્રને ગૂંથે છે અને શ્રી અરિહંત ભગવંતો અર્થને કહે છે. કેવલ મૂલ સૂત્રને માનવાનું કહેનાર, છદ્મસ્થ એવા ગણધર ભગવંતોનું વચન માનવાનું કહે છે અને કેવલજ્ઞાનિઓએ કહેલા અર્થ જેમાં ભરેલા છે એવાં ટીકા, ચૂર્ણિ, ભાષ્ય અને નિર્યુક્તિ વિગેરે શાસ્ત્રોને માનવાની ના પાડે છે! છદ્મસ્થ ગણધરોનું કહેલું માનવું અને કેવળજ્ઞાની ભગવાનનું કહેલું ન માનવું, એ શું વ્યાજબી છે? એ કારણે શાસ્ત્રોમાં ઠેર ઠેર નિર્યુક્તિ આદિને માનવા માટે ઉપદેશ આપ્યો છે. કહ્યું છે કે–

"**सुत्तत्थो खलु पढमो, बीओ निजुत्तिमिसीओ भणिओ।**
**तइयोय निरवसेसो, एस विही होइ अणुओगो ॥ २ ॥**"

અનુયોગ એટલે વ્યાખ્યાનના ત્રણ પ્રકાર છે : સૌથી પહેલાં કેવળ સૂત્ર અને તેનો અર્થ, બીજો અનુયોગ નિર્યુક્તિથી મિશ્ર અને ત્રીજો ભાષ્ય–ચૂર્ણિ આદિ સમસ્ત. એ રીતે 'અનુયોગ' એટલે 'અર્થ કહેવાનો વિધિ' ત્રણ પ્રકારનો છે.

સૂત્ર તો માત્ર સૂચના રૂપ હોય છે. તેનો વિસ્તૃત ાસો તો પંચાંગીથી જ મળી આવે છે. જેઓ પંચાં- ને માનવાની ના પાડે છે, તેઓ પણ ગુપ્તપણે ટીકાઓ ગેરે દેખે છે ત્યારે જ તેમને અર્થનો પત્તો લાગે છે. ી શાસ્ત્રો કહે છે કે–'દશ પૂર્વધરનાં વચનો સૂત્ર તુલ્ય ય છે.' નિર્યુક્તિઓ રચનાર શ્રી ભદ્રબાહુસ્વામિજી દ પૂર્વધર છે. ભાષ્યકાર શ્રી ઉમાસ્વાતિજી વાચક ચસો પ્રકરણોના રચનારા દશ પૂર્વધર છે. શ્રી જિન- દ્ર ગણિ ક્ષમાશ્રમણ પણ પૂર્વધર છે. તેથી તેઓનાં નો સર્વ પ્રકારે માનવા લાયક છે. ચૂર્ણિકારો પણ ધર છે. ટીકાકાર શ્રી હરિભદ્રસૂરિ મહારાજ તથા અભયદેવસૂરિ મહારાજ આદિ પણ ભવભીરૂ, દ્ધિનિધાન અને દેવસાન્નિધ્યવાળા છે, તેથી તેમનાં નોને અપ્રમાણ માનવાં એ ભયંકર ગુન્હો છે. પ્રત્યેક ભીરૂ આત્માની ફરજ છે કે–એ પ્રમાણિક મહાપુરુ- ના એક પણ વચન પ્રત્યે અજ્ઞાનતાથી પણ દુર્ભાવ ન ી જાય, તેની સંપૂર્ણ કાળજી રાખવી.

૪૩ પ્રશ્ન૦ આગમો પીસ્તાલીસ કહેવાય છે, છતાં કેટલાક ીસ જ માને છે, તો તે વ્યાજબી છે?

ઉત્તર૦ નહિ જ. બત્રીસ આગમો માનનારા પણ નંદીસૂત્રને માને છે. તેમાં તમામ સૂત્રોની નોંધ પી છે. તેમાં ગણાવેલાં અનેક સૂત્રોમાંથી માત્ર બત્રીસ માનવાં અને બીજાંને નહિ માનવાં, એના જેવું ુચિત કાર્ય બીજું કર્યું હોઈ શકે? 'બત્રીસ સિવાયનાં ાં નવાં લખાએલાં છે'–એમ કહે, તો એ બત્રીસ

પણ નવાં નથી લખાયેલાં, એમાં શું પ્રમાણ છે? જો પરંપરા પ્રમાણ છે, તો એ જ પ્રામાણિક પરંપરાના આધારે બીજાં સૂત્રોને પણ માનવાં જ જોઇએ. વલી બત્રીસ સૂત્રો માનનારને એ બત્રીસમાં નહિ કહેલી એવી પણ બીજી ઘણી વાતો માનવી પડે છે. **વીસ વિહરમાનના અધિકાર, ધન્ના–શાલિભદ્રચરિત્ર, નેમ–રાજુલના** ભવ, **રામાયણ** વિગેરે ઘણી વસ્તુઓ બત્રીસ આગમોમાં નથી, છતાં તેઓને માનવી પડે છે: તો પછી પોતાને ફાવતી વાતોને માનવી અને નહિ ફાવતીને છોડી દેવી–એના જેવું અયોગ્ય બીજું શું ગણાય? ‘બત્રીસ સિવાયનાં બીજાં સૂત્રો માંહામાંહે મળતાં નથી, માટે માનતા નથી’–એમ કહેતા હોય, તો બત્રીસમાં પણ ઘણે સ્થળે વિરોધ દેખાય છે, તેનું કેમ? એ વિરોધ **નિર્યુક્તિ**, ભાષ્ય અને **ટીકાદિકને** માન્યા સિવાય ટળી શકતો જ નથી. કેટલાંક વચનો ઉત્સર્ગનાં હોય છે અને કેટલાંક અપવાદનાં હોય છે. કેટલાંક વિધિવાક્યો હોય છે અને કેટલાંક અપેક્ષાવાક્યો હોય છે. વળી કેટલાક પાઠાંતરો હોય છે, કેટલાંક ભય-સૂત્રો હોય છે અને કેટલાંક વર્ણનસૂત્રો હોય છે. એમ અનેક ભેદવાળાં સૂત્રો હોય છે. તેના ગંભીર આશયને સમુદ્ર સમાન બુદ્ધિના ધણી ટીકાકારો વિગેરે જ સમજી શકે–બીજાઓને એ વિષયનો સ્પર્શ પણ ન હોય. આમ છતાં, તુચ્છ બુદ્ધિને ધરનારા આત્માઓ સ્વમતિ–કલ્પનાએ ગમે તેમ કહે છે, પણ તેવાઓ જે કાંઈ કહે, તેને અસત્ય અને અપ્રમાણિક જ સમજવું જોઈએ.

૪૪ પ્રશ્ન૦ શ્રી જિનપ્રતિમા સંબંધી ઉલ્લેખો ક્યા ક્યા સૂત્રમાં છે?

ઉત્તર૦ સૂત્રોમાં સેંકડો ઉલ્લેખો શ્રી જિનપ્રતિમા અને તેની પૂજના મળી આવે છે.

(१)

શ્રી મહાકલ્પ સૂત્રમાં કહ્યું છે કે-

"से भयवं तहारुवं समणं वा माहणं वा चेइयघरे गच्छिज्जा? हंता गोयमा! दिणे दिणे गच्छिज्जा। से भयवं! जइ दिणे दिणे न गच्छिज्जा तओ पायच्छित्तं हविज्जा? हंता गोयमा! पायच्छित्तं हविज्जा। से भयवं किं पायच्छित्तं हविज्जा? गोयमा! पमाय तहारुवं समणं वा माहणं वा जई जिणहरे न गच्छिज्जा, तओ पायच्छित्तं छट्ठं उवदंसज्जा अहवा दुवालसम पायच्छित्तं उवदंसेज्जा। से भयवं! केणटेणं गच्छिज्जा? गोयमा! नाणदंसण-चरणरक्खणट्ठाणं गच्छिज्जा। जे केइ भयवं! समणो वा सया पोसहसालाए पोसह बंभधारी जो जिणघरे न गच्छिज्जा, तओ पायच्छित्तं हविज्जा? हंता गोयमा! हविज्जा। गोयमा! जहा साहू तहा भाणियव्वा छट्ठं अहवा दुवालसम पायच्छित्तं हविज्जा।"

**ભાવાર્થ—શ્રી ગૌતમસ્વામી** પૂછે છે-"હે ભગવન્! તથારૂપ શ્રમણ અથવા માહણ તપસ્વી ચૈત્યઘર અર્થાત્ જિનમંદિરે જાય?" ભગવાન્ કહે છે-"હા ગૌતમ! હંમેશાં નિત્યપ્રતિ જાય" ગૌ૦ "હે ભગવન્! જો નિત્યપ્રતિ નહિ જાય, તો પ્રાયશ્ચિત્ત આવે?" ભ૦ "હા ગૌતમ! પ્રાયશ્ચિત્ત આવે." ગૌ૦ "હે ભગવન્!

ઇત્યાદિ પાઠથી સ્પષ્ટ જણાય છે કે-ફક્ત સમ્યગ્-દૃષ્ટિ દેવો જ પૂજે છે અને તમામ દેવોની એ કરણી હોય, તો " सव्वेसिं वेमाणियाण देवाणय ॥ " એમ સર્વ દેવોને ઉદ્દેશીને પાઠ હોવો જોઇએ

આ રીતે જે દેવોની ભક્તિની ખૂદ શ્રી તીર્થંકર મહારાજા પ્રશસા કરે છે, જેઓ નિરતર શુભ ભાવનામા મગ્ન રહે છે, ગુરુઓના દર્શન કરવા તથા પ્રશ્નોત્તર પૂછવા વિનયસહિત આવે છે, એક ચિત્તે ભગવાનની તથા ગુરુઓની દેશના સાભળે છે, મિથ્યાદષ્ટિ દેવોના કરેલ ઉપદ્રવોને દૂર કરે છે, ધર્મભ્રષ્ટ થયેલા જીવોને ઉપદેશ આપી સ્થિર કરે છે અને વિવિધ પ્રકારે શાસનોન્નતિના કાર્યો કરે છે તે તમામ કાર્યોને ધર્મપક્ષમા ગણશો અને માત્ર મૂર્તિપૂજા કર્યાથી તેઓને અધર્મી ઠરાવવા પ્રયત્ન કરશો, તો તે કાર્ય તો મહા નીચતાભર્યું ગણાશે કારણ કે-પૂર્વોક્ત તમામ કાર્યોમા જો દેવ-તાઓ ભગવાનની સ્તુતિ, ભજન, સ્મરણ, વૈયાવચ્ચ આદિ કરી ધર્મના મહિમાને વધારે છે, તો શુ સિદ્ધા યતનમા જઈ જિનપ્રતિમાની સામે તેથી વિપરીત કરતા હશે ? અર્થાત્-ભગવાનની નિંદા કરતા હશે ? અથવા એવા બીજા ક્યા અધમ કૃત્યો કરતા હશે, કે જેથી તેમની કરેલ મૂર્તિપૂજાને નિરર્થક અને અશુભ પક્ષમા ગણવાનું મન થઇ શકે ? શ સ્ત્રમુજબ તો તેઓ શુભ ભાવયુક્ત 'नमोत्थुण। નો પાઠ કહી સ્તુતિ કરે છે નાટક, ગીતગાન, આદિ કરી પરમોત્કૃષ્ટ ગતિના બધને બાધે છે

શ્રી આવશ્યક સૂત્રમાં 'देवाणं आसायणाए' એ પાઠ કહી દેવતાની આશાતનાનો 'मिच्छामीदुक्कडं' દેવામાં આવે છે તે રીતે મિચ્છામિ દુક્કડં દેઇ ફેર આ પ્રમાણે અવર્ણવાદ બોલવા, એ ન્યાય ક્યાંનો ગણાય? શ્રી ઠાણાંગ સૂત્રના પાંચમા ઉદ્દેશે કહ્યું છે કે--સમ્યગ્દૃષ્ટિ દેવોની આશાતના કે નિંદા કરવાથી જીવ ચીકણા કર્મ બાંધે છે અને દુર્લભબોધિ એટલે જિનધર્મની પ્રાપ્તિ તેને જન્માંતરમાં દોહિલી થાય છે.

"पंचहि ठाणेहिं जीवा दुल्लभबोहियत्ताए कम्मं पकरेंति तं जहा-अरिहंताणमवन्नं वदमाणे (१) अरिहंतपणत्तस्स धम्मस्स अवण्णं वदमाणे (२) आयरिय उवज्झायाणं अवण्णं वदमाणे (३) चाउवण्णसंघस्स अवण्णं वदमाणे (४) विविक्त बंभचेराणं देवाणं अवन्नं वदमाणे (५)॥"

**ભાવાર્થ**-પાંચ સ્થાનકે જીવ દુર્લભબોધિપણાનું કર્મ બાંધે અને જૈનધર્મની પ્રાપ્તિ દોહિલી કરે છે તે પાંચ સ્થાનકના નામ કહે છે-(૧) અરિહંત ભગવાનના અવર્ણવાદ-નિંદા કરવાથી, (૨) અરિહંત ભગવાને પ્રરૂપેલ ધર્મના અવર્ણવાદ બોલવાથી, (૩) આચાર્ય ઉપાધ્યાયના અવર્ણવાદ બોલવાથી, (૪) ચતુર્વિધ સંઘનો અવર્ણવાદ બોલવાથી, તથા (૫) પાછલા ભવમાં પરિપૂર્ણ તપ તથા બ્રહ્મચર્ય શુદ્ધપણે પાળવાથી, દેવતાપણું પામ્યા એવા સમ્યગ્દૃષ્ટિ દેવોની નિંદા અવર્ણવાદ બોલવાથી જીવ દુર્લભબોધિપણાને ઉપાર્જન કરે. શ્રદ્ધા પૂર્વક જૈનધર્મની પ્રાપ્તિ ફરી મુશ્કેલ થઈ જાય.

તથા તે જ સૂત્રમાં કહ્યુ છે કે-તેમના ગુણગ્રામ કરવાથી જીવ સુલભબોધિ અર્થાત્ જિનભાષિત ધર્મને સુખે કરી પામવાવાળો થાય

આ રીતે સમ્યગ્દષ્ટિ તથા મિથ્યાદષ્ટિ દેવ વચ્ચે રાત અને દિવસનું અતર છે તેને યથાર્થ રીતે સમજી સમ્યગ્દષ્ટિ અને ઉપકારી દેવોને વિપરીત કે સામાન્ય કોટિમાં મૂકવાના પાપથી બચી જવું જોઇએ

**૫૫ પ્રશ્ન૦** કહેવાય છે કે શ્રી **મહાનિશીથ** સૂત્રના અમુક પાના નષ્ટ થવાથી કેટલાક આચાર્યોએ મળી ફરીથી તે તૈયાર કર્યા છે, તો પછી તેને માનવામા શકા કેમ ન રહે?

**ઉત્તર૦**તો પછી બાકીના સૂત્રો માનવામા પણ શકા રાખવી જોઇએ, કેમકે તે પણ આચાર્યોનાં જ બનાવેલાં છે, પણ આવો તર્ક શ્રી જિનપૂજા નહિ માનવાની મનોવૃત્તિમાંથી જ ઉત્પન્ન થએલો છે

શ્રી **મહાનિશીથ** સૂત્રમાં સ્થળે સ્થળે મૂર્તિપૂજાની પુષ્ટિ કરેલ હોવાથી, શ્રી **નંદીશ્વરદ્વીપ**માં આ સૂત્રની નોધ હોવા છતા તેનો અનાદર કરવા માટે આ વાતને આગળ ધરવામા આવે છે પરતુ શ્રી **મહાનિશીથ** ઉપરાત બીજા અનેક સૂત્રોમાં શ્રી જિનપ્રતિમા અને તેની પૂજનના પાઠો આવે છે, તેનું શુ ? શ્રી દેવર્દ્ધિગણિ ક્ષમાશ્રમણ મહારાજે લાખો ગ્રન્થો પુસ્તકારૂઢ કર્યા તેમાના શ્રી **નંદીસૂત્ર**મા સર્વે સૂત્રોની નોધ આપી છે એ જ નોધમાંનું આ શ્રી **મહાનિશીથ** છે શ્રી તીર્થંકર ગણધર મહારાજાની પરંપરાથી ચાલતી આવેલી પ્રણા-

લિકા મુજબ આ આચાર્યોએ તે સૂત્રનો પાછળનો ભાગ લોપ થઇ જવાથી પોતાને જેટલું મળી આવ્યું તેટલું શ્રી જિનાજ્ઞા મુજબ લખી દીધું. તેઓ આત્માર્થી ભવભીરૂ ગીતાર્થ હોવાથી, પોતાની મનઃકલ્પનાથી એક અક્ષરની પણ નવીન રચના કરી નથી. તેઓશ્રી લખે છે કે–" શ્રી **મહાનિશીથ** સૂત્રના અમુક પાનાનો નાશ થઈ જવાથી તે વિષે ગુરુપરંપરાથી જિનાજ્ઞાનુસાર જેટલો અધિકાર મલ્યો તેટલો અત્રે સ્થાપન કરેલો છે. અમારી બુદ્ધિથી કાંઈ પણ નવીન લેખ દાખલ કર્યા નથી. આથી સાબીત થાય છે કે જે અધિકાર ચાલ્યો જવાથી તેઓ પ્રાપ્ત ન કરી શકયા, તે અધિકારને સર્વથા છોડી દીધો. જો તેઓ પક્ષપાતી હોત તો યદ્વા તદ્વા ખરાખોટાં ગપ્પાં મારીને પુરૂં કેમ ન કરત ? પણ શુદ્ધ અંતઃકરણવાળા મહાત્માઓ એવું ઉત્સૂત્ર ભાષણ કદી ન કરે. પ્રાયઃ તમામ સૂત્રો ગણધરદેવોએ રચ્યાં હતાં તેટલા શ્લોકોની સંખ્યા પ્રમાણ આજ રહ્યા નથી. આચાર્યોને જેટલા જેટલા શ્લોકો યાદ હતા તેટલા તો લખી લઈ બાકીના છોડી દીધાં છે, તો પછી જ્યારે શ્રી **મહાનિશીથ**માં શંકા ઉત્પન્ન થાય છે તેવી શંકા બાકીના અંગસૂત્રોમાં પણ થવી જોઈએ. અહીં એટલું સમજવું અગત્યનું છે કે સમુદ્ર જેવા અગીયાર અંગ એક લોટામાં સમાઇ જાય તેવા રહી ગયા છે પણ પાણી તો એ જ સ્યાદ્વાદમય દ્વાદશાંગી રૂપ સમુદ્રનું જ છે તેમાં જરા પણ ફેરફાર નથી. શ્રી **મહાનિશીથ** સૂત્ર. પણ બાકીના સૂત્રોની માફક અક્ષરશઃ સત્ય છે.

સમુદ્ર સમાન ગભીર બુદ્ધિના ધણી પરોપકાર રત મહાન્ આચાર્યોને શ્રી જિનપ્રતિમાના દ્વેષથી મૃષાવાદી ગણી કલક લગાડવુ, એ મહા અનુચિત છે એક અક્ષર પણ સૂત્ર વિરુદ્ધ પ્રરૂપવાથી અનંત સંસારી થવાય, તો શુ આ આચાર્યોને પરભવનો ડર મુદ્દલ નહોતો ? વળી શ્રી **મહાનિશીથ**ને લખાયાને આજ લગભગ ચૌદસો વર્ષ થઇ ગયા અને તેમા શકા કરનારાઓને તો આજ સો બસો વરસ થયા છે ત્યારે વચલા હજાર બારસો વરસ સુધી કોઇ એવા કુતર્કો કરનાર પેદા કેમ ન થયા ? એ દરમ્યાન સેંકડો આચાર્યો અને સાધુઓ થઇ ગયા, જેઓએ નિ શકપણે એ સૂત્ર માન્ય કરી મસ્તકે ચઢાવ્યુ છે માટે તેની પ્રમાણિકતામા સદેહ ઉભો કરનારા જ અપ્રમાણિક સિદ્ધ થાય છે

**૫૬ પ્રશ્ન૦** શ્રી જિનેશ્વર ભગવાનને વદન-નમસ્કાર કરવા રૂપ ભાવ પૂજાથી લાભ છે તો પછી પુષ્પ-ફળાદિ ચઢાવવાથી શો ફાયદો ?

**ઉત્તર૦** સાધુ લોકોની પૂજા પણ ભાવથી જ કરવી જોઇએ સેંકડો કોસ ગાડી, ઘોડા, રેલ પ્રમુખ પર ચઢીને વદન કરવા જવામા શો ફાયદો છે ? મન થકી ઘેર બેઠા જ ભાવના ભાવી લેવી જોઇએ તથા આહાર, પાણી, વસ્ત્ર, પાત્ર, ઔષધ, ભેષજ, બાજોઠ, પાટ વિગેરેથી દ્રવ્ય પૂજા શા સારૂ કરવી જોઇએ ? તેમા તો પ્રત્યક્ષ હિંસા દેખાય છે સાધુ આહાર કરે, ઠલ્લે જાય, પેશાબ કરે, વરસાદની મોસમમા વરસતા વરસાદમા મળમૂત્રને પરઠવે, એમ કરતા અસખ્યાતા જીવો યાવત્ પચેન્દ્રિય

સુધીની હિંસા થાય, કદાપિ સાધુને અજીર્ણ સંબંધી રોગ પેદા થતાં તેઓ દુઃખ પામે, પેટમાં બેઇન્દ્રિયાદિ જીવો ઉત્પન્ન થાય અને નાશ પામે, એ સઘળું પાપ આહાર દેનારને કેમ નહિ લાગે ? વળી વસ્ત્ર મેલું થાય, જૂ તથા લીખ વિગેરે પડી જાય, માટે એવી સાવદ્ય દ્રવ્યપૂજા છોડીને નિરવદ્ય વંદન ભાવથકી કેમ નથી કરવામાં આવતું ?

જો કહેશો કે–' સાધુને દાન દીધાથી તો એકાંત નિર્જરા બતાવી છે '–તો પછી શ્રી જિનમૂર્તિની દ્રવ્યપૂજામાં કર્મબંધ થાય, એમ કયા સૂત્રમાં કહ્યું છે ?

વળી પૂજામાં વપરાતાં પુષ્પ વિગેરેના જીવ તો માત્ર એકેન્દ્રિય અવ્યક્ત ચૈતન્યવાળા છે. તેમાં તો તમે દોષ બતાવો છો અને સાધુને ઉષ્ણ અને મિષ્ટ ભોજન વહોરાવતાં, ઉઠ–બેસ કરતાં, સામે જતાં, પહોંચાડતાં વિગેરે ક્રિયામાં ઉપર કહ્યા મુજબ અનેક ત્રસ જીવોની હિંસા થઈ જાય છે, છતાં તેમાં તમે નિર્જરા બતાવો છો, એ ક્યાંનો ન્યાય ગણાય ? એકેન્દ્રિયની હિંસા કરતાં બેઇન્દ્રિયને મારવામાં વિશેષ પાપ છે, એમ અનુક્રમે પંચેન્દ્રિયને મારવામાં અનંતગુણું પાપ છે, તો વિચાર કરો કે–સાધુને દ્રવ્ય દાન દેતાં વધારે પાપ કે શ્રી તીર્થંકરની દ્રવ્યપૂજામાં વધારે પાપ ? જેમ સાધુને દાન દેવાનો હુકમ અનેક સૂત્રોમાં છે, તેમ શ્રી જિનેશ્વરની દ્રવ્યપૂજાનો હુકમ પણ અનેક સૂત્રોમાં છે. જે વાતનો નિષેધ નહિ તેનો હુકમ જ સમજવો.જેવી રીતે ગૃહસ્થપણે રહ્યા થકાં મુનિને દાન દેવાનું છોડે નહિ, તેમ દ્રવ્યપૂજા પણ ન છોડે

ને બીજાનો અનાદર કરવો, તે સ્પષ્ટ પક્ષપાત સિવાય બીજુ કાંઈ નથી કારણ કે-સમ્યક્ત્વની કરણીમા સુપાત્રદાન અને જિનપૂજા, એ બન્ને કાર્યોનો સમાવેશ થાય છે વળી એ પણ વિચારવા જેવુ છે કે-'ઇચ્છા રહિતને દાન આપવુ ઉત્તમ છે કે ઇચ્છાવાનને દાન આપવુ શ્રેષ્ઠ છે? સકર્મીને દાન આપવુ યોગ્ય છે કે અકર્મી એટલે કર્મ રહિતને દાન આપવું વિશેષ યોગ્ય છે?' વિચાર કરતા સહેજે માલુમ પડશે કે-ઇચ્છાવાન સકર્મી સાધુની દ્રવ્ય પૂજા કરતા પણ ઇચ્છારહિત અને કર્મમલથી સર્વથા દૂર એવા શ્રી વીતરાગદેવની દ્રવ્યપૂજા કરવી, ફળ-નૈવેદ્યાદિ વડે યથાયોગ્ય ભક્તિ કરવી, એ વિશેષ ફલદાયક છે એ કારણે, **શ્રી પ્રશ્નવ્યાકરણ**મા દ્રવ્યપૂજાને **'દયા'** શબ્દથી પણ સંબોધી છે તથા **શ્રી આવશ્યકસૂત્ર**મા પુષ્પાદિથી પૂજા કરતા સસારનો ક્ષય થાય, એમ કહ્યુ છે

**૫૭ પ્રશ્ન૦** શ્રી પ્રશ્નવ્યાકરણમાં આઠ નામ દયાના આપ્યા છે, તેમા પૂજા પણ દયામા કહી છે, પરતુ તે ભાવપૂજા કેમ ન સમજવી?

**ઉત્તર૦** અહીં ભાવપૂજા શું વસ્તુ છે, તે સમજવા જેવુ છે જે વખત દ્રવ્યપૂજા કરવામા આવે છે, તે વખતે દ્રવ્યપૂજા કરતા કરતા મનમા જે શુભ પરિણામ ઉત્પન્ન થાય છે, તેનું જ નામ ભાવપૂજા છે દ્રવ્ય વિના કોઈ કાળે ભાવ હોઈ શકે જ નહિ જેમ રસોઈ કરી હોય તો જ તે આહાર રૂપ દ્રવ્યથી સાધુને દાન દેવાની ભાવના ભાવી શકાય છે અને તેને જ ભાવ કહેવાય છે ખાલી ભાવના કોઈ પદાર્થ જ નથી બાર ભાવના જે છે, તે

પણ અમુક ગમુક દ્રવ્ય પર છે. શ્રી જિનેશ્વરના ગુણની પ્રશંસા કરવી તે સ્તુતિ કહેવાય, પરંતુ પૂજા નહિ : અને દ્રવ્યપૂજા કરનારની અનુમોદના કે પ્રશંસા કરવી, તે ભાવપૂજા કહેવાય.

અગર કોઈ સ્ત્રી રસોઈની સામગ્રી તૈયાર કર્યા સિવાય સાધુને દૂરથી આવતા જોઈ બારણું વાસી મેડીના ગોખે ચઢી મનમાં ભાવના ભાવે કે–" સાધુને આહારપાણી વહોરાવ્યાથી જીવ મુક્તિએ જાય."–તો આ ભાવના સાચી કે ખોટી ? સાર્થક કે નિરર્થક ? દ્રવ્ય–પદાર્થ વિનાની હોવાથી આ ભાવના ફોકટ છે. જ્યાં ચિત્ત, વિત્ત અને પાત્ર–એ ત્રણેનો જોગ મળે, ત્યાં જ અનુપમ લાભ થવાનો સંભવ છે. વિત્ત અને પાત્ર વિનાનુ કેવળ ચિત્ત શાસ્ત્રકારોએ વખાણ્યું નથી : કારણુ કે–મોટે ભાગે તે દંભ રૂપ બની જાય છે.

શ્રી આવશ્યકસૂત્રમાં " લોગસ્સ "ના પાઠમાં જે " कित्तिय वंदिय महिया " આવેછે, તેમાં " कित्तिय"નો અર્થ કીર્તિ અથવા સ્તુતિ કરી અને " वंदिय "નો અર્થ વંદણા કરી;–એ બે શબ્દો ભાવપૂજા વાચી છે, પરંતુ " महिया " શબ્દનો અર્થ " महिताः पुष्पादिभिः " અર્થાત્–પુષ્પાદિકે પૂજા કરી, એટલે એ વચન દ્રવ્યપૂજા આશ્રી છે : છતાં કેટલાક ભાવપૂજાનો ખોટો અર્થ કરી ભ્રમમાં પાડે છે, તે અસત્ય છે. કોઈ પણ ટીકાકાર અથવા ટબ્બાકારે એકલો ભાવપૂજાનો અર્થ કર્યો નથી,

૫૮ પ્રશ્ન૦ મૂર્તિને સ્નાન જ કરાવવુ છે, તો પછી કાચા પાણી કરતા અચિત્ત ગુલાબજલાદિ વડે કરાવવુ શુ ખોટુ ? ફૂલને બદલે કાગલના ફૂલો તથા એલાયચી, લવીંગ વિગેરે અચિત્ત વસ્તુઓ વાપરવી શી ખોટી ?

ઉત્તર૦ ભદ્રિક આત્માઓને સન્માર્ગથી ખસેડી દેવાનો આ એક કુટિલ તર્ક છે આ જાતિનો કુતર્ક કર નાર આત્માઓએ પોતાને ઘેર આ તર્ક શીખવનાર પોતાના ગુરુઓ ગોચરી માટે આવે ત્યારે કાગળ તથા કપડાની અચિત્ત રોટલીઓ વહોરાવવી, ગરમ પાણીને બદલે અચિત્ત ગુલાબજળ કે કેવડાજલ વિગેરે આપવું, પોતે પણ ઉપવાસ કરે ત્યારે કેવડાજલ કે ગુલાબજળ પીવુ તથા એકાસણુ કરે ત્યારે કાગલની રોટલીઓ ખાવી કારણ કે-પાણી ગરમ કરવાથી હિંસા થશે તથા રસોઈ કરતી વખત તો ષટ્કાયજીવનો નાશ થઈ જવાનો આ તમામ વૃથા તર્ક છે પૂજાની જે ઉચિત રીતિ છે અને પરપરાથી ચાલી આવે છે, તેને ફેરવી નાખવાથી ભયકર અનર્થ સિવાય બીજુ પરિણામ આવે નહિ કાગલના ફૂલ કે ગુલાબજળથી પૂજા કે દાન દેતા આજ્ઞાભગનો મહાન દોષ તો લાગે જ છે, પરતુ તે સિવાય બીજા પણ અનેક દોષોની પરપરા જન્મે છે ભક્તિના બદલે કેવળ અભક્તિ અને આશાતના જ થાય છે જેઓ મોજશોખ કે સાસારિક કાર્યપ્રસગોએ ફૂલના હારો, ગજરાઓ વિગેરે બનાવરાવી પાસે રાખે છે અને રખાવે છે તથા તેમા સેંકડો ફૂલોની હિંસા થઈ જાય તેના પાપનો જરા પણ ખ્યાલ ધરાવતા નથી, તેઓ પૂજામા વપરાતાં

ફૂલો, કે જે પ્રભુના અંગ ઉપર નિર્ભય સ્થાને ચઢે છે, તેમાં મોટું પાપ લાગી જવાના ભયને આગળ ધરે છે, માટે તેઓની ચતુરાઈ આડે માર્ગે ચઢી ગયેલી છે, એમ સમજવું જોઇએ. એવું કુશિક્ષણ આપનાર ગુરુને સામે લેવા જતાં, તે ગુરુઓના દીક્ષા તથા મરણના મહોત્સવમાં, સેંકડો કોસ વાંદવા જતાં અને વ્યાખ્યાનસભા ભરતાં,–એ વિગેરે કૃત્યોમાં એકેન્દ્રિય ઉપરાંત વિકલેન્દ્રિય, પંચેન્દ્રિય સુધીના જીવોની પ્રત્યક્ષ હિંસા થાય છે. તે નહિ જોતાં પૂજામાં એકેન્દ્રિય જીવોની હિંસાને આગળ કરવી, તે શ્રી જિનપૂજા રૂપી મહાન ધર્મથી સ્વયં ભ્રષ્ટ થવા સાથે અન્યને ભ્રષ્ટ કરવા માટે છે. પ્રાયઃ એવું કોઈ પણ ધર્મકાર્ય નથી, કે જેમાં હિંસાનો લેશ માત્ર પણ ન હોય. એટલા ખાતર જો ધર્મકાર્ય ત્યાજ્ય હોય, તો જગતમાં એક પણ કાર્યને ઉપાદેય ગણી શકાશે જ નહિ.

**૫૯ પ્રશ્ન૦** પ્રતિમાને જિનરાજ તુલ્ય માનવી અને તેને દાગીના–અલંકાર–આભૂષણાદિ ચઢાવવા, પુષ્પ, ધૂપ, સ્નાન, વિલેપનાદિ કરવું, એ શું વ્યાજબી છે? ત્યાગીને ભોગી બનાવવા જેવી એ ક્રિયા નથી?

**ઉત્તર૦** ત્યાગી અને ભોગીના ભેદની જેને ખબર હોય, તેનાથી આ પ્રશ્ન થઈ શકે જ નહિ. અર્હંત શબ્દનો વ્યાકરણના આધારે નીચે મુજબ અર્થ છે—

" अरिहंति वंदणनमंसणाइ, अरिहंति पूअसक्कारं।
सिद्धिगमणं च अरहा, अरहंता तेण वुच्चंति ॥१॥"

**અર્થ**—જે વંદન–નમસ્કારાદિ ( ભાવપૂજા )ને યોગ્ય છે, જેઓ ( ઇંદ્રાદિક દેવોએ કરેલ આઠ પ્રાતિહાર્ય રૂપ )

પૂજા અને સત્કારને યોગ્ય છે અને જેઓ સિદ્ધિગતિને પામવાને યોગ્ય છે, તેને અરહત કહેવાય છે આ રીતે અર્હંત નામ જ દ્રવ્યપૂજાને સૂચવે છે જેમના રાગ-દ્વેષ જડમૂળથી ઉખડી ગયા છે, તેઓ બીજાની કરેલ પૂજાથી લોગી કે રાગી કેવી રીતે બનવાના હતા? રાગ પેદા થવાનું કારણ જે મોહ-મમતા, તે તો સર્વથા નાશ પામી ગયેલ છે, તો પછી તેઓ કેવી રીતે લેપાય? જો પૂજાથી લોગી બની જશે, તો શું નિંદાથી નિંદનીય બનશે? નહિ જ પૂજા કે નિંદાથી તેમનો મહિમા વધતો કે ઘટતો નથી પૂજા તથા નિંદાની સાથે તેમને કાંઈ સબધ નથી પૂજક અગર નિંદક પુરુષને જ તે તે ક્રિયા શુભાશુભ ફળ દેનારી છે ભગવાનને કેવળજ્ઞાન થયા પછી આઠ પ્રાતિહાર્ય થવાનુ શ્રી સમવાયાગ સૂત્રમા વિગતવાર વર્ણન છે—

(૧) અશોકવૃક્ષ ભગવાનને છાયા કરે છે

(૨) પચરંગી જલસ્થલમા પેદા થએલ ફૂલો જાનુપ્રમાણ દેવતાઓ વરનાવે છે

(૩) દેવદુંદુભી આકાશમા વાગે છે

(૪) ચામરો બને બાજુ ઢોળાય છે

(૫) રત્નજડિત સુવર્ણસિંહાસન પ્રભુને બેસવા માટે હરદમ સાથે રહે છે

(૬) ભગવાનની પાછળ રત્નમય તેજના અબાર રૂપ ભામડલ રહે છે

(૭) દિવ્ય ધ્વનિ રૂપ પ્રાતિહાર્ય વડે મનોહર વીણાના સ્વરો થાય છે

(૮) એક પર બીજું એમ ત્રણુ ત્રણુ છત્રો પ્રભુના શિર પર રહે છે.

વળી લાખ્ખો અને કરોડો દેવો જય જય શબ્દથી સ્તુતિ કરતા થકા સાથે રહે છે. દેવો સમોસરણુ બનાવે છે, જેમાં–ચાંદીનો ગઢ અને સોનાના કાંગરા, સોનાનો ગઢ અને રત્નના કાંગરા, રત્નનો ગઢ અને મણિમય કાંગરા હોય છે અને વીશ હજાર પગથીયાં એકેક તરફ હોય છે; ભગવાન રત્નમય સિંહાસન ઉપર બેસી, ઇશાન કોણુમાં મુખ રાખી દેશના દે છે. બાકીની ત્રણુ દિશાઓમાં દેવતાઓ ભગવાનની ત્રણુ મૂર્તિઓ સ્થાપન કરે છે. તે તે દિશાઓમાંથી આવનારા મનુષ્યો અને તીર્યંચો તેને સાક્ષાત્ પ્રભુ જાણી નમસ્કાર કરે છે. પ્રભુ એક પોતાનું મુખ તથા ત્રણુ મૂર્તિનાં મુખ એવં ચાર મુખે અતિશય વડે દેશના આપે છે. ચાલતી વખત ભગવાન સુવર્ણુ કમલ પર પગ દઇ ગ્રામાનુગ્રામ સમોસરે છે. સુગંધી પવન, સુગંધી જલનો છંટકાવ અને પુણ્યવાન પુરુષોને લાયક એવા અનેક દિવ્ય પદાર્થો પ્રગટ થાય છે. આટલા પદાર્થોનું સેવન કરનાર તીર્થંકરોનું ત્યાગીપણું ગયું નહિ, કર્મ લાગ્યાં નહિ, ભોગી બન્યા નહિ; અને મુક્ત પરમેશ્વરની મૂર્તિ સન્મુખ પૂજકની કરેલી દ્રવ્યપૂજાથી તેમને ભોગી બનવાનો આરોપ કે આક્ષેપ કરવો, તે નરી અજ્ઞાનતા સિવાય બીજું શું છે? ભોગીપણું કાંઇ બાહ્ય પદાર્થોથી થતું નથી. તે તો આંતરિક મોહના પરિણામને આધીન છે. તેવા મોહને તો પ્રભુએ પ્રથમથી જ દેશવટો આપી દીધો છે. અલિપ્ત ભગવાનને જેમ પૂજાથી રાગ નથી,

તેમ નિંદાથી દ્વેષ પણ નથી જે જેવી રીતે કરે, તે તેવી રીતનું ફલ પોતાના આત્માને જ પ્રાપ્ત કરાવે છે જેમ સૂર્ય ભણી કોઈ થુકે અથવા સોનામહોર ફેંકે, તો તે ક્ષેપક તરફ પાછી આવે છે સૂર્યને તેથી કાંઈ લાગતું નથી ઇત્યાદિ દૃષ્ટાંતે પરમાત્માની પૂજા કે નિંદાથી પણ, પૂજક કે નિંદકને જ લાભ-હાનિ છે

શ્રી તીર્થંકરદેવો જન્મથી માંડી યાવત્ નિર્વાણ પર્યંત પૂજનીય અને વંદનીય છે કારણ કે-નિંદનીય વસ્તુના ચારે નિક્ષેપા જેમ નિંદનીય હોય છે, તેમ પૂજનીય વસ્તુના ચારે નિક્ષેપા પૂજનીય હોય છે દ્રવ્ય નિક્ષેપથી પ્રથમ જન્માવસ્થાનું આરોપણ કરી, જેમ ઇંદ્રાદિ દેવોએ સ્નાન કરાવ્યું, તેમ પ્રભુને જલથી સ્નાન કરાવી એવી ભાવના ધારણ કરવાની છે કે-"હે પ્રભુ ! જેમ જલ પ્રક્ષાલનથી આ બાહ્ય તાપનો નાશ થાય છે, તેમ ભાવ રૂપ શુચિજલથી મારા આત્મા સાથે રહેલ કર્મમલ નાશ પામો !" તથા યૌવનાવસ્થા કે રાજ્યાવસ્થાનું આરોપણ કરી, વસ્ત્ર-આભૂષણાદિ પહેરાવવામાં આવે છે, તે વારે ચિંતવવું કે-"અહો પ્રભુ ! આપને ધન્ય છે કે આ પ્રમાણે વસ્ત્રાભૂષણ, રાજ્યપાટ છોડી, સંયમ ગ્રહણ કરી, અનેક ભવ્ય જીવોને આપે તાર્યા હું પણ મારી અલ્પ ઋદ્ધિ અને પરિગ્રહને છોડી એવો ક્યારે થઈશ ?" એ રીતિએ કેસર, ચંદન, નૈવેદ્યાદિ ચઢાવી સર્વે ઠેકાણે જૂદી જૂદી ભાવના ભાવવામાં આવે છે ને કેવળી અવસ્થાનું આરોપણ કરી નમસ્કાર-સ્તુતિ આદિ કરવામાં આવે છે

શ્રી વીતરાગદેવ ગૃહસ્થાવાસમાં વસ્ત્રાભૂષણના ભોગી

હતા, છતાં તે અવસ્થાગાં પણ મન થકી તો ત્યાગી જ હતા: પરન્તુ તીર્થંકર પદવીનું નિકાચિત પુણ્ય ઉપાર્જન કરીને આવેલા હોવાથી, પ્રાતિહાર્યાદિ બાહ્ય ઋદ્ધિ પણ આવીને પ્રાપ્ત થાય છે અને તેને અલિપ્તપણે ભોગવવી પડે છે. પરન્તુ તે વખતે પણ તેઓ રાગ-દ્વેષરહિત શુદ્ધ ભાવમાં વર્તતા હોવાથી, નવાં કર્મ બાંધતા નથી: કારણ કે-કષાય-રહિત શુભ યોગથી કર્મબંધ થાય નહિ, રાગ-દ્વેષની ચોકડી ભળે તો જ કર્મબંધ થાય. વીતરાગ પ્રભુનું ખાવું, પીવું, બેસવું, ઉઠવું વગેરે સઘળું મોહ-મમત્વરહિત હોવાથી બંધના નહિ પણ નિર્જરાના હેતુ છે, જ્યારે અજ્ઞાની જીવો તે તે કાર્યોમાં મોહિત થઇ જવાથી કર્મ બાંધે છે.

પ્રભુ તો વીતરાગ છે, નિરાગી છે, તો પછી તેમની વસ્ત્રાલંકાર વડે પૂજા કરતાં તેમના નિરાગીપણામાં લેશ-માત્ર પણ ખામી શી રીતે આવવાની? ભગવાનની ત્રણ અવસ્થામાં પ્રથમ પિંડસ્થ અવસ્થાના ત્રણ ભેદ છે.

(૧) જન્માવસ્થા–નવરાવવું, પ્રક્ષાલન કરવું, અંગ લૂંછવું વિગેરે કરતી વખત જન્માવસ્થા ભાવવાની છે.

(૨) રાજ્યાવસ્થા-કેસર, ચંદન, ફૂલમાલા, ઘરેણાં, અંગ-રચના, વિગેરે કરતી વેળા રાજ્યાવસ્થા ભાવવાની છે.

(૩) શ્રમણાવસ્થા–ભગવાનનું કેશરહિત મસ્તક, કાયો-ત્સર્ગાસન વિગેરે જોઈ શ્રમણાવસ્થા ભાવવાની છે.

બીજી પદસ્થ અવસ્થા. પદ કહેતાં શ્રી તીર્થંકર પદ. અહીં કેવલજ્ઞાનથી માંડી મોક્ષ ગયા સુધીની કેવલી અવસ્થા ભાવવાની છે આ અવસ્થામાં પણ આઠ પ્રાતિહાર્ય

સહિત હોય છે અને રત્નજડિત સિંહાસન પર બેસે છે સોનાનો નિરતર સ્પર્શ કરતા છતા, તેમનો વીતરાગ ભાવ જતો રહેતો નથી અને જો જતો રહેતો હોત તો ગણધર મહારાજ તથા ઇંદ્રાદિ દેવો શા માટે વીતરાગ કહીને સ્તુતિ કરત? વીતરાગપણાનો ભાવ, એ કાંઈ બાહ્ય પદાર્થ નથી કિન્તુ અભ્યતર વસ્તુ છે

ત્રીજી રૂપાતીત અવસ્થા–તે રૂપ વગરની સિદ્ધપણાની અવસ્થા છે આ અવસ્થા પ્રભુને પર્યંકાસને, કાઉસગ્ગ ધ્યાને, શાત મુદ્રાએ બેઠેલા જોઈને ભાવવાની છે આવી અવસ્થામા પ્રભુને જોઈને, એ અવસ્થાની ભાવના ભાવતા આત્મામા અપૂર્વ શાતિ પેદા થાય છે

જેઓ પ્રાતિહાર્યાદિ પૂજાને ન માને, તેઓએ તો માત્ર નિર્વાણ અવસ્થાને જ માનવી જોઈએ પણ તેમ તો તો જ બની શકે કે–ભગવાનની એકાત નિર્વાણ અવસ્થા જ પૂજનીય હોય અને બાકીની અવસ્થાઓ અપૂજનીય હોય. પ્રભુની સર્વ અવસ્થાઓ પૂજનીય છે, તેથી તેમને પૂજવાની રીત પણ ઉપરોક્ત ત્રણ પ્રકારે શાસ્ત્રકારોએ ફરમાવી છે

વળી એક વાત એ પણ સમજવાની છે કે–જે સાધુને લોકો વાદે છે, પૂજે છે, તે સાધુઓ ત્યાગી છે કે ભોગી? જો ત્યાગી છે, તો પછી આહાર, પાણી આદિને કેમ ભોગવે છે? વદન–નમસ્કાર શા વાસ્તે લે છે? વસ્ત્ર, પાત્ર વિગેરે લેવાથી તેના ભોગી, અભિલાષી કે તૃષ્ણાવત સિદ્ધ થાય છે? જો નહિ, તો જેમ સાધુ–

મહાત્માઓ નિરાગીપણે પૂર્વોક્ત વસ્તુને ઉપયોગમાં લઈને સંયમસાધના કરે છે, છતાં ભોગી બની જતા નથી, તેમાં લેપાઈ જતા નથી, માત્ર સેવકપુરુષો યથોચિત ભક્તિ કરીને સ્વઆત્મકલ્યાણ સાધે છે, તેમ શ્રી વીતરાગદેવની પૂજા માટે પણ સમજી લેવું.

૬૦ પ્રશ્ન૦ ભગવાન તો સાધુ છે. તેમને કાચા પાણી વડે સ્નાન કરાવવામાં ધર્મ કેમ સંભવે?

ઉત્તર૦ ઉપર જણાવી ગયા તેમ ભગવાન તો જન્મથી માંડી પૂજનિક હોવાથી જન્માવસ્થાને આરોપી સ્નાન તથા યૌવનાવસ્થાને આરોપી વસ્ત્રાલંકાર પહેરાવવામાં આવે છે. જેમ શ્રદ્ધાળુ શ્રાવકસંઘને માલુમ પડે કે–'અમૂક પુરુષ યા સ્ત્રી દીક્ષા ગ્રહણ કરનાર છે'–તો તેને એક બે માસ સુધી ઘરે ઘરે જમાડવામાં આવે છે: સ્નાન કરાવી, વસ્ત્રાભૂષણ પહેરાવી, વરઘોડે ચઢાવી ફેરવવામાં આવે છે: તે કાંઈ સગપણ–સંબંધને અંગે કરવામાં આવતું નથી, માત્ર ભક્તિ નિમિત્તે જ કરવામાં આવે છે, છતાં પણ તે જ જ્યારે સાધુ થઈ જાય છે ત્યારે તેમાંનુ કાંઈ કરી શકાતું નથી. અર્થાત્–ભાવનિક્ષેપા આશ્રી કાર્યો અને દ્રવ્યનિક્ષેપા આશ્રી કાર્યો જૂદાં જૂદાં હોય છે. ભગવાનને સ્નાનાલંકારાદિ દ્રવ્ય નિક્ષેપની ભક્તિને આશ્રી છે, કિન્તુ ભાવનિક્ષેપને આશ્રી નહિ. મૂર્તિની ભક્તિ ચારે નિક્ષેપને આશ્રીને કરવાની હોય છે.

વળી શ્રી તીર્થંકર મહારાજાઓએ તો ચાર ઘનઘાતી કર્મોનો ક્ષય કરી નાખ્યો છે. કર્મબંધનનું મળ જે મોહ–તેને

બાળીને ભસ્મીભૂત કરી નાખ્યો છે નવા કર્મનો બધ પ્રભુને વીતરાગ હોવાથી ન પડે, એમ શ્રી **ભગવતી** તથા શ્રી **પન્નવણા** આદિ સૂત્રોમા ફરમાવ્યું છે જ્યારે સાધુને તો ચાર કષાય, છ લેશ્યા અને આઠે કર્મ ખપાવવાનુ બાકી છે તેથી સામાન્ય સાધુ અને ભગવાનની પૂજાનો કલ્પ એક સરખો કેમ હોય ? ભગવાન સોનાના સિહાસન પર બેસે છે, પણ સામાન્ય સાધુ જો સોનાનો સ્પર્શ કરે તો પણ દોષ લાગે કારણ કે-સાધુને મોહ પેદા થવાનું તે કારણ છે પ્રભુને પચીશ ક્રિયામાથી એક ઇરિયાપથિકી ( રસ્તે ચાલવાની ) ક્રિયા માત્ર લાગે છે અને તે પણ પ્રથમ સમય લાગે, બીજા સમયે ભોગવે અને ત્રીજા સમયમા ક્ષય કરે! માટે કયા કેસરીસિંહ ને કયા હરણુ ? કયા રાજા ચક્રવર્તી ને કયા એક ભિક્ષુક ? તેમ શ્રી વીતરાગદેવ તથા છદ્મસ્થ સાધુ વચ્ચે મહાન અતર છે, એટલે બનેની પૂજાનો વ્યવહાર પણ એક સરખો કયાથી હોઈ શકે ?

તથા મૂર્તિ એ ભગવાનના ગુણોનું સ્મરણ કરાવવા માટેનું એક આલબન છે, તેથી કાચા પાણીના સ્નાનનો દોષ તેને કેવી રીતે લાગે ? સાક્ષાત્ પ્રભુની પૂજાનો અને તેમની મૂર્તિપૂજાનો કલ્પ ન્યારો જ રહેવાનો છે જેમકે-સાક્ષાત્ પ્રભુને કદી રથમા બેસાડીને ભક્તિ કરવામા નથી આવતી, જ્યારે પ્રભુની મૂર્તિને ભક્તિ માટે રથમા સૌ કોઇ બેસાડે છે ઇત્યાદિ ઘણા પ્રકારે ભાવ અરિહતની અને સ્થાપના અરિહતની ભક્તિ કરવાની રીતિમા ફરક પડે છે

**૬૧ પ્રશ્ન૦** ભગવાન તો આધાકર્મી કે અભ્યાહૃત આહાર વહોરતા નહિ, તો પછી તેમની મૂર્તિ પાસે બનાવેલો, વેચાતો લાવેલો કે સામો લાવેલો આહાર કેમ મૂકાય ?

**ઉત્તર૦** આધાકર્મી આદિ આહાર ન લેવા સંબંધી વિચાર તો દીક્ષા ગ્રહણ પછીનો છે અને નૈવેદ્યાદિ દ્રવ્ય-પૂજા તો તે પહેલાંની અવસ્થાનો વિષય છે, એ ખૂલાસો ઉપર થઈ ગયો છે. જેમ સાધુ થનાર પુરુષને ઘરે ઘરે જમાડવામાં આવે છે, પણ સાધુ થયા પછી નહિ. અર્થાત્ નૈવેદ્યાદિ પૂજા દ્રવ્યનિક્ષેપા આશ્રી છે, ભાવનિક્ષેપા આશ્રી નહિ. જેમ ઈંદ્ર મહારાજા તથા અન્ય દેવો ભગવાનના જન્મમહોત્સવ વેળા અનેક ઉત્તમ દ્રવ્યોથી પ્રભુનું અર્ચન કરે છે તથા પાછલથી પણ દેવતાઓ વારંવાર આવી ભક્તિ કરે છે, તેમ પ્રભુની છદ્માવસ્થાને આશ્રી ઉપર્યુક્ત ભક્તિનું વિધાન છે, તેથી તેમાં દોષારોપણ કરવું વ્યર્થ છે.

**૬૨ પ્રશ્ન૦** નાનકડી મૂર્તિની આગળ નૈવેદ્યના ઢગલે ઢગલા કરવામાં આવે છે, તે શું અયુક્ત નથી ? મૂર્તિને શું ખાવાની જરૂર પડે છે ?

**ઉત્તર૦** આ પ્રશ્ન સર્વથા અઘટિત છે. નૈવેદ્ય કાંઈ મૂર્તિને ખાવા સારૂ નથી ધરાવાતું, કિન્તુ પૂજક પુરુષ પોતાની ભક્તિ માટે તે ધરે છે. પૂજ્યને તેમાં કાંઇ પ્રયોજન નથી. મૂર્તિ ખાતી નથી તેથી જ તેની સન્મુખ એ ભાવના ભાવવાની છે કે–"હે પ્રભુ ! આપ નિર્વેદી તથા સદા અનાહારી છો. આપની પાસે હું આ આહાર મૂકું છું તે એવા ભાવથી કે–હું આ આહાર અને નૈવેદ્યનો

(૫૬) મોક્ષને પ્રાપ્ત કરૂ ! તથા વળી હે દેવાધિદેવ ! આ આહાર અનેક પાપારભ કરીને તૈયાર કર્યો છે ને તે આહાર હું ખાઈશ તો તેથી વળી તેના આસ્વાદ નથી મારામા રાગ–દ્વેષની પરિણતી જાગૃત થશે જેટલો આહાર હું આપને ચઢાવીશ, તેટલા આહાર સબધી રાગ–દ્વેષની પરિણતી કમ થશે, ભક્તિનો લાભ મળશે અને પરપરાએ મુક્તિફલનો સ્વાદ ચાખવાનું સૌભાગ્ય પણ પ્રાપ્ત થશે

૬૩ પ્રશ્ન૦ ભગવાન અપરિગ્રહી છે તેમને પૈસાટકાદિ ધન ચઢાવી પરિગ્રહી બનાવવાની શી જરૂર છે?

ઉત્તર૦ આ કુતર્ક પણ ઉપર્યુક્ત પ્રકારનો જ છે, છતા તેના ઉપર ફરી વિચાર કરીએ પ્રથમ પરિગ્રહ કોને કહેવાય ? ખાન, પાન, વસ્ત્ર, અલકાર, ધન, ધાન્ય વિગેરે આઠ ફરસી પુદ્‌ગલ છે, નજરે જોઇ શકાય છે, એક બીજાના આપ્યા આપી શકાય છે, પણ અઢાર પાપસ્થાનકના પુદ્‌ગલ ચૌફરસી છે, જેને કેવલી ભગવાન સિવાય કોઈ જોઈ શકે નહિ અને તેથી પાપના પુદ્‌ગલો એક બીજાના આપ્યા આપી શકાય નહિ પરિગ્રહ, એ પાચમુ પાપસ્થાનક છે મોહ, મમત્વ, તૃષ્ણા વિગેરે તેના પ્રકાર છે પરમાત્માનો મોહ–મમતા રૂપ પરિગ્રહ તો સર્વથા બળીને રાખ થઈ ગયો છે તથા બીજાનો આપ્યો હવે આપી શકાતો નથી, તો પછી અપરિગ્રહી અને નિર્મોહી ભગવાન બીજાના કર્યા સપરિગ્રહી કે સમોહી કેવી રીતે થઈ શકવાના ?

વળી શ્રી જિનપ્રતિમાની સન્મુખ દ્રવ્ય ચઢાવતા

પૂજકની ભાવના કેવી હોય છે, તે પણ સમજવા યોગ્ય છે. દ્રવ્ય ચઢાવતી વખતે પૂજક ચિંતવે કે–"હે પ્રભુ! હું જે ધન પેદા કરૂં છું, તેમાં અનેક પ્રકારના કર્મબંધ થાય છે. તથા વળી તે ધનને સાંસારિક કાર્યમાં ખરચવાથી ઉલટી વિશેષ પાપવૃદ્ધિ થાય છે: તો મારા આ ધનમાંથી મારા ભાવ પ્રમાણે જેટલું ધન પ્રભુભક્તિની અંદર ખરચું તો તેથી પાપબંધન રોકાઈ જાય તથા પુણ્યનો બંધ પડે. વળી આ ધન અંતે મારૂં નથી. મારાથી તેનો સ્વભાવ ભિન્ન છે. હું તો ચેતન છું. તે જડ છે. વાસ્તે તે પરથી જેટલો મૂર્છામોહ ઉતરે તેટલો મારે ઉતારવા યોગ્ય છે." આ રીતે પોતાનો પરિગ્રહ અને પોતાની મોહમમતા ઘટાડવા સારૂ પ્રભુભક્તિ આદિ ધાર્મિક કાર્યોમાં દ્રવ્ય ખરચાય છે. જેટલા અંશે સુકૃતમાં દ્રવ્ય વાપરવાની ઇચ્છા થઈ, એટલે અંશે તૃષ્ણા ઓછી થાય છે અને જેટલા અંશે ધનસંચય કરવાની ઇચ્છા કરી, તેટલા અંશે પરિગ્રહ અને લોભસંજ્ઞાની વૃદ્ધિ થાય છે.

મુનિજનો પણ સંયમનિર્વાહાર્થે વસ્ત્ર, પાત્ર, પુસ્તક વિગેરે રૂપી પદાર્થો ગ્રહણ કરે છે. કાયા એ પુદ્ગલ છે, તેને પણ તેઓએ ધારણ કરી છે. આહાર, પાન આદિ પણ તેઓ કરે છે. શિષ્યસમુદાય પણ તેઓને હોય છે. આ સર્વે રૂપી પુદ્ગલો જ છે. તે બધાને જો પરિગ્રહ ગણશો, તો સાધુઓનું પાંચમું વ્રત સર્વથા નષ્ટ થયું જ સમજવું પડશે અને કોઇ પણ સાધુનો મોક્ષ થઇ શકશે જ નહિ. પરંતુ આજ સુધી અનંતા મુનિઓ મોક્ષે ગય

હોવા છતા પણ તેઓ તેમા લુબ્ધ અને મમતાવાળા નહિ હોવાથી અપરિગ્રહી જ કહેવાય છે, તેમ શ્રી વીતરાગ પણ અપરિગ્રહી જ છે

**મરૂદેવી** માતા હાથીની અસ્વારીએ બેઠા થકા, કરોડોના ઘરેણા પહેરેલા છતા, આતરિક મોહ ઉપશમ તાની સાથે જ કેવલજ્ઞાન થયું તથા છ ખંડના ધણી **ભરત** ચક્રવર્તિને પણ ગૃહસ્થાવાસમા કેવળજ્ઞાન ઉત્પન્ન થયું, તેથી કેવળ બાહ્ય પદાર્થોના યોગને પરિગ્રહ કહી શકાતો નથી બાહ્ય પદાર્થોના યોગને જ પરિગ્રહ કહીએ, તો એક ભિક્ષુક કે જેની પાસે પહેરવા વસ્ત્ર કે ખાવા અન્ન અથવા ફૂટી કોડી પણ નથી, તેને તો પરમ નિષ્પરિગ્રહી અને મહા ત્યાગી સમજવો જોઈએ પણ તેમ તો કોઈ માનતું નથી કારણ એ છે કે-તે ભિક્ષુકો પાસે બાહ્ય પદાર્થો નહિ હોવા છતા, અભ્યતર પરિગ્રહ જે તૃષ્ણા, તે તો ભરેલી જ છે તેથી તેનું ક યાણ થઇ શકતુ નથી આથી સિદ્ધ થાય છે કે-ઇચ્છા, તૃષ્ણા વિગેરે પાપના પુદ્ગલો સૌ સૌના પોતાની પાસે જ રહે છે, તેની આપ-લે થઈ શકતી નથી જે નિષ્પરિગ્રહી છે, તે જેમ બીજાના કર્યા પરિગ્રહી થતા નથી, તેમ વીતરાગને ભક્તિ નિમિત્તે દ્રવ્ય ચઢાવવાથી વીતરાગ પરિગ્રહી બની જતા નથી

૬૪ **પ્રશ્ન૦** દાન શીલ તપ ને ભાવના એ ચાર પ્રકારના ધર્મ છે તેમા મૂર્તિપૂજા કયા પ્રકારના ધર્મમા આવે છે?

**ઉત્તર૦** મૂર્તિપૂજામા ચારે પ્રકારના ધર્મ મોજૂદ છે અને તે નીચે મુજબ-

પ્રથમ સુપાત્રદાન ધર્મ. તેના બે ભેદ. (૧) અકર્મી (કર્મરહિત) સુપાત્રદાન. (૨) સકર્મી સુપાત્રદાન. પાત્ર પણ બે પ્રકારનાં છે. એક રત્નપાત્ર તથા બીજું સુવર્ણ-પાત્ર. શ્રી તીર્થંકર અને સિદ્ધ કર્મરહિત, આશા-તૃષ્ણા-રહિત રત્નપાત્ર છે. તેમને ઉત્તમ પદાર્થો અર્પણ કરવા, તે અકર્મી સુપાત્રદાન ગણાય. બીજું સકર્મી સુપાત્ર સુવર્ણપાત્ર, તે સુસાધુ. તેમને દાન દેવાથી પણ સુપાત્ર-દાન કહેવાય. સાધુઓ આઠ કર્મ સહિત છે, લેશ્યા પણ છએ છે, ક્ષુધા-તૃષા શાંત કરવા તથા શીતોષ્ણ-પરીષહ નિવારવા અનેક વસ્તુઓના અભિલાષી પણ છે. સિદ્ધ પરમાત્મા અને કેવલીમહારાજના મુકાબલામાં છદ્મસ્થ સાધુ અત્યંત તુચ્છ છે. છતાં તેમને દાન દેતાં ગૃહસ્થ પુણ્ય-ઉપાર્જનનો મહાન લાભ પ્રાપ્ત કરે છે તથા અનુક્રમે મોક્ષગતિને પણ પ્રાપ્ત કરી શકે છે, તો પછી ઇચ્છારહિત, અકર્મી એવા શ્રી સિદ્ધભગવાનની સન્મુખ ભાવયુક્ત ઉત્તમોત્તમ દ્રવ્ય અર્પણ કરતાં અષ્ટ સિદ્ધિ, નવ નિધિ તથા મુક્તિપદની પ્રાપ્તિ થાય, તેમાં શું શક હતો ? એક સ્થળે કહ્યું છે કે—

"देहीति वाक्यं वचनेषु नेष्टं,
नास्तीति वाक्यं ततः कनिष्टं।
गृहाण वाक्यं वचनेषु राजा,
नेच्छामि वाक्यं राजाधिराजः ॥ १ ॥"

**ભાવાર્થ**-અમૂક વસ્તુની યાચના કરવી કે-"મને તે વસ્તુ દ્યો."-એ મહા નીચ વચન છે. વસ્તુ માગવા છતાં ન આપવી અને ના કહેવી, એ તેના કરતાં પણ નીચ

વચન છે. વસ્તુ સન્મુખ કરી કહેવું કે–"આ વસ્તુ લો"–એ રાજવચન યાને ઉત્તમ વચન છે અને લેનાર પુરુષ કહે કે–"મારે ઇચ્છા નથી"–આ વાક્ય તો રાજાધિરાજ અર્થાત્ સર્વોત્તમ છે. માટે ઇચ્છા–તૃષ્ણા-રહિત ભગવાન સર્વપાત્રશિરોમણિ સુપાત્ર છે. તેમની સન્મુખ દ્રવ્ય ચઢાવી પૂજા કરતાં, પ્રથમ "દાનધર્મ" ઉચ્ચ રીતિએ સિદ્ધ થાય છે.

**બીજો શીલધર્મ**–તે પાંચે ઇંદ્રિયોને વશમાં રાખવી તેને કહેવાય છે. ગૃહસ્થ જ્યારે ભાવયુક્ત દ્રવ્યપૂજા કરે છે, ત્યારે પાંચે ઇંદ્રિયો સંવરભાવને પ્રાપ્ત કરે છે. એથી શીલધર્મ પણ સિદ્ધ થાય છે.

**ત્રીજો તપોધર્મ**–તે છ બાહ્ય તથા છ અભ્યંતર એમ બાર પ્રકારે છે. તેમાં શ્રી જિનપ્રતિમાને પૂજતી વખતે પૂજનકાળમાં ચારે પ્રકારના આહારનો ત્યાગ હોવાથી બાહ્ય તપ થયો તથા ભગવાનનો વિનય, વૈયાવચ્ચ, ધ્યાન આદિ કરવાથી અભ્યંતર તપ થાય છે.

**ચોથો ભાવધર્મ**–તે શુભ ભાવ થવાને લીધે જ શ્રાવક ભક્તિ–પૂજા કરે છે. હજારો, લાખો રૂપીઆ ખરચી દેરાસરો વિગેરે બંધાવવાં, તે ભાવ વિના અશક્ય પ્રાયઃ છે. પૂજન કરતી વખતે શ્રી તીર્થંકરદેવોનાં પાંચે કલ્યાણકોની ભાવના ભાવવી, એ પણ ભાવધર્મ છે.

આવી રીતિએ વિવેકપૂર્વક વિચારવાથી સમજી શકાય તેમ છે કે–શ્રી જિનેશ્વરની મૂર્તિપૂજામાં પણ ચારે પ્રકારના ધર્મ એક સાથે આરાધાય છે.

૬૫ પ્રશ્ન૦ "आरंभे नत्थी दया।" એ સૂત્રવચન છે, તેથી દયામાં જ ધર્મ છે પણ આરંભમાં નહિ. શ્રી જિનપૂજામાં તો આરંભ થાય છે, તેથી ધર્મ કેમ હોઈ શકે?

ઉત્તર૦ માત્ર એક પદ બોલી બાકીની ગાથા છોડી દેવાથી અર્થનો અનર્થ થાય છે. આખી ગાથાનો પૂર્વાપર સંબંધ મેળવીને અર્થ કરવાથી જ સત્ય પદાર્થનું જ્ઞાન થાય છે. તે આખી ય ગાથા એવા અર્થને જણાવનારી છે કે-"આરંભમાં દયા નથી, આરંભ વિના મહાપુણ્ય નથી, પુણ્ય વિના કર્મની નિર્જરા નથી અને કર્મની નિર્જરા વગર મોક્ષ નથી."

એવું કયું કામ છે, કે જેમાં આરંભ અર્થાત્ દ્રવ્ય-હિંસા ન હોય? પણ ક્રિયાની પ્રશસ્તતા અને અપ્રશસ્તતા તથા તે સમયનો આત્માનો ભાવ એ વિગેરે ખાસ વિચારવું જોઈએ. શુભ ભાવમાં વર્તતાં થકાં દ્રવ્ય હિંસાનુ પાપ ન હોય. એ માટે શ્રી **ભગવતી** સૂત્ર ફરમાવે છે કે—

"शुभजोगपडुच्च अणारंभ।"

અર્થાત્-જ્યાં મન, વચન, કાયાના શુભ જોગ હોય, તેવા આરંભને શ્રી તીર્થંકરદેવ અનારંભ કહે છે: તેથી કર્મબંધન હોય નહિ.

સાધુ નદી ઉતરે, વિહાર કરે, ગોચરી કરે, પડિલેહણા કરે, ઇત્યાદિ કાર્યો જાણી જોઇને કરે છે. અગર અજાણપણે કરવાનું કહેશો તો મહાદૂષણ લાગશે, કારણ કે-સાધુને કરવા, નહિ કરવા યોગ્ય કાર્યની ખબર જ નહિ, તો પછી તે શંકારહિત સમ્યગ્દૃષ્ટિ શી રીતે કહેવાશે?

જેમ તે કામોમા ભગવાનની આજ્ઞા છે ને સાધુ શુભ ભાવમા વર્તતા હોવાથી કર્મ બાંધે નહિ, તેમ શ્રાવકને પણ દ્રવ્યપૂજામા તથા સાધુને આહાર દેવામા શ્રી જિનાજ્ઞા છે તેમા જો કે–હિંસા દેખાય છે, તો પણ તે સ્વરૂપ હિંસા હોવાથી તથા પરિણામ હિંસાના નહિ પણ શ્રી દેવગુરુની ભક્તિના હોવાથી, અનારભી છે

અહીં એમ કહેશો કે–'દ્રવ્યપૂજામા તો પ્રત્યક્ષ હિંસા જણાય છે, તેથી તેમા ધર્મ કેમ સભવે ?' તો તે વચન પણ વ્યાજબી નથી 'પ્રત્યક્ષ જીવને ન મારવા !'–એને જ જો 'અહિંસક ભાવ' માનશો, તો સૂક્ષ્મ એકેન્દ્રિય (લોકવ્યાપી પાચે સ્થાવર)મા શુદ્ધ અહિંસકભાવ હોવાનું માનવુ જોઇએ કારણ કે–તેઓ બિચારા હિંસાનું નામ નિશાન પણ સમજતા નથી અને કોઈ પણ જીવની પીડામા નિમિત્ત બનતા નથી, તેથી તેઓ જ ખરેખરા અહિંસક સિદ્ધ થશે અને તેઓ જો અહિંસક સિદ્ધ થાય, તો સૌથી પહેલા મુક્તિ પણ તે જીવોની થવી જોઇએ પરન્તુ આવુ વિપરીત બનવું ત્રણે કાળમા સંભવિત નથી માટે સાચી અહિંસાની વ્યાખ્યા 'જીવને ન મારવા' તેટલી જ નથી, કિન્તુ–'વિષય-કષાય રૂપ પ્રમાદના યોગે જીવને ન મારવા'–તેનું જ નામ સાચી અહિંસા છે શ્રી જિનપૂજામા પ્રમાદના અધ્યવસાય નથી, પણ ભક્તિના શુભ અધ્યવસાય છે અને તેથી તેને જૈનશાસ્ત્ર મુજબ હિંસા કદી પણ કહી શકાય નહિ

આ રીતે જે પુણ્ય દ્રવ્ય તથા ભાવ અહિંસાનું સ્વરૂપ જાણી, અહિંસાને આચરે, તે જ ખરો અહિંસક

ગણાય: બાકીના મનુષ્યો તો 'દરવાજા મોકળા અને બારીએ ડૂચા'ની કહેવતને અનુસરી અહિંસાના સત્ય માર્ગથી ચૂકી જાય છે.

કેટલાંક કાર્યોમાં પ્રત્યક્ષ હિંસા આદિ હોવા છતાં પણ, તે તે કાર્યોને તેવા તેવા પ્રસંગોએ આદરવાની આજ્ઞા, સાધુ મુનિરાજને શાસ્ત્રે ફરમાવી છે. જેમ કે—

(૧) **શ્રી ભગવતીજીમાં** કહ્યું છે કે–શ્રીસંઘનું કારણ પડે તો લબ્ધિવંત સાધુ તલવાર હાથમાં લઈને આકાશમાર્ગે જાય.

(૨) **શ્રી ઠાણાંગસૂત્ર** તથા **શ્રી બૃહત્કલ્પસૂત્રમાં** કહ્યું છે કે–કાદવમાં તથા જલમાં ખૂંચેલી સાધ્વીને બહાર કાઢતાં થકાં, સાધુ શ્રી જિનાજ્ઞાને અતિક્રમે નહિ તથા સાધુ–સાધ્વીના પગમાં કાંટો કે ખીલો વાગે અથવા આંખમાં રજ પડે અને કોઈ કહાડનાર ન હોય, તો તેઓ પરસ્પર પણ કાઢે.

(૩) **શ્રી સૂયગડાંગ** સૂત્રમાં કારણવશાત્ આધાકર્મી આહાર લેતાં સાધુને દોષ ન લાગે, એમ કહ્યું છે.

(૪) **શ્રી આચારાંગસૂત્રમાં** સાધુને નદી ઉતરવાની તથા ખાડામાં પડી જાય તો ઝાડની ડાળી કે ઘાસ વિગેરેને પકડીને બહાર નીકળવાની આજ્ઞા છે.

(૫) શ્રી ઉવવાઈ સૂત્રમાં કહ્યું છે કે–શિષ્યની પરીક્ષા કરવા સારૂ ગુરુ તેના પર ખોટા દોષ આરોપે.

હવે જો પ્રત્યક્ષ જીવ ન મારવા તેને જ અહિંસા કહેશો,

તો પંચમહાવ્રતધારી સાધુને તો ત્રિવિધ ત્રિવિધ હિંસાનાં પચ્ચક્ખાણ છે, છતાં તેમને ઉપરનાં કામો કરવાનું કહ્યું છે, તેનું શું? એમાં તમો કહો છો તેવી હિંસા તો સ્પષ્ટપણે રહેલી જ છે: એટલે સાધુ જો ઉપર જણાવ્યા મુજબનાં આજ્ઞાવિહિત કાર્યો કરે, તો તેથી તેમનાં વ્રતોનું ખંડન થશે કે નહિ? તથા ખાતાં, પીતાં, ઉઠતાં, બેસતાં પણ તમે કહો છો તેવી હિંસા તો થાય જ છે, તો તે હિસાબે તેઓ હિંસક કે અહિંસક? ભગવાને તો, એ પ્રકારે જીવોની ઘાત થવા છતાં પણ, યતનાવાન સાધુઓને આરાધક કહ્યા છે. ધર્મનિમિત્તે શુભ ભાવે કોઈ કામ કરતાં હિંસા થાય, તો પણ શાસ્ત્રે વિરાધક-પણું માનેલું નથી. સાધુને જ્યારે આ પ્રમાણે અધિક લાભ જાણીને હિંસાયુક્ત લાગે તેવાં પણ કાર્યો કરવાનો હુકમ છે, તો પછી શ્રાવકને ધર્મનિમિત્તે આરંભ કરતાં પાપ લાગે, એમ કેમ બને? તેવાં કાર્યોને તો ભગવાન શુભાનુબંધી કહે છે જેમકે—

(૧) સૂર્યાભ દેવના સામાનિક દેવોએ ભગવાનને સમવસરણ આદિ રચી ભક્તિ કરવા ઇચ્છા બતાવી, ત્યારે ભગવાને કહ્યું કે–"તમારો એ ધર્મ છે. મેં તથા બીજા તીર્થંકરોએ આજ્ઞા આપેલ છે!" ઇત્યાદિ. એક યોજન પ્રમાણ જમીન સાફ કરવામાં અસંખ્યાતા વાયુકાય,-વનસ્પતિકાય અને ત્રસકાય તથા બીજા જીવજંતુ આદિનો સંહાર થઈ જાય, છતાં ભગવાને તો તેમાં દેવતાઓની ભક્તિને પ્રધાન ગણી આજ્ઞા આપી છે.

(૨) શ્રી રાયપસેણી સૂત્રમાં ચિત્ર પ્રધાન, કપટ કરીને ઘોડા દોડાવી, પ્રદેશી રાજાને શ્રી કેશી ગણધર મહારાજાની પાસે ઉપદેશ પમાડવા લઈ ગયો. તેમાં અનેક જીવોની ઘાત થયા છતાં, શુદ્ધપરિણામી હોવાથી, તેને 'ધર્મની દલાલી' કહી છે, પણ 'પાપદલાલી' કહી નથી.

(૩) તેવી જ રીતે શ્રી કૃષ્ણમહારાજે દીક્ષાની દલાલી કરી, તેને પણ 'પાપદલાલી' નહિ કહેતાં 'ધર્મ-દલાલી' જ કહી છે.

(૪) શ્રી જ્ઞાતાસૂત્રમાં શ્રી સુબુદ્ધિ પ્રધાને શ્રી જિત-શત્રુ રાજાને સમજાવવા સારૂ ગંદા પાણીને સાફ કરવા હિંસા કરી. તે પણ ધર્મને વાસ્તે કહી છે.

(૫) કોઈ શ્રાવક સાધુને વંદના કરવા તથા વ્યાખ્યાન સાંભળવા દૂરથી ગાડીમાં બેસી વરસતા વરસાદે અનેક પ્રકારનો આરંભ તથા અજયણા કરતો આવ્યો, સામાયિક કરી સાધુની વાણીનો લાભ ઉઠાવ્યો, તેમાં પાપ કે પુણ્ય?

(૬) કોઈ દીક્ષા લેવાનો અભિલાષી છે. તેને ઓઘા, મુહપત્તી, વસ્ત્ર, પાત્રની જરૂર છે. તે કોઈ શ્રાવક આપે તેમાં ધર્મ કે અધર્મ?

(૭) સાધુને આવતા જાણી દૂર સુધી સામો જાય, વિહાર કરતા જાણી વળાવવા જાય, સેંકડો કોસ દૂર વાંદવા જાય, ખપતી વસ્તુનો જોગ મેળવી આપે, દીક્ષા-મહોત્સવ, મરણમહોત્સવ આદિ કરે. ઇત્યાદિ

તો પચમહાવ્રતધારી સાધુને તો ત્રિવિધ ત્રિવિધ હિંસાના પચ્ચકખાણુ છે, છતા તેમને ઉપરના કામો કરવાનુ કહ્યુ છે, તેનું શુ? એમા તમો કહો છો તેવી હિંસા તો સ્પષ્ટપણે રહેલી જ છે એટલે સાધુ જો ઉપર જણાવ્યા મુજબના આજ્ઞાવિહિત કાર્યો કરે, તો તેથી તેમના વ્રતોનુ ખડન થશે કે નહિ? તથા ખાતા, પીતા, ઉઠતા, બેસતા પણુ તમે કહો છો તેવી હિંસા તો થાય જ છે, તો તે હિસાએ તેઓ હિંસક કે અહિંસક? ભગવાને તો, એ પ્રકારે જીવોની ઘાત થવા છતા પણુ, યતનાવાન સાધુઓને આરાધક કહ્યા છે ધર્મનિમિત્તે શુભ ભાવે કોઈ કામ કરતા હિંસા થાય, તો પણુ શાસ્ત્રે વિરાધક પણું માનેલુ નથી સાધુને જ્યારે આ પ્રમાણે અધિક લાભ જાણીને હિંસાયુક્ત લાગે તેવા પણુ કાર્યો કરવાનો હુકમ છે, તો પછી શ્રાવકને ધર્મનિમિત્તે આરભ કરતા પાપ લાગે, એમ કેમ બને? તેવા કાર્યોને તો ભગવાન શુભાનુબધી કહે છે જેમકે—

(૧) સૂર્યાભ દેવના સામાનિક દેવોએ ભગવાનને સમવસરણુ આદિ રચી ભક્તિ કરવા ઇચ્છા બતાવી, ત્યારે ભગવાને કહ્યુ કે–"તમારો એ ધર્મ છે મેં તથા બીજા તીર્થંકરોએ આજ્ઞા આપેલ છે!" ઇત્યાદિ એક યોજન પ્રમાણુ જમીન સાફ કરવામા અસંખ્યાતા વાયુકાય, વનસ્પતિકાય અને ત્રસકાય તથા બીજા જીવજતુ આદિનો સહાર થઈ જાય, છતા ભગવાને તો તેમા દેવતાઓની ભક્તિને પ્રધાન ગણી આજ્ઞા આપી છે

પોતાની ભક્તિનો ઉપદેશ આપનાર તરીકે ન ગણાય: કારણ કે–સમુદાયની ભક્તિના ઉપદેશમાં વ્યક્તિનું પ્રવર્તકપણું ગણાતું નથી.

૬૬ પ્રશ્ન૦ જીવને મારવો, છ કાયનો કુટો કરવો, તે હિંસા છે તથા જીવ પર દયા લાવી ન મારવો, છ કાયની રક્ષા કરવી, તે ધર્મ છે, તો પછી જાણીને જીવહિંસા કરતાં ધર્મ કેમ સંભવે ?

ઉત્તર૦ આ પ્રશ્ન એકાંતવાદિનો છે. પૂર્વે જે કામ સાધુ, સાધ્વી તથા શ્રાવકોને વાસ્તે કરવાની આજ્ઞા હોવાનું બતાવ્યું, તેમાં શું હિંસા નથી ? અવશ્ય છે, પણ એ હિંસા માત્ર દ્રવ્યહિંસા છે, મારવાના દ્વેષ રૂપ પરિણામથી કરેલી હિંસા નથી. તેથી તે હિંસા પાપકારી અર્થાત્ ભાવહિંસા ન ગણાય. બાકી હિંસા તો શ્વાસોશ્વાસ લેતાં, હાથ પગ ઉંચા–નીચા કરતાં અને ચાલતાં–બેસતાં થયા જ કરે છે. કોઇ પણ કાર્ય એવું પ્રાયઃ નથી, કે જેમાં દ્રવ્યહિંસા ન હોય.

હવે ઉપરનાં કાર્યોમાં થએલ હિંસા અજાણતાં થાય છે, એમ કહેવું એ પણ અયોગ્ય છે: કારણ કે–આહાર, નિહાર, વિહાર, આવશ્યક આદિ તમામ ક્રિયા જાણી જોઇને જ કરવામાં આવે છે. તેને અજાણતાં કરવાનું કહેવાથી તો તે ક્રિયા કરનારા સર્વે સાધુ, શ્રાવક અજ્ઞાની ઠરશે કે–તેઓને કૃત્યાકૃત્ય, ગમનાગમનની પણ ખબર નથી ! અને તેમ થાય તો પછી તેઓ સમ્યગ્દૃષ્ટિ કયી રીતે કહેવાય ? માટે ભગવાનની આજ્ઞામાં રહીને આજ્ઞા મુજબ જ હરેક કામ કરનાર માણસ હિંસક નહિ પણ અહિંસક ગણાય,

કાર્યોમાં પંચેન્દ્રિય સુધીના જીવોની પ્રત્યક્ષ હિંસા થાય, છતાં તે કરવાથી ધર્મ થાય કે અધર્મ?

(૮) શ્રી મલ્લિનાથસ્વામિએ છ રાજાને પ્રતિબોધવા સારૂ મોહનઘર બનાવી પોતાના પરનો મોહ હઠાવવા સારૂ પોતાના સ્વરૂપની એક પુતળી ઉભી કરી તથા તેમાં નિત્યપ્રતિ આહારપાણી નાખતાં તેમાં લાખો જીવો ઉત્પન્ન થયા અને નાશ પામ્યા, છતાં તેનું પાપ ભગવાનને લાગ્યું નહિ. તેઓ તો તે જ ભવે મોક્ષે સાધાવ્યા. તેથી જો પાપવૃદ્ધિ થતી હોત, તો તેઓ તેમ કેમ કરે? અને કરવા છતાં મોક્ષ કેમ મળે?

એ પ્રમાણે આજ્ઞાસહિતનાં કાર્યોમાં સ્વરૂપે 'હિંસા' હોય છે, તો પણ પરિણામની વિશુદ્ધિથી અનુબંધે 'દયા' છે, એમ સમજવું જોઇએ.

અહીં કોઈ શંકા કરે કે-

"છ કાયના જીવોને શ્રી તીર્થંકરદેવ પોતાની ભક્તિ નિમિત્તે હણવાનો હુકમ કેવી રીતે દે?"

તેના જવાબમાં કહેવાનું કે-મહાન પુરુષો કદાપિ એમ ન કહે કે-'મારી ભક્તિ કરો' 'મને વાંદો' અગર તો 'મને પૂજો.' પણ શ્રી ગણધર મહારાજાએ બતાવેલા શાસ્ત્રયુક્ત વિધિ મુજબ પૂજન કરતાં સેવકપુરુષનું જરૂર કલ્યાણ થાય. જેમ સાધુ પોતાને ઉદ્દેશીને ન કહે કે-'મારી ભક્તિ-સેવા કરો.' પણ દેશના દ્વારા સામાન્ય રીતે ગુરુભક્તિનું સ્વરૂપ ઓળખાવે, સુપાત્રદાનનો મહિમા સમજાવે અને ભક્તજનો તે પ્રમાણે કરે, તેથી સાધુને

એ જ રીતે અહિંસા માટે પણ સમજી લેવું.

શ્રી જિનપૂજાદિ ધર્મકાર્યમાં સ્વરૂપથી હિંસા છે, પણ હિંસાનો ભાવ નહિ હોવાથી, અનુબંધ અહિંસાનો પડે છે. જ્યાં સુધી મન, વચન, કાયાના યોગોની સંપૂર્ણ સ્થિરતા થઇ નથી, ત્યાં સુધી બોલતાં, ચાલતાં, બેસતાં, ઉઠતાં-એમ હરેક કાર્ય કરતાં આરંભ અને તેથી અલ્પાધિક કર્મબંધ થયા જ કરે છે: તો પછી સર્વથા અહિંસા કોઇ પણ કાર્યમાં કેવી રીતે હોઈ શકે?

શ્રી ઠાણુંગસૂત્રને ચોથે ઠાણે ચોભંગી કહી છે.

(૧) સાવદ્ય વ્યાપાર ને સાવદ્ય પરિણામ.

(૨) સાવદ્ય વ્યાપાર ને નિરવદ્ય પરિણામ.

(૩) નિરવદ્ય વ્યાપાર ને સાવદ્ય પરિણામ.

(૪) નિરવદ્ય વ્યાપાર ને નિરવદ્ય પરિણામ.

તેમાં પહેલો ભાંગો-મિથ્યાત્વી આશ્રી છે: બીજો ભાંગો -સમ્યગ્દૃષ્ટિ અને દેશવિરતિ શ્રાવકનો છે, કારણ કે-શ્રાવકને યોગ્ય દેવપૂજા, સાધુવંદન આદિ ધાર્મિક કાર્યોમાં, જોવામાં તો તે સાવદ્ય વ્યાપાર માલૂમ પડે છે, પણ તેમાં શ્રાવકના પરિણામ હિંસાના નહિ હોવાથી તે સ્વરૂપ હિંસા માત્ર છે, જેનું પાપ આકાશ-પુષ્પવત્ આત્માને લાગતું જ નથી: ત્રીજો ભાંગો-શ્રી **પ્રસન્નચંદ્ર** રાજર્ષિ જેવાનો જાણવો: અને ચોથો ભાંગો-સર્વવિરતિ સાધુ સંબંધી છે.

વળી શ્રી **ભગવતી**સૂત્રના તેરમા શતકમાં કહ્યું છે

પાપી નહિ પણ પુણ્યવાન ગણાય. જો એમ ન માનીએ તો એકેન્દ્રિય જીવો તો જાણતાં કે અજાણતાં લેશ માત્ર હિંસા કરતા નથી. તેઓ તો સૌથી ઉચ્ચ ગતિને પ્રાપ્ત થઈ જવા જોઈએ. અને જો એમ જ બને, તો પછી ક્રિયા, કષ્ટ, તપ, જપનું શું પ્રયોજન ?

માત્ર મુખથી "દયા, દયા"નો પોકાર કરવાથી 'દયા' ઉત્પન્ન થતી નથી. એ માટે–'દયા તથા હિંસાનું પરમાર્થ સ્વરૂપ શું છે ?'–તે પણ સમજવું જોઈએ.

શાસ્ત્રોમાં હિંસા તથા અહિંસા ત્રણ ત્રણ પ્રકારની કહી છે: હિંસાના ત્રણ પ્રકારો છે–

(૧) હેતુહિંસા,

(૨) સ્વરૂપહિંસા, તથા–

(૩) અનુબંધહિંસા.

એ જ રીતે અહિંસાના પણ–

(૧) હેતુ,

(૨) સ્વરૂપ, અને–

(૩) અહિંસા–

એમ ત્રણ ભેદો છે. જેમાં જીવની હિંસા થઈ નથી, પણ જીવરક્ષાના પ્રયત્નનો અભાવ છે, તેને હેતુહિંસા કહેવાય છે. જેમાં જીવરક્ષાનો પ્રયત્ન હોવા છતાં જીવ-વધ થયો છે, તેને સ્વરૂપહિંસા કહેવાય છે અને જેમાં જીવનો વધ પણ છે અને જીવરક્ષાનો પ્રયત્ન પણ નથી, તેને અનુબંધ હિંસા કહેવાય છે.

મળશે તો ત્યાં જ લઇશ: કેમ કે–આહાર, પાણી, ઠલ્લા, માત્રા વાસ્તે બહાર જવાથી તથા ગ્રામાનુગ્રામ વિહાર કરવાથી હિંસા લાગે અને તેથી ભગવાનની આજ્ઞાનો ભંગ થઈ જાય!" એકાન્તદયાવાદી એવા તેને એમ કહેતો જાણીને, તેના સાથી સાધુએ કહ્યું કે– "ભગવાને તો નવકલ્પી વિહાર કરવો, એક જગ્યાએ પડ્યા ન રહેવું, વિધિપૂર્વક ઠલ્લે જવું, ગોચરી લાવવી, વ્યાખ્યાન સંભળાવવું ઇત્યાદિ ઉત્સર્ગ–અપવાદસહિત આજ્ઞામાં ધર્મ પ્રરૂપ્યો છે, માટે આજ્ઞા મુજબ સઘળી પ્રવૃત્તિ કરવી જોઇએ." હવે આ બેમાંથી કયો સાધુ આરાધક ને કયો વિરાધક? વિહારાદિ કરનારો કે હિંસા-અહિંસાના સ્વરૂપનો અનભિજ્ઞ એક ખૂણે પડી રહેનારો? વિહારાદિ કરનારા જ આરાધક ગણાય અને પેલો એકાન્તદયાવાદી તો વિરાધક જ ગણાય.

દ્રવ્યપૂજા કરવાથી હિંસાનું પાપ લાગવાનું કોઈ કારણ નથી. શ્રી ઠાણુંગસૂત્રના પાંચમા ઠાણે બીજે ઉદ્દેશે કર્મબંધનનાં પાંચ દ્વાર કહ્યાં છે.

"पंच आसवदारा पन्नता, तं जहा—(१) मिच्छत्त, (२) अविरई, (३) पमाओ, (४) कषाय, (५) जोग."

અર્થ–પાપબંધનાં પાંચ કારણો કહ્યાં છે. (૧) મિથ્યાત્વ, (૨) અવિરતિ, (૩) પ્રમાદ, (૪) કષાય, (૫) યોગ.

હવે પ્રભુપૂજા શાંત ચિત્તે, સમ્યક્ત્વસહિત, પ્રમાદરહિત, યથાવિધિ કરવાની હોવાથી, તે વખત મિથ્યાત્વ, અવિરતિ, પ્રમાદ કે કષાય–એ ચાર પ્રકારે કર્મબંધ થવાનું

કે-" **વીતભયપુરના** રાજા ઉદાયીને દીક્ષા આપવા સાઽ **શ્રી મહાવીર** પરમાત્મા સાતસો કોસથી ચાલીને આવ્યા. હવે વિચાર કરો કે-માર્ગમાં અનેક નદીઓ પાર કરી હશે, સાધુઓને પગે અસંખ્યાતા જીવોની હિંસા થઈ હશે તથા ઉદાયી રાજાને દીક્ષા દીધાથી તેની રાણીઓ પ્રમુખ અનેક જીવોને દુઃખ ઉપજ્યું હશે: તો ભગવાન જાણી જોઇને આવા પાપમાં કેમ પડયા હશે? તથા સાધુઓ પાસે વિહાર કરાવી પાપ કેમ સેવરાવ્યું હશે?

તે જ પ્રમાણે કેવલી મહારાજ કે સામાન્ય સાધુઓ, ચક્રવર્તી પ્રમુખ રાજાઓ તથા મોટા શેઠ શાહુકારોને દીક્ષા આપી, તેમની સ્ત્રીઓ તથા આશ્રિતજનોને કેમ ચિંતાતુર કરી, વિના કારણ ખટપટ કરતા હશે? કેવલી સર્વજ્ઞની બુદ્ધિ વધે કે આજના માનવીઓની? વસ્તુનું રહસ્ય સમજ્યા વિના કુતર્કો કરવા, એ આત્માર્થિપણાને છાજતું નથી કેવલી ભગવંતો અને સાધુ મુનિરાજોને તો સર્વ જીવો પર દયાનો જ ભાવ છે, છતાં પોતાના સ્વભાવથી જ કોઇને દુઃખ ઉપજે તેમાં તેમનો શો અપરાધ?

સર્વથા એકાંતવાદિઓને હિસાબે તો, નીચેના દૃષ્ટાંત પ્રમાણે તેઓએ રહેવું ઉચિત છે.

કોઇ બે પુરુષોએ સાધુ પાસે દીક્ષા લીધી. તેમાં એક જણ, કે જે એકાંતદયાવાદી હતો, તે બોલ્યો કે- "શ્રી વીતરાગ પ્રભુએ તો દયામાં જ ધર્મ બતાવ્યો છે, તેથી હું તો સાડા ત્રણ હાથ જમીન મોકળી રાખી, તેમાં જ પડ્યો રહી શુદ્ધ આહારનો ભોગ

કહેવતોને પણ ભૂલવી જોઇએ નહિ. વળી–

એકેન્દ્રિય તો માત્ર અવ્યક્ત ચેતનાવાળા છે. તેમના કરતાં બેઇન્દ્રિયનું અનંતગુણું પુણ્ય છે. એમ ક્રમશઃ પંચેન્દ્રિય જીવોની પુન્યાઈ તેમના કરતાં અનંતગુણી છે. તો તેમને મારવાથી પાપ પણ અનંતગુણું, એકેન્દ્રિય કરતાં વિશેષ છે. વળી તેમને મારવામાં તીક્ષ્ણ શસ્ત્ર પ્રમુખનો ઉપયોગ કરતાં ક્રોધ, નિર્દયતાદિ ધારણ કરવાં પડે છે, તેથી નિષ્ઠુર પરિણામ તો શરૂઆતમાં જ થઈ ચૂકે છે તથા માંસમાં સમય સમય પર પંચેન્દ્રિય (સમૂર્છિમ) જીવોની ઉત્પત્તિ તથા વિનાશ થયા કરે છે. તેથી જ અનંતજ્ઞાનના ધણી સર્વજ્ઞ પરમાત્માઓએ તેવી અઘોર હિંસાને સર્વથા નિષેધી છે: અને થોડા પાપનું કારણ અન્ન, વનસ્પતિ આદિ એકેન્દ્રિય પદાર્થોને જ ભક્ષ્ય તરીકે ફરમાવેલા છે. આમ છતાં, શ્રી જિનપૂજાની સાથે માંસભોજનની સરખામણી કરવી, તે અત્યંત અજ્ઞાનતા અને ધર્મદ્વેષને સૂચવનાર છે.

૬૭ **પ્રશ્ન૦** પુષ્પપૂજાથી પુષ્પના જીવોને કિલામણા પહોંચે છે, તેનું કેમ?

**ઉત્તર૦** જે ફૂલો ભગવાનને ચઢે છે, તેના જીવોને કાંઈ પણ કીલામણા કે દુઃખ થતું નથી. ઉલટું, અભય સ્થાન મળે છે. તેથી પુષ્પપૂજા કરનારા તો તેમના પર દયા કરનારા છે. તે ફૂલોને કોઇ શોખીન પુરુષો લેઇ જઈ હાર, ગજરા વિગેરે બનાવી સુંઘે, મર્દન કરે, કોઈ વેશ્યા વિગેરે પોતાના પલંગ પર બિછાવે, અત્તરના

બીલકુલ સભવે નહિ પાચમુ "યોગ" નિમિત્ત રહ્યું **શ્રી ભગવતીસૂત્રમાં** (૧) શુભ જોગ તથા (૨) અશુભ જોગ એમ બે પ્રકાર 'યોગ'ના કહ્યા છે શુભ જોગ, એ પુન્યબધ તથા અશુભ જોગ, એ પાપબધનું કારણુ છે શ્રી જિનપૂજામા કોઈ પણુ જાતની કોઈની નિંદા કે અવર્ણુ વાદ આદિ ન હોવાને લીધે, અશુભ જોગ તો કહેવાય જ નહિ કેવલ શ્રી જિનેશ્વરની ભક્તિ, ગુણુગ્રામ, સ્તુતિ વિગેરે કારણો હોવાને લીધે, શુભ જોગ જ કહેવાય ને જેટલે દરજ્જે તે હશે તેટલે દરજ્જે શુભ બધ પડવાનો કારણુ વિના કાર્ય નિપજે નહિ દ્રવ્યપૂજામા અશુભ બધના કોઈ પણુ કારણુને અભાવે અશુભ ફ્લ ન જ હોય

તર્ક—એમ તો ધર્મનિમિત્તે માસાહાર કરતા પણુ કોઈ શુભ ભાવ રાખે, તો તેને પણુ પાપ લાગવુ ન જોઇએ

**સમાધાન**—જો માસાહાર કરવાથી બુદ્ધિ તથા પરિણુામ શુદ્ધ રહેતા હોય, તો સર્વજ્ઞ પરમાત્માને ભક્ષ્યાભક્ષ્યનો ભેદ બતાવવાની જરૂર પડત જ નહિ વિદ્વાન્ ડોક્ટરો પણુ માસભક્ષણુને સુમતિ દેનાર સમજતા નથી ઉલ્ટો તેનો નિષેધ કરે છે અન્ન, જલાદિ ભક્ષ્ય પદાર્થો નિર્વિકારી, નિરોગી, પૌષ્ટિક અને શારીરિક તથા માનસિક બલને વધારનારા છે, જ્યારે માસ, મદિરાદિ અભક્ષ્ય વસ્તુઓ વિકાર કરનારી, રોગ વધારનારી, શરીર તથા મનને બગાડનારી તથા કુબુદ્ધિ અને નિર્દયતાના હેતુ રૂપ હોઈ અગ્રાહ્ય છે તે ખાવાથી શુભ ભાવ કેવી રીતે થવાનો હતો? "અન્ન તેવો ઓડકાર" અને 'જેવુ અન્ન ખાય તેવી બુદ્ધિ થાય'—એ વિગેરે

મટે તથા પ્રથમનો લાગેલ કાદવ પણ દૂર થઈ જાય. ત્યાર બાદ હંમેશને વાસ્તે તે ખોદનાર માણસો તથા અન્ય પુરુષો પણ તે પાણીથી સુખ ભોગવે. તેવી જ રીતે દ્રવ્યપૂજામાં જો કે સ્વરૂપમાં જીવવિરાધના જણાય છે, તથાપિ તે પૂજાથી પરિણામની એવી તો શુદ્ધિ થાય છે, કે જેથી અસંયમથી ઉત્પન્ન થએલ એવા બીજા સંતાપો પણ ક્ષય પામે છે. અર્થાત્–સંસાર પાતલો કરવાનું તે સબળ કારણ બને છે, તેથી દેશવિરતિ શ્રાવકને જિનપૂજા શુભાનુબંધી અને અત્યંત નિર્જરાના ફલને આપનારી થાય છે.

અથવા કોઈ દયાળુ, રોગી મનુષ્ય પર દયા લાવી, તેના વ્યાધિને દૂર કરવા સારૂ ઘણી જાતની કડવી ઔષધિઓ આપે છે. અથવા તે દરદી પુરુષના શરીરને ચીરે છે, ફાડે છે, નસ્તર મૂકે છે, જેથી તે રોગીને નાના પ્રકારની પીડા અને વેદના થાય છે. તેથી હેરાન થયો થકો પણ તે, પોતાના પરમોપકારી ડૉકટરને નિન્દતો નથી. તેમજ બીજા લોકો પણ, તેને નિર્દયી કે પાપી કહેતા નથી. કારણ કે–ડૉકટરના પરિણામ તો રોગ દૂર કરવાના જ હોવાથી, તેને કોઈ પણ પ્રકારે હિંસક કે અધર્મી કહી શકાશે નહિ. તેવી જ રીતે સમ્યગ્દૃષ્ટિ શ્રાવક એકેન્દ્રિય જીવોની અનુકંપા લાવી, તેમના મિથ્યાત્વ રૂપ રોગને દૂર કરવા વાસ્તે ભગવાનનાં ચરણકમલોમાં તેમને પહોંચાડે છે. તેથી પુષ્પાદિ વસ્તુને ધન્ય છે કે–તેઓ આવાં ઉત્તમ કાર્યોમાં વપરાય છે. તે વસ્તુઓનું એવું અહોભાગ્ય ક્યાંથી, કે જેથી તેઓને પરમેશ્વરના

વેપારી તેને શૂલે ચઢાવે, તેલ કાઢવા સારૂ ફૂલોને પીલે, –એમ અનેક પ્રકારે વ્યથા પહોંચાડે જ્યારે જે ફૂલો પ્રભુના અંગે ચઢે, તેમને તો પુરા આયુષ્ય પર્યંત ઇજા કરવા કે મારવા કોઈ સમર્થ નથી, એટલે તેઓ સુખેથી પોતાનું આયુષ્ય પુરૂં કરે છે જયણા પૂર્વક ફૂલોને લાવી, જયણા પૂર્વક તેને ગૂંથી, હાર કરી, વિધિ પૂર્વક ભગવાનને ચઢાવનારો, પુષ્પના જીવોને કીલામણા ઉપજાવતો નથી પણ અભય આપે છે

શ્રી આવશ્યકસૂત્રની બૃહદ્વૃત્તિના દ્વિતીય ખંડમાં કહ્યુ છે કે—

"जहा नवनगरादि संनिवेसके गियभूतजला भावतोत् तपहाप परिगता तदपनो दाण कूवं खणं ति ते संचजइ वित्त पहाइ आवादाति मट्टि अकद्दमादी ढियमई लिज्झंति तहा वित्त दुभ्भवेणं चेव पाणपण तेसि तत पहादि आसो यमलो पुव्वोगय किट्टति सेसकालं च ततद्वेय लोग्य सह भागिणो भवंति पवं दघत्थ वेजइ विअसंजमो तहावित्त ओचे तसा परिणामशुद्धि भवइ जातं असंजमो वज्झिझीयं अन्नं च निरवसेस संखेवे इति तम्हा विरिया विरपहिं पस वघत्थन्वो कायव्वो सुहाणुवंधीय भूततर निज्झरा फलोपत्ति काऊणमिति।"

ભાવાર્થ–જેમ કોઈ નવા નગરને વિષે જલની વિશેષતાને અભાવે ઘણા મનુષ્યો તરસે મરે, તેના નિવારણાર્થે કુવો ખોદે તે વખત તેમને વધુ તરસ વિગેરે લાગે તથા કાદવ માટીથી શરીર મલિન થાય, તો પણ તે કુવો ખોદ્યા બાદ તેમાંથી નીકળેલ પાણીથી તેમની તરસ

એવો ભગવાનનો અતિશય છે. જેના પ્રભાવ વડે કરીને સિંહ તથા હરણુ, બીલાડી તથા ઉંદર, વાઘ તથા બકરી ઇત્યાદિ જાનવરો પોતાના પરસ્પર જાતિસ્વભાવના વૈરને પણ ભૂલી જઈ ધર્મદેશના સાંભળે છે, તેના પ્રભાવ વડે પુષ્પના જીવોને કીલામણા ન થાય, તેમાં શું આશ્ચર્ય છે ?

શ્રી સ્થૂલભદ્રજીના ચરિત્રમાં કહ્યું છે કે-'કોશ્યા ગણિકાએ સરસવના ઢગલા પર સોયને ઉભી રાખી, તે પર ગુલાબનું ફૂલ મૂકી, તેના પર નાચ કર્યો, છતાં સોયને કે ફૂલને કાંઈ પણ હરકત ન પહોંચી.' ખ્યાલ કરો કે-સરસવ પર સોય, તે પર ફૂલ ને ફૂલ પર સ્રીનો બોજ હોવા છતાં કોઇને પણ બાધા ન પહોંચી, તો પછી અત્યંત અચિંતનીય અને નિરૂપમ પ્રભાવશાલી શ્રી તીર્થંકરદેવના અતિશયથી ફૂલોને બાધા ન થાય, કિન્તુ ઉલટાં પ્રફુલ્લિત થાય, તેમાં નહિ બનવાજોગ કાંઈ નથી.

જેમના અતિશયથી કોટાનુકોટિ જીવો સમવસરણ ભૂમિમાં એકત્રિત થવા છતાં ભીડ થવાનું કામ જ નહિ, તેમનો પ્રભાવ સામાન્ય માનવીઓની કલ્પના બહારનો હોય, તેમાં નવાઈ શી ?

અકથનીય શક્તિના ધણી દેવતાઓ જલ-થલમાં ઉપજેલ ફૂલોને લાવી, તેનાં વાદલ વિકુર્વી, એવી ખૂબીની સાથે વર્ષાવે, કે જેથી કોઈ મનુષ્યના પગે તેમને કિલામણા ન થાય. વળી સમવસરણમાં મધ્ય ગઢની દીવાલ પાસે ચારે તરફ ફૂલોની પંક્તિ એવી બનાવે, કે જેથી આવનાર-જનાર સાધુના પગ નીચે પણ પુષ્પ આવે

ચરણારવિંદનો સ્પર્શ થાય કે આશ્રય મળે. વળી ધર્મદાતા ગુરુમહારાજ પણ શિષ્યના અજ્ઞાન રૂપી અધારાને હઠાવવા સારૂ તેને અનેક પ્રકારે તાડના કરે, કોપ કરે ઇત્યાદિ પ્રકારે શિષ્યને દેખીતું દુ ખ આપે, છતા તેમને કોઈ બૂરા કે નિર્દય ન કહે પણ ઉલટી પ્રશંસા જ કરે. તેમ શ્રી જિનપૂજા માટે વપરાતા એકેન્દ્રિય જીવો માટે પણ સમજી લેવુ

૬૮ પ્રશ્ન૦ શ્રી તીર્થંકરદેવના સમવસરણમા દેવતાઓ ફૂલની વૃષ્ટિ કરે છે તે સચિત્ત હોય તો સાધુથી તેનો સંઘટ્ટો કેવી રીતે થઈ શકે ?

ઉત્તર૦ **શ્રી સમવાયાંગ** તથા **શ્રી રાયપસેણી** સૂત્રમા સાફ કહ્યુ છે કે–"जलज थलज" ઇત્યાદિ શબ્દે કરીને જલમા ઉત્પન્ન થએલા કમલાદિ તથા સ્થલ એટલે જમીન ઉપર ઉત્પન્ન થએલા જાઈ, જુઈ, કેવડો, ચપા, ગુલાબ એ પાચ વર્ણના ફૂલો, બીંટડા નીચે તથા મોઢુ ઉપર, એમ જાનુ પ્રમાણ ફૂલોની વૃષ્ટિ થવાનો ઉલ્લેખ છે તેથી તે ફૂલો અચિત્ત નહિ પણ સચિત્ત જ સાબીત થાય છે

ઉપરના સૂત્રોમા લખ્યું છે કે–"पुप्फवद्दलए विउव्वति" અર્થાત્–ફૂલોના વાદલ વિકૂર્વ્યા છે, પણ ફૂલોને વિકૂર્વ્યા નથી તેથી પણ વૈક્રિય ફૂલો સિદ્ધ થતા નથી

હવે સચિત્ત ફૂલનો સંઘટ્ટો સાધુ કેમ કરે ? તેના જવાબમા કહેવાનું કે–જાનુ પ્રમાણ પથરાએલ ફૂલોને સાધુ કે અન્ય મનુષ્યથી જરા પણ બાધા ન પહોંચે,

ઉત્તર૦ સાધુ તથા શ્રાવકનો માર્ગ એક નથી. સૂત્રોમાં ઘણી વાતો એવી છે, કે જે સાધુ પોતે કરે નહિ પણ ઉપદેશ આપી કરાવે તથા કરતાને ભલો જાણે. શ્રી **મહાવીરસ્વામિના** વખતમાં શ્રી **પાર્શ્વનાથ પ્રભુના** સાધુઓ વિચરતા હતા. તેમને શ્રી **મહાવીર પ્રભુના** શિષ્યો સાધુ સમજતા હતા, પણ માંહે માંહે ચાર મહાવ્રત તથા પંચરંગી વસ્ત્ર ઇત્યાદિક સામાચારીમાં ભેદને લીધે, તેઓ અરસપરસ આહાર—પાણી લાવી દેતા ન હતા: એક મંડલીમાં બેસી ખાનપાન કરતા નહિ: બીમાર સાધુની વૈયાવચ્ચ ન કરે: તથાપિ શ્રી **પાર્શ્વનાથજીના** સાધુને ગૃહસ્થો દાન દે, વંદણા કરે, તેની અનુમોદના તો અવશ્ય કરતા. ગૃહસ્થોને ઉપદેશ દેઈ દાન અપાવતા, વંદણા કરાવતા અને તેમના સાધુઓ અરસપરસ માંહોમાંહે વંદણા, વૈયાવચ્ચ કરતા તેની પણ અનુમોદના કરતા તથા શ્રી **પાર્શ્વનાથસ્વામિના** સાધુઓને ઉપદેશ આપી, માંહોમાંહે સેવા—ભક્તિ કરાવતા.

બીજી રીતે જોઇએ તો પંચમહાવ્રતધારિણી સાધ્વીને સાધુ નમસ્કાર ન કરે, વૈયાવચ્ચ ન કરે, પણ શ્રાવકો પાસે ઉપદેશ આપી આહાર અપાવે, વંદણા કરાવે, બીજી સાધ્વીને કહી વૈયાવચ્ચ કરાવે તથા કરતાને ભલા જાણે. વળી સાધુ પોતાના દીક્ષિત શિષ્યને વાંદે નહિ, પણ બીજા પાસે વંદાવે.

અન્ય રીતે જોઈએ તો ગરીબોને દાન દેવું, સ્વધર્મીવાત્સલ્ય કરવું, તપસ્વીઓને પારણાં કરાવવાં, મુનિરાજોને

નહિ જેમ બાગમાં ચારે તરફ લીલી ધરો હોય છે, પણ મધ્યમાં જવા આવવાની સડકો તથા ખુલ્લી જમીન હોય છે અને ત્યાં લોકો બેસે છે, તેમ ફૂલની વર્ષા વરસાવે તો પણ અઘટિત નથી

૬૯ પ્રશ્ન૦ સમવસરણમાં સચિત્ત વસ્તુ બહાર રાખી જવું અને અચિત્ત વસ્તુ અંદર લઈ જવી—એવી આજ્ઞા છે, તેનો કેમ મેળ મેળવવો ?

ઉત્તર૦ અચિત્ત વસ્તુ બહાર છોડવી, એમ જે કહ્યું છે—તે પોતાના ઉપભોગની વસ્તુ સમજવી, કિન્તુ પૂજાની સામગ્રી નહિ જો એકાંત સચિત્ત વસ્તુનો નિષેધ કરશો, તો મનુષ્યાદિની કાયા પણ સચિત્ત છે તે પણ ન લઈ જવી જોઈએ પણ એમ થવાથી તો સમવસરણમાં કોઈ જઈ શકે જ નહિ જીવયુક્ત પદાર્થની અંદર જવાની શક્તિ છે, અચિત્તની નહિ તથા સચિત્તને છોડી અચિત્તને અંદર લઈ જવાનું એકાંત માનશો, તો રાજાના છત્ર, ચામર, છડી, તલવાર, મુકુટ તથા તમામ માણસોના જોડા પણ અચિત્ત હોવાથી અંદર લઈ જઈ શકાય, પણ તેની તો મના છે તેમજ ખાવાની અચિત્ત વસ્તુ પણ બહાર છોડવી પડે છે તેથી સિદ્ધ થાય છે કે—પૂજાની સામગ્રી સચિત્ત કે અચિત્ત હોય, પણ સમવસરણમાં લઈ જવામાં કાંઈ બાધા ન લાગે એજ રીતિએ સમજવું જોઈએ કે—પોતાના ખાનપાનની કોઈ પણ વસ્તુ અચિત હોય તો પણ અંદર લઈ જઈ શકાય નહિ

૭૦ પ્રશ્ન૦ જે દ્રવ્યપૂજાને સાધુ કરે નહિ, તેનો ઉપદેશ આપી બીજા પાસે કરાવવાથી શો ફાયદો ?

પુણ્ય જે તીર્થંકરગોત્ર, તે પણ શ્રી જિનપૂજાથી બંધાય છે. અન્ય દેવની મૂર્તિના આરાધનથી પણ ઘણાઓએ ધન, ધાન્ય, પુત્ર વિગેરેની લબ્ધિઓ પ્રાપ્ત કર્યાનાં દૃષ્ટાંતો વિદ્યમાન છે, તો શ્રી વીતરાગની મૂર્તિના સેવનથી મનોવાંછિત લબ્ધિ માત્ર પ્રાપ્ત થાય, તેમાં શું આશ્ચર્ય ? એ માટેનાં દૃષ્ટાંતો નીચે મુજબ છે—

(૧) અનાર્યદેશનો રહેનાર શ્રી **આર્દ્રકુમાર** શ્રી જિન-પ્રતિમાના દર્શનથી જાતિસ્મરણ જ્ઞાન પામી, વૈરાગ્ય દશામાં લીન થયો. જેનું વર્ણન બારસો વર્ષ પહેલાં લખાએલ શ્રી **સુયગડાંગ** સૂત્રના બીજા શ્રુતસ્કંધને છટ્ઠે અધ્યયને ટીકામાં છે. કેટલાક કહે છે કે—**આર્દ્ર-કુમાર** મુહપત્તિ દેખી પ્રતિબોધ પામ્યા છે. આ વાત ગપ્પ છે, કારણ કે—સૂત્રમાં તો "**प्रथमजिनपडिमा।** " એમ સ્પષ્ટ પાઠ છે. પ્રથમ તીર્થંકર શ્રી **ઋષભદેવ**-સ્વામિની પ્રતિમા જોઈને પ્રતિબોધ પામેલ છે.

(૨) શ્રી **મહાવીર**સ્વામિના ચોથા પાટધારી તથા શ્રી **દશવૈકાલિક**સૂત્રના કર્તા શ્રી **શય્યંભવસૂરિ**, શ્રી **શાંતિનાથજી**ની પ્રતિમાના દર્શનથી પ્રતિબોધ પામ્યાનું શ્રી **કલ્પસૂત્ર**ની થિરાવલીની ટીપમાં કહ્યું છે.

(૩) શ્રી **દ્વીપસાગરપન્નતિ** તથા શ્રી **હરિભદ્રસૂરિ-કૃત આવશ્યક**ની મોટી ટીકામાં લેખ છે કે—શ્રી જિનપ્રતિમાના આકારની માછલીઓ સમુદ્રમાં હોય છે. તેમને જોઈ અનેક ભવ્ય જીવ માછલીઓને જાતિ-સ્મરણ જ્ઞાન પ્રાપ્ત થાય છે અને બાર વ્રત ધારણ

ખપતી વસ્તુઓ પુરી પાડવી, વિગેરે ધર્મના ઘણાં કાર્યો છે: છતાં સાધુનો આચાર ન હોવાથી તેઓ ન કરે, પણ શ્રાવકોને તે કરવાનો ઉપદેશ આપે તથા તેની અનુમોદના કરે. એ ન્યાયે સાધુ સર્વથા દ્રવ્યના ત્યાગી અને નિરારંભી આદિ હોવાને લીધે દ્રવ્યપૂજા ન કરે, પણ ઉપદેશ દ્વારા કરાવે તથા અનુમોદે

૭૨ પ્રશ્ન૦ શ્રાવકના બાર વ્રતોમાંથી શ્રી જિનમૂર્તિની દ્રવ્યપૂજા કયા વ્રતમા છે ?

ઉત્તર૦ જે વગર સર્વ વ્રતો નિષ્ફલ છે, એવું સમસ્ત શુભ ક્રિયાનું મૂળ જે સમ્યક્ત્વ, તેની કરણીમાં શ્રાવકને ગૃહસ્થાવાસમાં રહ્યા થકાં શ્રી જિનમૂર્તિની દ્રવ્ય-ભાવ પૂજા કરવી ઉચિત છે દેવ તે શ્રી અરિહંત દેવ છે, ગુરુ તે શ્રી જૈનધર્મના શુદ્ધ ગુરુ અને ધર્મ તે કેવલિપ્રણીત સત્ય ધર્મ એ ત્રણે વસ્તુઓ ચારે નિક્ષેપે સર્વને વંદનિક અને પૂજનિક છે એ માને તે સમ્યગ્દૃષ્ટિ ને ન માને તે મિથ્યાદૃષ્ટિ છે એ રીતે શ્રી જિનપૂજા, એ સમ્યક્ત્વની કરણી છે અને સમ્યક્ત્વ એ સઘળાં વ્રતોનું મૂળ છે સમ્યક્ત્વ વિના તમામ કરણી અફળ છે

૭૨ પ્રશ્ન૦ તપસ્યા કરતા તો અનેક લબ્ધિઓ ઉત્પન્ન થાય છે, પણ શ્રી જિનપ્રતિમાને પૂજવાથી કોઈને લબ્ધિ કે જ્ઞાન ઉત્પન્ન થયાનું સાંભળ્યુ છે ?

ઉત્તર૦ શ્રી **રાયપસેણી**, શ્રી **ભગવતીસૂત્ર**, શ્રી **જીવાભિગમ**, શ્રી **જ્ઞાતાસૂત્ર**, શ્રી **ઉવવાઈસૂત્ર**, શ્રી **આવશ્યકસૂત્રાદિ** ઘણા સૂત્રોમાં મૂર્તિપૂજા કલ્યાણકારી, મંગલકારી યાવત્ મોક્ષને દેનારી કહી છે ઉત્કૃષ્ટ

પુણ્ય જે તીર્થંકરગોત્ર, તે પણ શ્રી જિનપૂજાથી બંધાય છે. અન્ય દેવની મૂર્તિના આરાધનથી પણ ઘણાઓએ ધન, ધાન્ય, પુત્ર વિગેરેની લબ્ધિઓ પ્રાપ્ત કર્યાનાં દૃષ્ટાંતો વિદ્યમાન છે, તો શ્રી વીતરાગની મૂર્તિના સેવનથી મનોવાંછિત લબ્ધિ માત્ર પ્રાપ્ત થાય, તેમાં શું આશ્ચર્ય ? એ માટેનાં દૃષ્ટાંતો નીચે મુજબ છે—

(૧) અનાર્યદેશનો રહેનાર શ્રી **આર્દ્રકુમાર** શ્રી જિન-પ્રતિમાના દર્શનથી જાતિસ્મરણ જ્ઞાન પામી, વૈરાગ્ય દશામાં લીન થયો. જેનું વર્ણન બારસો વર્ષ પહેલાં લખાએલ શ્રી **સુયગડાંગ** સૂત્રના બીજા શ્રુતસ્કંધને છટ્ઠે અધ્યયને ટીકામાં છે. કેટલાક કહે છે કે—**આર્દ્ર-કુમાર** મુહપત્તિ દેખી પ્રતિબોધ પામ્યા છે. આ વાત ગપ્પ છે, કારણ કે—સૂત્રમાં તો "प्रथमजिनपडिमा।" એમ સ્પષ્ટ પાઠ છે. પ્રથમ તીર્થંકર શ્રી **ઋષભદેવ**-સ્વામિની પ્રતિમા જોઈને પ્રતિબોધ પામેલ છે.

(૨) શ્રી **મહાવીર**સ્વામિના ચોથા પાટધારી તથા શ્રી **દશવૈકાલિક**સૂત્રના કર્તા શ્રી **શય્યંભવસૂરિ**, શ્રી **શાંતિનાથજી**ની પ્રતિમાના દર્શનથી પ્રતિબોધ પામ્યાનું શ્રી **કલ્પસૂત્ર**ની થિરાવલીની ટીપમાં કહ્યું છે.

(૩) શ્રી **દ્વીપસાગર**પન્નતિ તથા શ્રી **હરિભદ્રસૂરિ-કૃત આવશ્યક**ની મોટી ટીકામાં લેખ છે કે—શ્રી જિનપ્રતિમાના આકારની માછલીઓ સમુદ્રમાં હોય છે. તેમને જોઈ અનેક ભવ્ય જીવ માછલીઓને જાતિ-સ્મરણ જ્ઞાન પ્રાપ્ત થાય છે અને બાર વ્રત ધારણ

કરી સમ્યક્ત્વસહિત આઠમે દેવલોકે જાય છે આ પ્રમાણે તીર્યંચ જાતિને પણ, જિનપ્રતિમાના આકાર માત્રના દર્શનથીય અવશ્ય લાભ મળે છે, તો મનુષ્યને મળે તેમા શી શકા?

(૪) શ્રી જ્ઞાતાસૂત્રમાં શ્રી તીર્થંકરગોત્ર બાધવાના વીસ સ્થાનક કહ્યા છે તે મુજબ **રાવણ** રાજાએ પ્રથમ અરિહતપદની આરાધના શ્રી **અષ્ટાપદ** પર રહેલ તીર્થંકરદેવની તેમની મૂર્તિ દ્વારા કરી તીર્થંકરગોત્ર બાધ્યું, એમ **રામાયણ**મા કહ્યુ છે જે **રામાયણ** શ્રી હેમચદ્રાચાર્યે સત્તરસો વરસ પહેલા થયેલા શ્રી જિનસેનાચાર્યકૃત **પદ્મચરિત્ર** પરથી બનાવેલ છે અને જેને પ્રાય તમામ જૈનો માને છે

(૫) તે જ ગ્રથમા લખ્યુ છે કે-**રાવણે** શ્રી **શાતિનાથ** પ્રભુની મૂર્તિ સામે બહુરુપિણી વિદ્યા સાધી અને તે સિદ્ધ થઈ ગઈ

(૬) શ્રી **પદ્મચરિત્ર**મા કહ્યુ છે કે-લકા જતી વેળા શ્રી **રામચંદ્રજી**એ દરીઓ ઉતરવા સારૂ શ્રી જિનમૂર્તિ સન્મુખ ત્રણ ઉપવાસ કર્યા **ધરણેન્દ્રે** આવી શ્રી **પાર્શ્વનાથસ્વામિ**ની મૂર્તિ આપી. જેના પ્રભાવે કરી દરીઓ સુખેથી ઉતરી ગયા.

(૭) **જરાસધ** રાજાએ **કૃષ્ણમહારાજ**ની ફોજ પર 'જરા' નાખી, તમામ સૈનિકોને બેભાન કરી નાખ્યા, ત્યારે શ્રી **નેમનાથ**સ્વામિના હુકમથી કૃષ્ણરાજાએ ત્રણ ઉપવાસ કર્યા **ધરણેન્દ્રે** આવીને શ્રી **પાર્શ્વનાથ**

પ્રભુની મૂર્તિ આપી, જેના સ્નાનજલથી 'જરા' ભાગી ગઇ તથા તમામ સૈનિકો સચેત થયા. આ મૂર્તિ શ્રી **શંખેશ્વર પાર્શ્વનાથ**ના નામથી હાલ પણ ગુજરાતમાં વિદ્યમાન છે. (આ કથન શ્રી હરિવંશ ચરિત્રમાં છે.)

(૮) **નાગાર્જુન** જોગીને ક્યાંય પણ સુવર્ણસિદ્ધિ ન થઈ. છેવટે શ્રી **પાદલિપ્તાચાર્ય**ના વચનથી શ્રી **પાર્શ્વનાથ**સ્વામિની પ્રતિમા સન્મુખ શ્રદ્ધાપૂર્વક એકાગ્રતા કરતાંની સાથે તે સિદ્ધિ મળી, તેથી તે જોગીએ પરમ સમ્યક્ત્વધારી શ્રાવક બની, ગુરુ **પાદલિપ્તાચાર્ય**નું નામ રાખવા સારૂ, શ્રી **શત્રુંજય**ની તળેટીમાં **પાલીતાણા** નગર વસાવ્યું, એમ શ્રી **પાદલિપ્તચરિત્ર**માં વર્ણવ્યું છે.

(૯) શ્રી **શ્રીપાલરાજા** તથા સાતસો કોઢીઆનો અઢાર જાતનો કોઢ ઉજ્જૈન નગરમાં શ્રી **કેસરીયાનાથજીની** મૂર્તિ સામે શ્રી **સિદ્ધચક્ર** યંત્રના સ્નાનજળથી દૂર થઈ, કંચન સમાન કાયા થઈ ગઇ. જે મૂર્તિ હાલ **મેવાડ**માં **ધુલેવ** ગામમાં બિરાજમાન છે. (જુઓ શ્રી શ્રીપાલચરિત્ર.)

(૧૦) શ્રી અભયદેવસૂરિજીનો ગલત કોઢ શ્રી **સ્તંભન પાર્શ્વનાથજી**ની મૂર્તિના સ્નાનજલથી ગયો. ત્યાર બાદ તેઓએ **નવ અંગસૂત્રો**ની ટીકા રચી.

(૧૧) શ્રી **ગૌતમસ્વામિની** શંકા નિવારવા સારૂ ભગવાને શ્રીમુખે ફરમાવ્યું કે—જે પુરુષ આત્મલબ્ધિથી

એમા કર્મની વિચિત્રતા સિવાય બીજુ કાઈ કારણ નથી મૂળ સૂત્રોને બરાબર મળતી આવતી નિર્યુક્તિ વિગેરે પચાગીને નહિ માનવાથી, શ્રી ભગવતીસૂત્ર, શ્રી **સમવાયાગસૂત્ર, શ્રી નંદીસૂત્ર** અને શ્રી **અનુયોગદ્વારસૂત્રાદિ**ના હુકમનો ભગ થઈ જાય છે એટલુ જ નહિ, પણ શ્રી**ભદ્રબાહુસ્વામી** જેવા ચૌદ પૂર્વના ધણી, કેવળી નહિ પણ કેવલી સમાન, સમુદ્ર સરખી ગભીર બુદ્ધિવાળા આચાર્યાદિનું ઘોર અપમાન થાય છે જેમના મુકાબલામા આજ–કાલના અલ્પજ્ઞ પુરુષોની વિદ્વત્તા તથા તેમના કપોલકલ્પિત પ્રમાણો કાઈ વિસાતમા નથી

વળી કેટલાક પોતામા આત્મિક ધન હોવાનુ બહાનુ કરી, નિશ્ચયને આગળ કરી, દ્રવ્યરહિત કેવળ ભાવને જ પોકારે છે ને એ વડે જ પોતાની મતલબ સાધી લેવાનો આડબર કરે છે પરતુ તેમ કરવામા કિંચિત્ જે આત્મિક ધન હોય–તેને હુંપદ કે અહંકારથી ગુમાવી દઈ નિર્ધન થઈ જાય છે તે વિષે શ્રી **ઉત્તરાધ્યયનસૂત્ર**મા એક દૃષ્ટાત છે

કોઈ એક શાહુકારે પોતાના ત્રણ પુત્રોની બુદ્ધિ અજમાવવા સારૂ દરેકને હજાર હજાર સોનામહોરો આપી પરદેશ મોકલ્યા અને કહ્યુ કે–આ દ્રવ્યથી વ્યાપાર કરી, નફો મેળવી તુરત પાછા આવજો મોટા પુત્રે તો ગુમાસ્તા રાખી આવતા–જતાની સારી રીતે બરદાસ–ચાકરી કરી તથા સર્વેને રાજી રાખી પોતાના ધધામા ખૂબ ધન મેળવ્યું બીજા પુત્રે વિચાર કર્યો કે આપણી પાસે ધન ઘણું છે, તો પછી વધારો પાડી શુ કરવો છે ? મૂલગી

મુડી કાયમ રહે એટલે બસ ! એમ ધારી અસલ રક-મને આબાદ રાખી ઉપલો નફો, ખાવા-પીવા તથા મોજ-શોખમાં ઉડાવી દીધો. ત્રીજા દીકરાએ મનસાં ચિંતવ્યું કે-પિતાના મરણ પછી તેની અગણિત દોલતના અમે જ માલીક છીએ, માટે વળી કમાવાની ચિંતા શા માટે કરવી જોઇએ ? એવા અભિમાની ખ્યાલથી મૂળ રકમને પણ મોજશોખમાં ઉડાવી દીધી. હવે કેટલેક સમયે તે પુત્રો પિતા પાસે ઘરે આવ્યા. સઘળી હકીકત પૂછ્યા પછી જે પુત્રે મૂળ પુંજીને ઉડાવી નાખી હતી, તેને ઘરના કામકાજમાં તુચ્છ નોકર તરીકે રાખી, પેટગુજારો કર-વાનું કહ્યું. લક્ષ્મીપતિના પુત્ર તરીકેના ઉચ્ચ પદથી ભ્રષ્ટ કરી નીચ નોકરના પદને લાયક બનાવ્યો. તથા બીજો પુત્ર જેણે મૂળ ધન રાખી કાંઇ વધારો પાડ્યો નહોતો, તેને કાંઇક દ્રવ્યથી વ્યાપાર કરવાની આજ્ઞા આપી, પણ સર્વેથી બુદ્ધિમાન એવો મોટો પુત્ર, કે જેણે અસલી રકમ ઉપરાંત મોટો લાભ ઉપાર્જ્યો હતો, તેને ઘરનો સર્વ ભાર સોંપીને ઘરનો માલીક બનાવ્યો.

ઉપર મુજબ જણાવવામાં આવેલા દૃષ્ટાંતનો ઉપનય એ છે કે-મૂળગી પુંજી તે મનુષ્ય ભવ. તેમાં જેણે વધુ કમાણી કરી, તે ધર્મમાર્ગે વધીને મહાન સમૃદ્ધિમાન દેવગતિ અથવા સર્વોત્કૃષ્ટ અક્ષયસ્થિતિને ક્રમશઃ પ્રાપ્ત કરનારો સમજવો : જેણે મૂલ ધન (મનુષ્ય ભવ)ને સાબીત રાખ્યું, તે ફરી મરીને મનુષ્યાવતારમાં જ આવ્યો, કાંઇ વધ્યો-ઘટ્યો નહિ એમ સમજવું : કિંતુ ત્રીજો પુરુષ તો અસલી રકમને ગુમાવી બેઠો, દેવાલીયો

ગુરુના ગુણગ્રામ કરતાં કર્મ બધાય, એવું કોઈ શાસ્ત્ર કહે છે ખરૂં ? કદાગ્રહી ન હોય તો સામાન્ય અક્કલવાળો પ એવું ન કહે. વળી-' દેવ અને ગુરુની ભક્તિથી ઉત્તમ ફલની જ પ્રાપ્તિ થાય છે '-એ વિષયમા સર્વે શાસ્ત્રો એકમત છે, તો તે કાર્યને અધર્મનુ કાર્ય કેમ ગણાય ?

વળી જ્ઞાનના પ્રચાર સારૂ સભાઓ ભરવામાં તથા પુસ્તકો રચવામાં કર્મબંધ થતો હોય, તો શ્રી તીર્થંકર મહારાજના સમવસરણમા બાર પર્ષદા તથા સાધુના વ્યાખ્યાનમા હજારો લોક આવે છે, તેનો નિષેધ કોઈ પણ શાસ્ત્રે કેમ ન કર્યો ? તથા આજ પણ કોઈ કેમ નથી કરતું ? જે સભાઓમા દેશકથા, રાજકથા, સ્ત્રીકથા વિગેરે વિકથાઓ થતી હોય સાક્ષાત્ ભગવાન જેટલો જ બોધ કરાવનારી તેમની આબેહૂબ મૂર્તિના અવર્ણવાદ બોલાતા હોય. મહાન ચૌદ પૂર્વધર, દશ પૂર્વધર, શાસન દીપક, ધર્મધુરંધર પૂર્વાચાર્યોના નિસ્પૃહી-નિષ્પક્ષપાતી લેખો પર મનઘડત આક્ષેપો કરતા હોય અને તેના અવર્ણવાદ બોલાતા હોય તથા તેવા જ સ્વચ્છંદી વિષયોથી ભરપુર પુસ્તક અને ગ્રંથો રચાતા હોય, તેવી સભાઓ અને પુસ્તકો જરૂર અધર્મનુ કૃત્ય તથા નિંદાપાત્ર ગણાય પરતુ સુવિદ્યાને ઉત્તેજન આપનારી, શૂન્ય હૃદયવાળા શ્રદ્ધાધીને સચેત કરી દેવ-ગુરુ-ધર્મની સેવામા જોડનારી તથા વૈરાગ્ય અને ધર્મના વચનોને વરસાવનારી સભાઓ તો સદા માટે પ્રશસનીય જ ગણાશે તેમજ તેવા પુસ્તકો પણ સત્યશોધક હોવાથી, તેની રચના વિગેરે પણ ધર્મ-કૃત્ય જ ગણાશે.

એજ રીતે ઉપાશ્રય કે ધર્મકાર્ય માટે બંધાએલ મકાનને પણ પાપ–ફલ–દાતા કહી શકાશે નહિ: કારણ કે–તે મકાનો ઘરની રસોઈ કરવા, સુવા–બેસવા, પરનિંદાના ગપાટા મારવા અથવા ગાયો–ભેંસો આદિ પશુઓ બાંધવા નિમિત્તે બનાવવામાં આવતાં નથી. જ્યાં મહાત્મા પુરુષોના વાસ થતા હોય: નૈતિક, ધાર્મિક અને અધ્યાત્મિક વિષયોનાં આખ્યાનો થતાં હોય: અનેક ધર્મરાગી પુરુષો જ્યાં બેસી શુભ કરણી કરી આત્મસાધન કરતા હોય: પવિત્ર પ્રભુના ગુણગ્રામ ગવાતા હોય: ઇત્યાદિ કાર્યો જે મકાનમાં થતાં હોય, તે મકાન બંધાવનાર અને બંધાવીને શ્રીસંઘને સમર્પણ કરનાર ધન્યવાદને જ પાત્ર છે. લક્ષ્મી પામ્યાનું સાર્થક તેવાઓએ જ કરેલું છે. આવાં ઉત્તમ કાર્યોમાં પૈસો ખરચવો, એ જ લક્ષ્મી પ્રાપ્ત થયાનું સાચું ફળ છે.

કેટલાકો ઉપાશ્રયો બાંધવામાં પાપ સમજી, પોતાના ગુરુને ઉતારવા સારૂ કોઈનું મકાન માગી લે છે, તો તેમાં શું આરંભ નથી? તેને ખોલતી વેળા, સાફસુફ કરવામાં, લીંપવામાં, તેમાંના સામાન અથવા વખતે ગાયો–ભેંસોને હઠાવવામાં, હિંસા થશે કે નહિ? તેમાં નિમિત્ત કોણ બનશે? તથા ઘરના ધણીને તેથી શુભ ફળ મળવાનું કે અશુભ? જો કહેશો કે–'ગુરુભક્તિથી તો શુભ ફળ જ મળે'–તો પછી એ પણ વિચારવું જોઇએ કે–'જો તે મનુષ્યને મહિનો માસ સુધી પોતાનું મકાન ગુરૂને ઉતારવા દીધાથી શુભાનુબંધી શુભ ફળ મળશે, તો પછી હંમેશને માટે પરોપકારાર્થે મકાન અર્પણ કરનારના

ફલનું તો પૂછવાનુંજ કયા રહે છે ?'

૭૪ પ્રશ્ન૦ શ્રી જિનપૂજાદિ માર્ગો મ્રવા, એ તો વ્યવહાર ધર્મ છે જેઓ નિશ્ચયને પામ્યા છે, તેઓને તેવા અધર્મકાર્યની શી જરૂર છે ?

ઉત્તર૦ જેઓ વ્યવહારધર્મને વખોડી કેવળ નિશ્ચય પર ચાલવાનો રસ્તો ગ્રહણ કરવા જાય છે, તેઓ બનેને ચૂકે છે કારણ કે-શ્રી જિનમાર્ગને વિષે શુદ્ધ વ્યવહારને પ્રધાનપદ આપ્યું છે, કેવળ નિશ્ચયને નહિ તે સાબીત કરવાને માટે અનેક દષ્ટાતો છે જેમ કે-

(૧) શ્રી ભરતરાજાને કેવલજ્ઞાન પ્રાપ્ત થયા પછી વેષ બદલવો પડયો, તો શુ તેમ કર્યા વિના કેવલજ્ઞાન પાછુ ચાલ્યું જતુ હતુ ? ના, પણ વ્યવહાર સાચવવા સારૂ ગૃહસ્થનો વેષ ઉતારવો પડયો અને મુનિવેષ ધારણ કરવો પડયો

(૨) સાધુ વરસતા મેહમા સ્વસ્થાન પર આવે, પણ એકલી સ્રીવાળા સ્થાને ન રોકાય વળી-માર્ગમા ચાલતા જો બીજો માર્ગ ન જડે તો સાધુ હરિત કાય પર પગ દઈને ચાલે, પણ સ્રીના સઘટ્ટાથી બચે કારણ કે-તે લોકવ્યવહારથી વિરૂદ્ધ છે

(૩) કેવલી મહારાજ દિન-રાત સરખુ દેખે છે, પણ વ્યવહાર સાચવવા સારૂ વિહાર ન કરે

(૪) યુગલીયામા ભાઇ-બહેન પતિ-પત્ની રૂપ બન્યા પછીથી ભોગ કરીને, મરીને દેવલોકમા જાય છે પણ તે કાર્ય આજ કોઈ કરે તો વ્યવહાર-માર્ગ

લોપ્યો ગણાય અને મહા અનર્થ ગણાય. નિશ્ચયથી જીવહિંસા તો સરખી જ છે.

(૫) શ્રી **મહાવીર** પરમાત્મા નિશ્ચયથી જાણતા હતા કે-"બે સાધુ મરશે"-પણ વ્યવહાર સાચવવા સારૂ તેમને બોલવાની મના કરી.

(૬) શ્રાવક નિરંતર આરંભ-પરિગ્રહમાં બેઠેલો જ છે અને અનેક જીવોને ત્રાસ આપે છે, તે છતાં ચોરીની વસ્તુ લેવી તેને યોગ્ય ગણી નહિ-તેમાં કારણ લોકવ્યવહારનો લોપ ન થવા દેવો તે જ છે.

(૭) શ્રી **વીરપરમાત્મા** જાણતા હતા કે-'મારા રોગની સ્થિતિ પાકી ગઇ છે, તેથી હવે મટી જશે'-પણ વ્યવહાર માટે તથા બીજા સાધુઓને ઔષધ લાવવાથી ફાયદો થાય એમ જણાવવા, પોતે ઔષધ ગ્રહણ કર્યું.

(૮) શ્રી **મલ્લીનાથ**સ્વામી અવેદી હતા, પણ લોકવ્યવહાર માન્ય કરવા સારૂ તેઓ સ્ત્રીઓની પર્ષદામાં જ બેસતા.

(૯) વરસતા મેહમાં ગુરુને દેહચિંતા ઉપજી. તે વારે એક ચેલો કહે કે-'હું તો નહિ પરઠવું. જીવહિંસા લાગે.' ત્યારે બીજા શિષ્યે તે પરઠવ્યું. એ બેમાં પરઠવનારો આરાધક છે, પણ બીજો નહિ!

(૧૦) મોહરાગથી બચવા સારૂ સાધુને ચોમાસા સિવાય એક જગ્યાએ કારણ વિના એક માસ કરતાં વધુ રહેવું ન કલ્પે, પણ જો મોહરાગ બંધાવાનો

હોય તો રહનેમિની પેઠે એક ઘડીમાં પણ બધાય: પણ એક માસથી વધારે રહે તોજ વ્યવહારનો ભંગ ગણાય, અન્યથા નહિ!

એ પ્રમાણે વ્યવહારમાર્ગની મૂખ્યતાનાં બીજા પણ સેંકડો દૃષ્ટાંતો છે

શ્રાવકનો શુદ્ધ વ્યવહાર રાત્રિભોજન-ત્યાગાદિનો છે એ વ્યવહારનો જેઓ લોપ કરે છે, તેઓનો નિશ્ચય તત્કાલ લોપાઈ જાય છે અને-જેઓ શુદ્ધ વ્યવહારને અગીકાર કરે છે, તેઓ મોક્ષ પર્યંતના ફળને મેળવે છે.

૭૫ પ્રશ્ન૦ બાર દુકાલીમા મૂર્તિપૂજા સાવદ્યાચાર્યોએ ઉપદેશ આપી કરાવવા માડી છે, તે પહેલા તો કાંઈ હતુ જ નહિ, એમ કેટલાક કહે છે તે બરાબર છે?

ઉત્તર૦ બાર દુકાલ શ્રી મહાવીરસ્વામિની વીસમી પાટે શ્રી સ્કંદિલાચાર્ય થયા, તેમના વખતમાં પડ્યા હતા હવે જો ત્યાર પછીના આચાર્યોએ મૂર્તિપૂજા ચલાવી હોય, તો શ્રી દેવર્દ્ધિગણી ક્ષમાશ્રમણ, તે પછી સત્તાવીસમી પાટે થયા છે, માટે તેઓને પણ સાવદ્યાચાર્યમા સામેલ કરવા પડશે અને તે વખત બીજા સેંકડો આચાર્યોએ એકઠા મળીને ક્રોડો ગ્રન્થોની રચના કરી, એટલે તે તમામને પણ નિરર્થક માનવા પડશે અને જો તેમ થાય, તો પછી જૈનધર્મ રહેશે જ કયાં?

એક અજ્ઞાન મનુષ્ય પણ સમજી શકે તેમ છે કે-કાળ વરસમાં નૈવેદ્યાદિ પૂજાનું ખર્ચ વધારવાનો ઉપદેશ શી રીતે ચાલી શકે? તે વખતે તો લોક ખર્ચ ઘટાડ-

વાના ઉપદેશને જ ગ્રહણ કરે. વળી મૂર્તિ આગળ મૂકેલું અન્ન વિગેરે સાધુને કામ ન આવે, એમ શું તે સમયમાં કોઈ નહોતું જાણતું ? સાધુ પોતાના સ્વાર્થ માટે એવો ઉપદેશ કરે, તો પણ તે વખતનો સંઘ તેને ન જ ચલાવી લે. વળી નૈવેદ્યપૂજાદિ તે વખતે શરૂ થયાં, તો મૂર્તિ તો આગળ હતી જ એમ સિદ્ધ થઈ ગયું.

સાક્ષાત્ "**સરસ્વતી**" આદિ દેવીઓ તથા અન્ય દેવો જે મહાત્માઓની સેવામાં હરવખત હાજર રહેતા, તેવા શાસનપ્રેમી ધુરંધર આચાર્યોને સ્વાર્થી માનવા અને આજ–કાલના નિર્બુદ્ધિ પુરુષો નિઃસ્વાર્થી છે–એમ કહેવું, એ કેટલું બધું અસંગત છે ? લાખો વરસની દૃષ્ટિગોચર થતી મૂર્તિઓ તથા હજારો વર્ષ પહેલાંનાં લખાએલાં પુસ્તકો અપ્રમાણિક અને આધુનિક મનઘડંત કલ્પનાઓ પ્રમાણિક ? કોઈ કાળે તેમ બની શકે નહિ.

શ્રી જિનપ્રતિમાની પૂજા–ભક્તિ હાલમાં શ્રદ્ધાળુ શ્રાવકવર્ગ તરફથી કરવામાં આવે છે તે માટે તથા પૂજા વખતે શ્રી જિનની પિંડસ્થાદિ ત્રણે અવસ્થાઓનું આરોપણ કરવામાં આવે છે તે માટે સકડો સૂત્રોનો આધાર છે. જેમાંનાં કેટલાંક સૂત્રોનાં નામ માત્ર નીચે આપીએ છીએ. એ સૂત્રો તથા તેના રચનારાઓની પ્રમાણિકતા આગળ નિષેધકોની કિંમત કોડીની પણ નથી.

(૧) શ્રી **તત્ત્વાર્થસૂત્ર**ના કર્તા તથા બીજાં પાંચસો પ્રકરણના રચયિતા દશ પૂર્વધર વાચકશેખર શ્રી **ઉમાસ્વાતિજી** મહારાજા વિરચિત **પૂજાપ્રકરણ.**

(૨) ચૌદ પૂર્વધર અને શ્રી વીરભગવાનના છઠ્ઠા પટ્ટધર શ્રી ભદ્રબાહુસ્વામિકૃત આવશ્યક નિર્યુક્તિ.

(૩) દશ પૂર્વધરશ્રી વજ્રસ્વામિકૃત પ્રતિષ્ઠાકલ્પ.

(૪) શ્રી પાદલિપ્તાચાર્ય કૃત પ્રતિષ્ઠાકલ્પ.

(૫) શ્રી બપ્પભટ્ટસૂરિકૃત પ્રતિષ્ઠાકલ્પ.

(૬) ચૌદસો ચુંવાલીસ ગ્રંથોના કર્તા શ્રી હરિભદ્રસૂરિકૃત પૂજાપંચાશક.

(૭) એ જ મહાપુરૂષે રચેલ શ્રી ષોડશક.

(૮) એ જ મહાપુરૂષે રચેલ શ્રી લલિતવિસ્તરા.

(૯) એ જ મહાપુરૂષકૃત શ્રી શ્રાવકપ્રજ્ઞપ્તિ.

(૧૦) શ્રી શાલિભદ્રસૂરિકૃત ચૈત્યવંદન ભાષ્ય.

(૧૧) શ્રી શાંતિસૂરિકૃત ચૈત્યવંદન બૃહદ્ ભાષ્ય

(૧૨) શ્રી દેવેન્દ્રસૂરિકૃત લઘુ ચૈત્યવંદન ભાષ્ય.

(૧૩) શ્રી ધર્મઘોષસૂરિકૃત શ્રી સંઘાચારવૃત્તિ.

(૧૪) શ્રી સંઘદાસગણિકૃત વ્યવહાર ભાષ્ય.

(૧૫) શ્રી બૃહત્કલ્પ ભાષ્ય અને તેની શ્રી મલયગિરિસૂરિકૃત વૃત્તિ

(૧૬) શ્રી મહાવીરપ્રભુના હસ્તદીક્ષિત શિષ્ય અવધિજ્ઞાની શ્રી ધર્મદાસગણિ ક્ષમાશ્રમણકૃત ઉપદેશમાલા.

(૧૭) જેમના વિદ્વત્તાભર્યા ગ્રન્થોથી વર્તમાન વિશ્વ પણ ચકિત થઈ રહેલ છે, તે કલિકાલસર્વજ્ઞનું બિરૂદ ધારણ

કરનારા શ્રી હેમચંદ્રાચાર્યકૃત શ્રી યોગશાસ્ત્ર.

(૧૮) તેમણે જ રચેલ શ્રી ત્રિષષ્ઠિશલાકાપુરુષચરિત્ર.

(૧૯) પૂર્વધરવિરચિત શ્રી પ્રથમાનુયોગ.

(૨૦) પૂર્વ ચિરંતનસૂરિકૃત શ્રી શ્રાદ્ધદિનકૃત્ય સૂત્ર.

(૨૧) શ્રી વર્દ્ધમાનસૂરિકૃત શ્રી આચારદિનકર.

(૨૨) શ્રી રત્નશેખરસૂરિકૃત શ્રી શ્રાદ્ધવિધિ.

(૨૩) ,, શ્રી આચાર પ્રદીપ.

(૨૪) શ્રી કક્કસૂરિકૃત શ્રી નવપદ પ્રકરણ.

(૨૫) શ્રી જિનભદ્રગણિ ક્ષમાશ્રમણકૃત શ્રી વિશેષાવશ્યક મહા ભાષ્ય.

(૨૬) મલ્લધારી શ્રી હેમચંદ્રાચાર્યવિરચિત મહા ભાષ્યવૃત્તિ.

(૨૭) મલ્લધારી શ્રી હેમચંદ્રાચાર્યકૃત પુષ્પમાલા.

(૨૮) શ્રી અભયદેવસૂરિકૃત પંચાશકવૃત્તિ.

(૨૯) શ્રી જ્ઞાતાસૂત્ર.

(૩૦) શ્રી ઠાણાંગસૂત્ર.

(૩૧) શ્રી રાયપસેણીસૂત્ર.

(૩૨) શ્રી જીવાભિગમસૂત્ર.

(૩૩) શ્રી મહાપ્રત્યાખ્યાનસૂત્ર.

(૩૪) શ્રી મહાનિશીથસૂત્ર.

(૩૫) શ્રી દેવસુંદરસૂરિકૃત સામાચારી પ્રકરણ

(૩૬) શ્રી સોમસુંદરસૂરિકૃત ,, ,,

(૩૭) શ્રી જિનપતિસૂરિકૃત  સામાચારી પ્રકરણ
(૩૮) શ્રી અભયદેવસૂરિકૃત  ”  ”
(૩૯) શ્રી જિનપ્રભસૂરિકૃત  ”  ”

આ પ્રમાણે સેંકડો આચાર્યોના પ્રમાણિક ગ્રન્થાધારે મૂર્તિપૂજા કરવામાં આવે છે. હવે આમાંના ક્યા આચાર્યોને સાવદ્યાચાર્ય કહી શકાય તેમ છે ? કદાચ કહેવામાં આવે કે–' પૂર્વધરોના વખતમાં જ્ઞાન કંઠાગ્ર હતું, પણ પાછળથી પુસ્તકારૂઢ કરવામાં આવ્યું, તેથી માનવામાં શંકા રહે છે'–પરન્તુ આ કહેવું અયથાર્થ છે : કારણ કે–પુસ્તકોનો સર્વથા અભાવ હોવાનું ક્યાંઇ પણ કહ્યું નથી. શું શ્રી **ઋષભદેવસ્વામિએ** ચલાવેલી લિપિ વિચ્છેદ થઈ ગઈ હતી ? જો હા, તો પછી લોકોનાં કામો કેવી રીતિએ ચાલતાં હશે ?

વળી બીજું પ્રમાણ એ છે કે શ્રી–**વીરપ્રભુ** પછી ૯૮૦ વર્ષે શ્રી **દેવર્દ્ધિગણિ** ક્ષમાશ્રમણાદિ સેંકડો આચાર્યોએ મળીને પુસ્તક–સંખ્યા એક કરોડ ઉપરાંત બનાવી. તે વખતે આચાર્યોની પરંપરાએ ચાલતું આવેલું જ્ઞાન અવિચ્છિન્નપણે પુસ્તકોમાં બરાબર યથાતથ્ય ઉતારવામાં આવ્યું. તેમાંના ઘણા ગ્રન્થો, સેંકડો વર્ષ પહેલાંના લખેલા, જ્ઞાનભંડારોમાં વિદ્યમાન છે. તે વખતે તે આચાર્યોના પ્રતિપક્ષી કોઇ થયા હોય, તો તેમના તરફથી પણ તે સમયનાં લખેલાં પુસ્તકો પ્રમાણ રૂપે મોજૂદ હોવાં જોઇએ, પણ તેવું જણાતું નથી. તો પછી ધર્મના સ્તંભ રૂપ પંડિત પુરુષો અને તેમનાં લખાણોની અવજ્ઞા

કરવાથી મહા પાપના ભાગી થવા સિવાય બીજું શું ફળ મળે તેમ છે ?

શું તે આચાર્યોને પરભવનો ડર ન હતો ? અથવા ઉત્સૂત્રપ્રરૂપણાના દોષને તેઓ સમજતા જ નહિ હોય ? તે વખતે તેમને તેમ કરતાં અટકાવવા માટે, શું કોઇએ કલમ જ ન ચલાવી ? તથા તે વચ્ચે, એક હજાર ઉપર વરસ વીતી જવા છતાં, તેમના નિંદક કોઈ પેદા ન થયા ? કે સમસ્ત મુનિગણની તે સમયની નિંદને ઉડાડનારા આજે જ ઉત્પન્ન થઈ આવ્યા ? મહાન સાક્ષરોની ભૂલોને સુધારનારાઓ હવે જ જન્મ્યા;—એવી અશ્રદ્ધેય વાતને તો કેવળ અજ્ઞાન વર્ગ જ માને.

૭૬ **પ્રશ્ન૦** શ્રી **મહાવીરસ્વામિના** નિર્વાણ સમયે બે હજાર વરસની સ્થિતિવાળો ભસ્મગ્રહ બેસવાથી શાસનને ધક્કો લાગ્યો, પણ તે ઉતર્યા બાદ સત્ય ધર્મ પેદા થયો,—એમ કહેવાય છે, તો તેમાં તથ્ય શું છે ?

**ઉત્તર૦** ત્યારે શું ભસ્મગ્રહ ઉતર્યા પહેલાં સત્ય ધર્મ નહોતો ? તે વખતે વિચ્છેદ થઈ ગયાનુ કયા સૂત્રમાં લખ્યું છે ? શ્રી **ભગવતી** સૂત્રના વીસમા શતકને વિષે આઠમા ઉદ્દેશે ભગવંતે ફરમાવ્યું છે કે—

"હે **ગૌતમ**! આ જંબૂદ્વીપના **ભરતખંડને** વિષે આ અવસર્પિણી કાલમાં મારૂં શાસન ૨૧૦૦૦ વર્ષ પર્યંત ચાલશે."

આ સૂત્રપાઠમાં વિચ્છેદ થવાનુ કે પુનરુદ્ધાર થવાનુ કાંઇ નામ—નિશાન પણ નથી. ઉલટું, એક સરખું ચાલ-

वानुं कह्यु छे वळी श्री कल्पसूत्रमा कह्यु छे के–

" श्री वीरप्रभुना निर्वाण बाद बे हजार वर्षनी स्थितिवाळो भस्मग्रह प्रभुना जन्मनक्षत्र पर बेसशे, जेथी ते दरम्यान साधु–साध्वीनी उदय उदय पूजा नहि थाय, पण भस्मग्रह उतर्या बाद साधु–साध्वीनी उदय उदय पूजा थशे "

ग्रहना जोरथी जेमनी पूजा नहि थती होय, तेमनी ज पूजा ते उतर्या पछी विशेष प्रकारे थशे, तेमा बीजाने शु लागे–वळगे ? ए मुजब श्री **आणंदविमलसूरि, श्री हेमविमलसूरि, श्री विजयदानसूरि, श्री विजयहीरसूरि** तथा श्री **जिनचंद्रसूरि** विगेरे आचार्योए क्रिया–उद्धार कर्यो, त्यारथी त्यागी शुद्ध साधुनी मान्यता अने पूज्यता लोकोमा दिवसे दिवसे विस्तरवा तथा वधवा लागी, ए प्रत्यक्ष देखाय छे श्री कल्प सूत्रमा एम तो कह्यु नथी के–" भस्मग्रहनी स्थीतिवाळा बे हजार वर्ष सुधी दयामय धर्मनो लोप थई जशे, लोक हिंसाधर्मना कुरस्ते चढशे तथा ते ग्रह उतर्या बाद अमूक आचार्ये फरी दयामय धर्मनो पुनरुद्धार करशे, तेथी तेमनी उदय उदय पूजा थशे अने दयानी वृद्धि थशे "

जेम कोई एक स्त्रीने गर्भ रह्यो होय, तो पुरा दिन थयेथी तेने ज पुत्र प्राप्त थशे, बीजाने नहि तथा रोगी पुरुषना रोगनी स्थिति परिपूर्ण थयेथी ते ज माणस साजो थशे, बीजो नहि तेम भस्मग्रहना प्रभा-

વથી જે મુનિવર્યોની પૂજા-ભક્તિ નહોતી થતી, તેમની જ ભક્તિ પાછી ગ્રહ ઉતર્યાથી થશે, બીજાની નહિ.—એવો સ્પષ્ટ અર્થ છોડી, મારી મચડીને ખોટો અર્થ કરવો, તે સત્યને ઉતારી પાડવા બરાબર છે.

૭૭ પ્રશ્ન૦ કેટલાક કહે છે કે-શ્રી વીરસંવત ૬૭૦ માં સાચોર ગામમાં શ્રી મહાવીરસ્વામિની મૂર્તિની પ્રતિષ્ઠા થઈ, તે પહેલાં મૂર્તિ હતી જ ક્યાં ?

ઉત્તર૦ આ કથનમાં કાંઈ પ્રમાણ નથી. જો તેમ હોય તો લાખો વરસ પહેલાં મૂર્તિપૂજા કર્યાના પાઠો મૂલ સૂત્રોમાં ક્યાંથી આવી ગયા ? આજ પણ હજારો અને લાખો વરસનાં મંદિરો તથા મૂર્તિઓ વિદ્યમાન છે. તે મંદિરો અને મૂર્તિઓની પ્રાચીનતાની અંગ્રેજ શોધકો તથા અન્યદર્શની વિદ્વાનો પણ સાક્ષી પૂરે છે.

**પ્રાચીન મંદિર અને મૂર્તિઓ માટે કેટલાક શાસ્ત્રીય ઉલ્લેખો—**

(૧) શ્રી આવશ્યક મૂળ પાઠમાં 'વગ્ગુર' શ્રાવકે **મલ્લીનાથસ્વામિનું મંદિર પુરિમતાલ નગરીને** વિષે બંધાવ્યાનો ઉલ્લેખ છે.

(૨) **ભરત ચક્રવર્તિએ શ્રી અષ્ટાપદ** પર્વત ઉપર ચોવીસ તીર્થંકરોની પ્રતિમાઓ, તેમના વર્ણ, લંછન તથા શરીરના કદ પ્રમાણે સ્થાપન કર્યાનું શ્રી **આવશ્યક** મૂળ પાઠમાં કહ્યું છે.

(૩) **નિઝામ હેદ્રાબાદ** પાસે **કુલ્પાક** ગામમાં ભરતરાજાના વખતની ભરાવેલી શ્રી **ઋષભ-**

નાથસ્વામિની મૂર્તિ છે, જે કાળવશે કરી દહેરાસર સમેત જમીનમાં દટાઇ ગએલ, તે હાલ થોડા વખત પહેલાં પ્રગટ થએલ છે જમીનની અંદરથી દહેરાસર નીકળ્યું છે પ્રત્યક્ષ માટે બીજા પ્રમાણની જરૂર નહિ નજરે જોઇ ખાત્રી કરી લેવી કે-તે તીર્થ પ્રાચીન છે કે અર્વાચીન ? લોકો આને **માણિકયસ્વામિની** પ્રતિમા પણ કહે છે અને તે દેવાધિષ્ઠિત છે

(૪) **રાધનપુર** પાસે શ્રી **શંખેશ્વર** ગામમાં શ્રી **શંખેશ્વર પાર્શ્વનાથજી**ની મૂર્તિ ગઈ ચોવીસીના શ્રી **દામોદર** નામના તીર્થંકરના વખતમા બનેલી દેવરક્ષિત વિદ્યમાન છે.

(૫) **મુંબઈ** પાસે **અગાસી** ગામમાં શ્રી **મુનિસુવ્રત**-સ્વામિની પ્રતિમા તેમના વખતની બનેલી કહેવાય છે.

(૬) શ્રી **શ્રીપાલ**રાજા તથા સાતસો કોઢીઆનો કોઢ જે શ્રી **ઋષભનાથજી**ની મૂર્તિના સ્નાનજળથી દૂર થયો હતો, તે મૂર્તિ શ્રી **ધૂલેવા** નગરમાં શ્રી **કેસરીયાનાથજી**ના નામથી ઓળખાય છે, જેને લાખો વર્ષ થઈ ગયાં

(૭) **રાવણ** રાજાના વખતમા બનેલ શ્રી **અંતરીક્ષ પાર્શ્વનાથજી**ની મૂર્તિ દક્ષિણ દેશમાં આકોલા પાસે છે

(૮) આ ચોવીશીના શ્રી **નમિનાથ** ભગવાનના શાસન પછી ૨૨૨૨ વર્ષે આષાઢ નામના ગોડદેશ

વાસી શ્રાવકે ત્રણ પ્રતિમાઓ ભરાવી. તેમાંની એક **ખંભાત**માં શ્રી **સ્તંભન પાર્શ્વનાથ**ની, બીજી **પાટણ** શહેરમાં છે તથા ત્રીજી **પાટણ** પાસે **ચારૂપ** ગામમાં હાલ વિદ્યમાન છે. તેના પર નીચે મુજબ લેખો છે:—

'नमस्तीर्थकृते तीर्थे वर्षेदीक चतुष्टये ।
आषाढश्रावको गौडो कारयेत् प्रतिमा त्रयम् ॥'

ઇત્યાદિ, એ હિસાબે તે પ્રતિમાઓ ૫,૮૬,૬૫૨ વર્ષ લગભગની જુની છે.

(૯) **મારવાડ**માં શ્રી **નાંદિયા** ગામમાં શ્રી **મહાવીરસ્વામી** વિદ્યમાન થકાં, તેમની મૂર્તિ સ્થાપન થએલી છે, જેને **જીવિતસ્વામી** કહે છે.

(૧૦) **કાઠીયાવાડ**માં શ્રી **મહુવા** ગામમાં પણ ભગવાન શ્રી મહાવીરસ્વામી વિચરતા હતા, તે વખતની ભરાવેલી તેમની પ્રતિમા છે.

(૧૧) **જોધપુર** પાસે **ઓસીયા** નગરમાં શ્રી **વીર**-નિર્વાણ પછી ૭૦ વર્ષે સ્થાપન કરેલી શ્રી **મહાવીર**ભગવાનની મૂર્તિ શ્રી **રત્નપ્રભસૂરિ**ના હાથે પ્રતિષ્ઠિત થયેલી છે, જેને ૨૩૭૦ વર્ષ થયાં તથા બીજા પ્રાચીન લેખો પણ ત્યાં છે.

(૧૨) **ભરૂચ** શહેરમાં શ્રી **મુનિસુવ્રત**સ્વામિના વખતની તેમની મૂર્તિ હતી, જેને લાખ્ખો વર્ષ થઈ ગયાં.

(૧૩) **કચ્છ** દેશના **અંજાર** ગામમાં ઘણું પુરાણું શ્રી **પાર્શ્વનાથ**જીનું દેરૂં છે. તેના જીર્ણોદ્ધાર વખતે

ખોદકામ થતા જમીનમાથી એક ત્રાબાપત્ર મળ્યું છે, જેના પર લેખ પ્રાચીન સમયનો છે તેમા લખ્યું છે કે–'તે દહેરૂ વીર સવત્ ૨૩ મા બધા વવામા આવ્યું છે,' જેને આજ લગભગ અઢી હજાર વરસ થઈ ગયા

(૧૪) બીકાનેરમા શ્રી ચિન્તામણિ પાર્શ્વનાથ જીના ભડારમા ચોવીસસો તથા તેથી વધારે વર્ષની સેંકડો પ્રતિમાઓ છે

(૧૫) સર ક્નીંગહામના પોતાના "આર્ચિઓલોજીકલ રીપોર્ટ"મા **મથુરા**મા પ્રાપ્ત થએલ કેટલીક મૂર્તિઓના લેખ પ્રગટ થયા છે, જેની નકલો શ્રી **તત્ત્વ–નિર્ણય**-પ્રાસાદ નામના ગ્રથમા છપાએલી છે, તો ત્યાથી જોઈ લેવી

(૧૬) **સપ્રતિરાજાએ** વીર સવત્ ૨૭૦ મા કરાવેલ લાખ્ખો મૂર્તિઓ પૈકી હાલમા **મારવાડ, ગુજરાત** આદિ સ્થળે ઘણી પ્રતિમાઓ વિદ્યમાન છે

વળી આ ઉપરાત નીચેના સ્થળોએ પણ અનેક પ્રાચીન પ્રતિમાઓ વિદ્યમાન છે

(૧૭) શ્રી **ઘોઘામા** શ્રી **નવખડા** પાર્શ્વનાથ

(૧૮) શ્રી **ફ્લોધિમા** શ્રી **ફ્લવૃદ્ધિ** પાર્શ્વનાથ

(૧૯) શ્રી **ભોયણીમા** શ્રી **મલ્લીનાથજી** ભગવાન

(૨૦) શ્રી **આબુના** મદિરોમા અનેક પ્રાચીન પ્રતિમાઓ છે

(૨૧) શ્રી **કુમારપાલ** રાજાના બધાવેલા શ્રી **તારંગાજી**

તીર્થનું ગગનચુંબી જિનાલય અને તેમાં બિરાજમાન શ્રી **અજિતનાથ**સ્વામિની વિશાળકાય ભવ્ય મૂર્તિ.

(૨૨) શ્રી **વરકાણામાં** શ્રી **વરકાણા** પાર્શ્વનાથ.

(૨૩) શ્રી **સિદ્ધાચળજી** ઉપર હજારો મંદિરો અને બિંબો.

(૨૪) શ્રી **ગિરનારજી** ઉપર મંદિરો તથા સેંકડો પ્રતિમાઓ.

(૨૫) **સમ્મેતશિખરજી** પરના અનેક જિનપ્રાસાદો.

(૨૬) શ્રી **રાણકપુરજી**નું ભવ્ય જિનમંદિર.

બીજાં પણ અનેક શ્રી જિનમંદિરો અને મૂર્તિઓ, સ્થળે સ્થળે, શ્રી જિનપૂજાની પ્રાચીનતા અને શાસ્ત્રીયતાનો જીવતો-જાગતો ખ્યાલ આપે છે. અગર મૂર્તિપૂજાનો નિષેધ હોત, તો ઉપર પ્રમાણે જિનમંદિર આદિ પાછળ ક્રોડો રૂપીઆ કેમ ખરચાત? સૂત્રોમાં કોઇ જગ્યાએ પણ શ્રી જિનપૂજાનો નિષેધ નથી અને શ્રી જિનપૂજાની આજ્ઞા ઠેર ઠેર છે!

**૭૮ પ્રશ્ન૦** આનંદાદિ શ્રાવકોએ શ્રી જિનમંદિર કરાવ્યાનો પાઠ ક્યા સૂત્રમાં છે?

**ઉત્તર૦ આનંદાદિ** શ્રાવકોએ પૂજા કર્યાનો અધિકાર શ્રી **ઉપાસક**દશાંગ સૂત્રમાં છે. તે સૂત્રની હકીકત વિષે શ્રી **નંદીસૂત્ર** તથા શ્રી **સમવાયાંગ** સૂત્રમાં કહ્યું છે કે-

**" से किं त उवासगदशाओ? उवासगदशासु णं उवासगाणं नगराणि उज्जनत्ति चेइयाइं वणखंडाइं राय अम्मापियरो समोसरणाइं धम्मायरिया धम्मकहाइं पर लोगाइं इड्ढिविशेषो । "**

ભાવાર્થ—તે ઉપાસકદશાંગ સૂત્રમાં શું છે? શ્રી ઉપાસકદશાંગમાં શ્રાવકોનાં નગર, ઉદ્યાન, ચૈત્ય (જિનમંદિર), વનખંડ, રાજા, માતા, પિતા, સમોસરણાદિક, ધર્માચાર્ય, ધર્મકથા, પરલોકાદિ તથા ઋદ્ધિવિશેષ વર્ણવેલ છે.

એ રીતે કહેલાં થી જિનમંદિરોમાં આણંદ, કામદેવાદિ શ્રાવકોનાં દહેરાં પણ આવી ગયાં. શ્રાવકોને વાસ્તે શ્રી જિનમંદિર બનાવવાની આજ્ઞા ન હોત, તો તેનું વર્ણન અત્રે શા માટે આવત?

શ્રી ઠાણાંગ સૂત્રમાં શ્રાવક શબ્દનો જ્યાં અર્થ કર્યો છે, ત્યાં—'(૧) જિનપ્રતિમા (૨) જિનમંદિર (૩) શાસ્ત્ર (૪) સાધુ (૫) સાધ્વી (૬) શ્રાવક (૭) શ્રાવિકા'—એ સાત ક્ષેત્રે ધન ખર્ચવાનો હુકમ ફરમાવ્યો છે તથા અન્ય સૂત્રોમાં પણ તે સાત ક્ષેત્રો શ્રાવકને સેવવા યોગ્ય બતાવ્યાં છે. આણંદ વિગેરે બાર વ્રતધારી, દૃઢ ધર્મનિષ્ઠ શ્રાવકો હતા. તેઓએ શ્રી ઉત્તરાધ્યયનના ૨૮મા અધ્યયનમાં કહ્યા મુજબ સમ્યક્ત્વના આઠ આચારોનું સેવન કર્યું છે. તેમાં સાત ક્ષેત્ર પણ આવી જાય છે: કારણ કે—તે આચારોમાં સાધર્મિકવાત્સલ્ય તથા પ્રભાવના એ બે આચાર પણ કહ્યા છે. સાધર્મિક વાત્સલ્યમાં સાધુ, સાધ્વી, શ્રાવક અને શ્રાવિકા એ ચાર ક્ષેત્રો જાણવાં ને પ્રભાવનામાં શ્રી જિનબિંબ, શ્રી જિનમંદિર તથા શાસ્ત્ર એ ત્રણ ગણાય.

આણંદ, કામદેવાદિ શ્રાવકો ઉપરાંત પ્રદેશી રાજાએ પણ શ્રી જિનમંદિર કરાવેલ છે.

**૭૯ પ્રશ્ન૦** આગળ અસંખ્યાતાં વર્ષોની પ્રતિમાઓ હોવાનું કહ્યું, પણ પુદ્‌ગલની સ્થિતિ તેટલા વરસની ન હોવાથી શી રીતે રહી શકે ?

**ઉત્તર૦** શ્રી **ભગવતી** સૂત્રમાં પુદ્‌ગલની સ્થિતિ બતાવી છે, તે દેવ સહાય વિનાની સ્વભાવિક સ્થિતિ વર્ણવેલી છે, પણ જેની દેવ રક્ષા કરે તે તો અસંખ્યાતાં વર્ષ રહી શકે છે. જેમ શ્રી **જંબૂદ્વીપ પ્રજ્ઞપ્તિ** સૂત્રમાં લખ્યું છે કે–

"**ભરતચક્રવર્તી** દિગ્વિજય કરી **ઋષભકૂટ** પહાડ પર આવી, આગળ થઈ ગએલા અનેક ચક્રવર્તિઓનાં નામ લખેલાં જોઈ, એક ચક્રવર્તિનું નામ ભૂંસાડી નાખી, પોતાનું નામ લખે."

હવે વિચાર કરો કે–"**ભરતચક્રવર્તી** પહેલાં અઢાર કોડાકોડી સાગરોપમનો ભરતક્ષેત્રમાં ધર્મનો વિરહ રહેલો છે, તો તેટલા અસંખ્યાતા કાલ સુધી મનુષ્ય-લિખિત નામ રહ્યાં કે નહિ ? રહ્યાં જ રહ્યાં, તો પછી શ્રી **શંખેશ્વર** પાર્શ્વનાથ આદિની મૂર્તિઓ દેવતાની મદદથી રહે, તેમાં શી નવાઈ ?

ઋષભકૂટ આદિ પહાડ શાશ્વતા છે, પણ નામ તો કૃત્રિમ છે. જો નામ પણ શાશ્વતાં હોય, તો તે ભૂંસી શકાય નહિ.

વળી કોઈ કહે કે–'પૃથ્વીકાય તો ૨૨૦૦૦ વર્ષથી વધારે વર્ષ ન રહે, તો શું દેવતા આયુષ્ય વધારવાને સમર્થ છે ?' તેના જવાબમાં કહેવાનું કે–'મૂર્તિ પૃથ્વી-

કાય જીવ નથી, અજીવ વસ્તુ છે. તેને અનુપમ દેવ-શક્તિથી અગણિત વર્ષો પર્યન્ત પણ રાખી શકાય છે, કારણ કે—જૈન શાસ્ત્રાનુસારે કોઈ પણ પુદ્‌ગલ દ્રવ્યનો સર્વથા નાશ અનંતા કાળે પણ ન થાય: અર્થાત્-દ્રવ્યની અપેક્ષાએ તમામ પુદ્‌ગલ શાશ્વતા છે! પર્યાયની અપેક્ષાએ અશાશ્વતા છે!! જેમ પર્વતમાંથી એક પત્થરનો ટુકડો લ્યો, તો તે ટુકડાના પર્યાય બદલાશે પણ બિલકુલ નાશ તો કોઈ કાળે નહિ જ થાય. તે રીતે તમામ પુદ્‌ગલનું સમજવું.'

વળી શ્રી **જંબૂદ્વીપ-પ્રજ્ઞપ્તિમાં** અવસર્પિણી કાલના પહેલા આરાનું વર્ણન કરતાં કહ્યું છે કે—

"ઘાડ વનો, વૃક્ષો, ફૂલ, ફલોથી સુશોભિત, સારસ, હંસ વિગેરે જાનવરોથી ભરેલી, એવી વાવડીઓ તથા પુષ્કરિણી અને દીર્ઘિકાઓથી શ્રી **જંબૂદ્વીપની** શોભા થઈ રહી છે."

વિચાર કરો કે—પહેલા આરામાં આ વાવડીઓ વિગેરે ક્યાંથી આવી? આ **ભરતક્ષેત્રમાં** નવ કોડાકોડી સાગરોપમથી તો યુગલીયા રહેતા હતા. તેઓ તો બનાવે નહિ. જો તે શાશ્વતી છે નહિ, તો પછી કોણ બનાવી? જેમ એ વાવડીઓ એટલાં અસંખ્યાતાં વર્ષની કાયમ રહી, તો પછી દેવતાઓની મદદથી મૂર્તિઓ પણ કાયમ કેમ ન રહે?

૮૦ પ્રશ્ન૦ શ્રી પ્રશ્નવ્યાકરણમાં, પાંચ સંવરદ્વારમાં ચૈત્ય નહિ લખ્યાં ને આશ્રવદ્વારમાં ચૈત્ય લખ્યાં, તેનું શું કારણ?

ઉત્તર૨૦ આ ઠેકાણે પણ ચૈત્યનો દેવમંદિર એવો અર્થ તમામ જૈનો કરે છે, એ ભૂલવું જોઇએ નહિ. શ્રી **પ્રશ્નવ્યાકરણમાં** સંવરદ્વારમાં 'ચૈત્ય' એટલે જિન-મંદિરની સાધુ વૈયાવચ્ચ કરે, તેથી નિર્જરા થાય–એમ સાફ કહ્યું છે. ત્યાં "ચૈત્ય"નો અર્થ ઉલટો કરવો અને અહીં આશ્રવદ્વારમાં તે જ શબ્દનો અર્થ 'મંદિર' કરવો, એ ન્યાય કોના ઘરનો ? ચૈત્યનો અર્થ મંદિર છે, એ સ્વીકાર્યા બાદ તેને જે આશ્રવદ્વારમાં ગણાવેલ છે, તેનું કારણ તે ચૈત્યો મ્લેચ્છાદિનાં સમજવાનાં છે. તે સંબંધી ત્યાં સ્પષ્ટ લખ્યું છે કે—

" कयरे जे ते सो परिया मच्छवं घासाउणिया जाव कूरकम्मकारी इमेव बहवे मिलेच्छाजाति किं ते सव्वे जवणा।"

**ભાવાર્થ**–કોનાં ચૈત્ય ? તો કે–કસાઇ, વાઘરી, માછલાં પકડનાર ધીવર, પક્ષીમાર, યાવત્–મહાક્રૂર કર્મોના કરનારા, ઇત્યાદિક ઘણા મ્લેચ્છ જાતિ, તે સર્વે યવન લોક, દેવલ તથા પ્રતિમા માટે જીવોને હણે, તે સર્વ આશ્રવદ્વાર છે.

એમાં અથવા બીજા કોઈ પણ સૂત્રમાં, શ્રાવક ચૈત્ય કરાવે તો આશ્રવદ્વાર કહેવાય, એમ કહ્યું નથી. સૂત્રકાર મહાપુરૂષ તો મ્લેચ્છ તથા સર્વ યવનજાતિ વિષે કહે છે, તો શું શ્રાવકની કરણી મ્લેચ્છોની બરાબર છે ? મ્લેચ્છોનાં ચૈત્ય આશ્રવમાં લખ્યાં તથા સંવરદ્વારમાં સાધુને ચૈત્યની વૈયાવચ્ચ કરવી લખી. અર્થાત્–સાધુ ઉપદેશ દેઇ ચૈત્યની આશાતના ટળાવે, દેવદ્રવ્ય ખાતા હોય તેને ઉપદેશ દેઇ

તેમાથી છોડાવે, ઇત્યાદિ વૈયાવચ્ચ કરવાથી નિર્જરા થાય, એમ કહ્યુ એથી સ્પષ્ટ થાય છે કે–શ્રી જિનચૈત્યની ભક્તિને આશ્રવદ્વારમા ગણી જ નથી

૮૧ પ્રશ્ન૦ 'ચૈત્ય' શબ્દનો ખરો અર્થ શુ ?

ઉત્તર૦ શ્રી સુધર્માસ્વામિના પરપરાગત આચાર્યોએ 'ચૈત્ય' શબ્દનો જે અર્થ લખ્યો છે, તે ભગવંતના મુખમાથી જ નીકળેલો છે પરમ ઉપકારી કલિકાલસર્વજ્ઞ શ્રીમદ્ હેમચંદ્રાચાર્યે પોતાના "અનેકાર્થ-સંગ્રહ"મા આ પ્રમાણે અર્થ કર્યો છે—

"चैत्य जिनौकस्तद्बिंव, चैत्यो जिनसभातरु ।'

અર્થ–ચૈત્ય કહેતા (૧) જિનમદિર, (૨) જિન-પ્રતિમા અને (૩) જિનરાજની સભાનુ ચોતરાબધ વૃક્ષ

આ સિવાય બીજો અર્થ શાસ્ત્રમા કહ્યો નથી, તેમ થતો પણ નથી અમરકોશ અથવા બીજો ગમે તે કોશગ્રથ જૂઓ તેમા આ સિવાય કોઈ અર્થ કહ્યો નથી માટે આ સિવાય મન કલ્પિત અર્થ કરનારા જુઠ્ઠા સમજવા સૂત્રપાઠોમા જ્યા જ્યા તે શબ્દ વપરાયો છે, ત્યા ત્યા બીજો અર્થ લાગુ પડી શકતો જ નથી

૮૨ પ્રશ્ન૦ 'ચૈત્ય' શબ્દનો અર્થ કેટલાક "સાધુ' કે "જ્ઞાન" કરે છે, તે શુ ઉચિત છે ?

ઉત્તર૦ "ચૈત્ય"નો અર્થ "સાધુ" કે 'જ્ઞાન' કોઇ રીતે થઇ શકે નહિ તેમ શાસ્ત્રના સબધમા તે અર્થ બધબેસતો પણ નથી સાધુને ઠેકાણે તમામ સૂત્રોમાં

"साहु वा साहुणी वा ।"

"भिक्खु वा भिक्खुणी वा।"

એમ કહેલ છે, પણ—

"चैत्यं वा चैत्यानि वा।"

—એવું તો ક્યાંય કહેલ નથી. તથા 'ભગવાન શ્રી **મહાવીર**સ્વામિના ચૌદ હજાર સાધુ હતા.'–એમ કહ્યું છે, પણ–'ચૌદ હજાર ચૈત્ય હતાં'–એમ કહ્યું નથી. એ રીતે વળી બીજા સર્વ તીર્થંકરો, ગણધરો, આચાર્યો વિગેરેના–'આટલા હજાર સાધુ હતા'–એમ કહ્યું છે, પણ 'ચૈત્ય હતાં'–એવા શબ્દો કોઈ સ્થળે નથી.

તથા 'ચૈત્ય' શબ્દનો અર્થ 'સાધુ' કરે, તો પછી સાધ્વીને વાસ્તે નારી જાતિમાં કયો શબ્દ તેમાંથી નીકળી શકશે? કારણ કે–ચૈત્ય શબ્દ સ્ત્રીલિંગમાં બોલાતો નથી.

શ્રી **ભગવતી**સૂત્રમાં (૧) અરિહંત, (૨) સાધુ અને (૩) ચૈત્ય–એમ ત્રણ શરણાં કહ્યાં છે. ત્યાં જો 'ચૈત્ય' શબ્દનો અર્થ 'સાધુ' કરે, તો તેમાં 'સાધુ' શબ્દ જૂદો કેમ કહ્યો? તથા જ્ઞાન કહે તો અરિહંત શબ્દથી જ્ઞાનનો સંગ્રહ થઇ ગયો, કેમ કે–જ્ઞાન અરૂપી છે, તે જ્ઞાની સિવાય હોય નહિ, વાસ્તે ચૈત્યથી જિનપ્રતિમાનો જ અર્થ થવાનો! "અરિહંત" એવો અર્થ પણ સંભવે નહિ: કારણ કે–"અરિહંત" પણ પ્રથમ સાક્ષાત્ શબ્દમાં જ કહેલ છે.

'ચૈત્ય' શબ્દનો 'જ્ઞાન' એવો અર્થ કરવો, એ પણ તદ્દન અસત્ય છે: કારણ કે–શ્રી **નંદીસૂત્રાદિ**માં જ્યાં જ્યાં પાંચ પ્રકારના જ્ઞાનના અધિકાર આવે છે, ત્યાં ત્યાં–

"णाणं पंचविहं पण्णत्तं ।"

—એમ કહ્યુ છે, પણ–

"चेइयं पंचविहं पण्णत्तं ।"

—એમ તો ક્યાય લખ્યું નથી તથા તેના નામ મતિજ્ઞાન, શ્રુતજ્ઞાન, અવધિજ્ઞાન, કેવલજ્ઞાન કહ્યા છે, પણ મતિચૈત્ય, શ્રુતચૈત્ય, અવધિચૈત્ય કે કેવલચૈત્ય ઇત્યાદિ કોઇ ઠેકાણે નથી તથા તે જ્ઞાનના ધણીને મતિજ્ઞાની, શ્રુતજ્ઞાની, કેવલજ્ઞાની ઇત્યાદિ શબ્દથી ઓળખાવ્યા છે, પણ મતિચૈત્યી, શ્રુતચૈત્યી કે કેવલચૈત્યી તો કહ્યા નથી તથા કોઇને જાતિસ્મરણ જ્ઞાન ઉત્પન્ન થયું, તો તેને 'જાતિ-સ્મરણ જ્ઞાન' ઉપજ્યું એમ કહ્યુ છે, પણ 'જાતિસ્મરણ ચૈત્ય' ઉપજ્યું એમ નથી લખ્યું

શ્રી **ભગવતીસૂત્ર**મા જઘાચારણ–વિદ્યાચારણ મુનિઓને અધિકારે 'चेइयाइ'–શબ્દ છે તથા બીજે ઘણે ઠેકાણે તે શબ્દ વપરાએલ છે તેનો અર્થ જ્ઞાન કરશો, તો જ્ઞાન તો એકવચને છે અને 'चेइयाइ' બહુવચને છે, માટે તે અર્થ ખોટો છે વળી શ્રી **નદીશ્વરદ્વીપ**મા અરૂપી જ્ઞાનનું ધ્યાન કરવા જવાની શી જરૂર ? પોતાને સ્થળે બેઠા તે ધ્યાન થઇ શકે છે, માટે ત્યા પ્રતિમાઓની જ મતલબ છે

હવે ચૈત્યનો અર્થ સાધુ કે જ્ઞાન કરનારાઓ પણ ઘણે સ્થળે પ્રતિમાનો અર્થ કરે છે, તેના થોડાક દૃષ્ટાત–

(૧) શ્રી **પ્રશ્નવ્યાકરણ**માં આશ્રવદ્વારે ચૈત્ય શબ્દનો અર્થ "મૂર્તિ" કર્યો છે

(૨) શ્રી ઉવવાઈસૂત્રમાં 'पुण्णभद्द चेइए होत्था।' અહીં ચૈત્યનો અર્થ મંદિર અને મૂર્તિ કહે છે.

(૩) શ્રી ઉવવાઇસૂત્રમાં 'बहवे अरिहंतचेइयाइं।' અહીં પણ મંદિર અને મૂર્તિ એવા અર્થ કહે છે.

(૪) શ્રી ભદ્રબાહુસ્વામિએ શ્રી વ્યવહારસૂત્રની ચૂલિકામાં દ્રવ્યલિંગીઓ "ચૈત્યસ્થાપના" કરવા લાગી જશે, ત્યાં "મૂર્તિની સ્થાપના" કરવા લાગી જશે. એવા અર્થ કર્યો છે.

(૫) શ્રી જ્ઞાતાસૂત્ર, શ્રી ઉપાસકદશાંગસૂત્ર, શ્રી શ્રી વિપાકસૂત્રમાં 'पुण्णभद्द चेइए।' કહી પૂર્ણભદ્રયક્ષની મૂર્તિ વા મંદિરના અર્થ કહે છે.

(૬) શ્રી અંતગડદશાંગસૂત્રમાં પણ જ્યાં યક્ષનાં ચૈત્ય કહ્યાં છે, ત્યાં તેના ભાવાર્થ મંદિર કે મૂર્તિ બતાવે છે.

ઇત્યાદિક પાઠોથી સત્યાસત્યના નિર્ણય કરી લેવા.

૮૩ પ્રશ્ન૦ તીર્થયાત્રા વિષે કયા સૂત્રમાં લખ્યું છે અને તેથી શું લાભ થાય?

ઉત્તર૦ તીર્થ બે પ્રકારે છે. (૧) જંગમ તીર્થ તે ચતુર્વિધ સંઘ અને (૨) સ્થાવર તીર્થ તે શ્રી શત્રુંજય, ગિરિનાર, નંદીશ્વર, અષ્ટાપદ, આબુ, સમેતશિખર વગેરે છે,—જેની જાત્રા જંઘાચારણ વિદ્યાચારણ મુનિવરો પણ કરે છે, એમ શ્રી ભગવતીજી સૂત્રમાં ફરમાવ્યું છે. શ્રી ગૌતમસ્વામીજી પણ શ્રી અષ્ટાપદ પર ગયા હતા.

કર્મશત્રુને જીતનાર એવો જે શત્રુંજય પર્વત, તેના પર અનતા જીવો મોક્ષે ગયા એમ શ્રી **જ્ઞાતાસૂત્ર**મા કહ્યુ છે

શ્રી **આચારાંગસૂત્ર**મા બીજે શ્રુતસ્કધે નીચે પ્રમાણે તીર્થભૂમિ બતાવી છે–

"जम्माभिसेय निक्खमण-चरणनाणुप्पसाय-निव्वाणोदियलोयभवनमदिरनदीसरव्वो मनयरेसु-अट्ठावय उज्जत ते गायगायसप अ धम्मचक्केय पासरहावत्तणय चमरव्याय च वदामि।"

**ભાવાર્થ**–શ્રી તીર્થંકરદેવના જન્માભિષેકની ભૂમિ, દીક્ષા લેવાની ભૂમિ, કેવલજ્ઞાન ઉત્પન્ન થયું તે ભૂમિ, નિર્વાણભૂમિ, દેવલોકના સિદ્ધાયતન, ભૂવનપતિઓના સિદ્ધાયતન, નદીશ્વર દ્વીપના સિદ્ધાયતન, જ્યોતિષી દેવ વિમાનોના સિદ્ધાયતન, **અષ્ટાપદ, ગિરિનાર, ગજપદ** તીર્થ, **ધર્મચક્ર** તીર્થ, શ્રી **પાર્શ્વનાથ**સ્વામિના સર્વે તીર્થ, શ્રી **મહાવીર**સ્વામિ કાઉસ્સગ્ગમા રહ્યા તે તીર્થને હું વદન કરૂ છુ

શ્રી **ભદ્રબાહુ**સ્વામી શ્રી **આવશ્યક-નિર્યુક્તિ**મા ફરમાવે છે કે–શ્રી તીર્થંકરદેવોના જ્યા જન્મ, દીક્ષા, કેવલજ્ઞાન, નિર્વાણ, નિશ્ચે કરી થયા હોય, તે ભૂમિના સ્પર્શથી સમ્યક્ત્વ દૃઢ થાય છે

શ્રી **મહાવીર**સ્વામિના હસ્તદીક્ષિત શિષ્ય, અવધિજ્ઞાનને ધારણ કરનારા, શ્રી **ધર્મદાસગણી** શ્રી **ઉપદેશમાળા** પ્રકરણમા કહે છે કે–શ્રાવક જિનરાજના પાચે કલ્યાણકોની જગ્યાએ યાત્રા નિમિત્તે જાય. સ્થાવર તીર્થની

યાત્રાથી અંતઃકરણની શુદ્ધિ થાય છે.

શ્રી **મહાકલ્પ** સૂત્રમાં તીર્થયાત્રાના ઉત્તમ ફલનું વર્ણન છે. જો કે-આપણે રહીએ તે સ્થળે પણ દેરાસરો હોય છે, પણ તીર્થયાત્રામાં તે કરતાં વિશેષ લાભ રહેલો છે: કારણ કે-ઘર પર વ્યાપાર, રોજગાર, સગા-સંબંધી આદિની ઉપાધિઓ આડી આવે છે. તેમાં જ આખો દિવસ સંકલ્પ-વિકલ્પાદિ રહેવાથી, ધર્મધ્યાનમાં ચિત્ત સ્થિર રહી શકતું નથી. પરંતુ ઘર છોડયા પછી તે સર્વ ઉપદ્રવો દૂર થઇ જાય છે: સાથે અન્ય સ્વધર્મી બંધુઓ હોવાથી, તેમની સાથે ધાર્મિક વાર્તાલાપથી મન પ્રફુલ્લિત થાય છે: શાસ્ત્રનું જ્ઞાન મળે છે: માર્ગમાં અનેક ગામો-શહેરો આવે ત્યાં ઉત્તમ સાધુજનો તથા સુજ્ઞ શ્રાવકોનો જોગ મળવાથી, નવીન શિક્ષા અને બોધ પ્રાપ્ત થાય છે. તીર્થભૂમિ પર એવા ઘણા સજ્જનોની મુલાકાતનો લાભ થાય તથા તેમના સમીપ રહેવાથી ઘણો ફાયદો થાય. ઘર પર આવા મહાત્મા અને ઉત્તમ પુરુષોનો જોગ ક્વચિત જ મળે અને નવરાશ થોડી મળવાથી વિશેષ લાભ ન થઈ શકાય. તીર્થ ભૂમિ પર શ્રી તીર્થંકર, શ્રી ગણધર તથા બીજા ઉત્તમોત્તમ પુરુષોનાં નિર્વાણ થયાં છે, તેથી તેઓ યાદ આવે છે ને તેમના ગુણાનુવાદ કરવાનો ઉત્તમ પ્રસંગ મળે છે. બુદ્ધિ નિર્મળ થવાનું તે એક ખાસ કારણ છે તથા તે પૂજ્ય પુરુષો જે રસ્તે ચાલી ગુણવંત થયા, તે રસ્તે ચાલવાની આપણને પણ ઇચ્છા થાય છે. તે વખતે સંસાર અસાર જેવો લાગે છે તથા તે પર ઉદાસીનતા પેદા થઈ આત્મ-

ધ્યાન કરવાનું મન થાય છે પરભાવમા રમણ કરવાનું મન થતું નથી આત્મિક ગુણોને પ્રગટ કરવાના અનેક સાધનો મળવાથી, તેમા ઉદ્યમવંત બની શકાય છે જે જે પ્રકારે આત્મવિશુદ્ધિ થઈ શકે, તે તમામ ઉપાયો યોજવાની કિંમતી તક મળે છે કેટલાક ધ્યાની પુરુષો પહાડની ગુફાઓમા જઇ, એકાતમા બેસી, આત્મા તથા જડના વિભાગો તથા તે બનેમા રહેલી ભિન્નતાનો વિચાર કરે છે, ધર્મધ્યાનમા તલ્લીન બને છે અને શુકલ ધ્યાનાદિ ધ્યાઇ શકાય તે માટેનો અભ્યાસ કરે છે

વધારે શુદ્ધિનું બીજુ કારણ તો એ છે કે–ઉત્તમ મનુષ્યોના શરીરના પુદ્‌ગલ–પરમાણુઓ ત્યા ફેલાએલા હોય છે તે સર્વે ઉત્તમ હોય છે જ્યારે ક્ષપકશ્રેણિ માડવાની ઇચ્છા હોય, ત્યારે વજ્રઋષભનારાચ સઘયણની પરમાવશ્યકતા છે તે વિના ઉત્તમ ધ્યાન બની શકે જ નહિ તેથી પુદ્‌ગલની સહાયતા પણ જોઇએ જે પુરુષોની મુક્તિ થવાની હોય તેવા ઉત્તમ પુરુષોના શરીરમા, ધ્યાનને પુષ્ટિ આપે એવા પુદ્‌ગલો એકત્ર થએલા હોય છે હવે તે પુરુષો તો નિર્વાણ પામી ગયા, પણ તે પુદ્‌ગલો તેમની નિર્વાણભૂમિમા વિખરાએલા હોય છે ત્યા ઘણ કરીને સારા પુદ્‌ગલોનો જ જત્થો હોય છે અને તે આપણામા દાખલ થાય છે જો કે–ઘણો કાલ વ્યતીત થયો છે, છતા તે સર્વ પુદ્‌ગલો મઈ નાશ પામતા નથી આવી વિશુદ્ધ જગ્યા પર પુણ્યવાન સ્રીપુરુષોને આ નિર્મલ પુદ્‌ગલોનો સ્પર્શ થતા, બુદ્ધિ કેટલી બધી નિર્મલ થતી હશે, તેનો ખ્યાલ અનુભવ સિવાય આવી શક્તો

નથી. કદાચ દુર્ભાગી મનુષ્યને ત્યાં સારાને બદલે ખરાબ પુદ્દગલોનો સ્પર્શ થાય, તો તે તેના કર્મનો જ દોષ છે. મૂખ્યત્વે કરીને તો ત્યાં ઉત્તમ પુદ્દગલોનો જ સદ્દભાવ છે. એ રીતે ઘર કરતાં તીર્થયાત્રામાં કેઇગુણો વિશેષ લાભ મળે છે અને ધર્મધ્યાન નિર્વિઘ્ન અને સુગમ બની જાય છે.

**૮૪ પ્રશ્ન૦** ભગવાનની પૂજા પૂજકને હિતકારી છે, છતાં ચિંતામણિ રત્નની પેઠે તેનું ફલ એકદમ અહીં જ કેમ મળતું નથી ?

**ઉત્તર૦** એ વિષયમાં દીર્ઘ દૃષ્ટિથી વિચાર કરવાની જરૂર છે. હરેક વસ્તુને જે જે કાળે ફળવાનું હોય, તે તે કાળે જ તે ફળે છે. કહેવત છે કે–" ઉતાવળે આંબા પાકે નહિ." જેમ કે–ખેતરમાં બીજ વાવ્યા પછી તેનો સમય પૂર્ણ થયેથી જ ધાન્ય પાકે છે, પહેલાં નહિ. ગર્ભસ્થિતિ પ્રાય: નવ માસ વીત્યા બાદ જ પ્રસૂતિ થાય છે. વનસ્પતિ, ફલ, ફુલ પણ એકદમ પાકતાં નથી. ચક્રવર્તી રાજા, ઇન્દ્રદેવતા પ્રમુખની કરેલી સેવા તત્કાલ નહિ, પણ સમય આવેથી જ ફળ આપે છે. મંત્ર–જંત્ર પણ કોઈ હજાર જાપથી, કોઈ લાખ કે ક્રોડ જાપથી સિદ્ધ થાય છે. રોગ–નિવારણાર્થે કરેલ દવા પણ, સ્થિતિ પરિપકવ થયાથી જ અસર કરે છે. પારો સિદ્ધ કરતાં બહુ વાર લાગે છે. એમ સર્વે કાર્યો પોતપોતાની મુદત પૂરી થએથી ફલ આપે છે. એ જ પ્રમાણે આ ભવમાં ભાવસહિત કરેલી દ્રવ્યપૂજાનું મહત્ પુણ્ય ભવાંતરમાં ભોગવી શકાય છે તથા સામાન્ય પૂજાનું સામાન્ય પુણ્ય તો કવચિત્ આ જન્મમાં પણ ભોગવી શકાય છે. ઉત્તમ

ફ્લ દેનારા કાર્યોમા સમજુ પુરુષોએ ઉતાવળા કે ચિંતા તુર થવું નહિ. ચિંતામણિ રત્ન વિગેરેથી મળતું ફળ પૂજાના ફળના મુકાબલામા કાંઈ ગણત્રીમા નથી તે તો તુચ્છ ફ્લને દેનાર છે વળી તે પરભવમા નહિ, પણ આ મનુષ્યભવ જે ઘણું કરીને અલ્પ સમયને વાસ્તે હોય છે, તેમા જ ફ્લ આપે છે પણ પૂજાથી ઉપાર્જન કરેલ પુણ્યનું ફ્લ બહુ મોટુ હોવાથી, ઘણા કાળ સુધી ભોગવવા લાયક હોય છે તે ઘણો કાળ દેવ વિગેરેના આયુષ્ય સિવાય હોઈ શકતો નથી, તેથી તે મહાન પુણ્ય જીવને બીજા જન્મમા ઉત્પન્ન થયા પછી જ પ્રાય ઉદય આવે છે જો આ ભવમા જ તે પ્રાપ્ત થાય, તો મનુષ્યનું આયુષ્ય સામાન્યપણે અલ્પ હોવાથી તથા મનુષ્ય દેહ રોગી અને જલ્દી નાશવત હોવાથી, તે પુણ્ય રૂપી દોરી ભોગવતા મોત આવવાથી, વચમા જ તૂટી જાય છે તથા દરમ્યાનમા મોત રૂપ મહાદુ ખ ભોગવવુ પડે છે, કે જે દુ ખના મુકાબલામા બીજુ એકે દુ ખ વિશેષ ભયકર નથી એવા મોટા પુણ્યનું ફ્લ ભોગવતા, વચમા મૃત્યુ આવે, એ કેટલુ બધુ અનિષ્ટ ગણાય ? વળી વિચારો કે–

કોઈ ગામડાની તુચ્છ ઝુપડીનો વાસી ગરીબ મનુષ્ય પરદેશ જઇ કરોડો રૂપીઆ કમાઈ પાછો ઘેર આવ્યો તે શું પેલા નાના ઝુપડામા પોતાની અગણિત દોલતનો ભોગ કરી શકશે ? કદી નહિ તેનો ભોગ કરવા સારૂ ભવ્ય મહેલો, હવેલીઓ તે સ્થળે બધાવવી પડશે આમ કરવામા તે જુની ઝુપડીનો અવશ્ય નાશ કરવો જ પડશે. એ પ્રમાણે ઝુપડી જેવુ આ મનુષ્યનું તુચ્છ શરીર છે

અને કરોડો રૂપીઆ રૂપ તે પૂજાનું મહાપુણ્ય છે. જેમ ઝુંપડામાં બેઠાં તે પુરુષ અનર્ગળ દ્રવ્યનો ભોગ કરી શકે નહિ, તેમ આ ક્ષણભંગુર, રોગી મનુષ્યદેહમાં રહ્યો થકો જીવ, મહાપુણ્યનો બદલો ભોગવી શકે નહિ. તથા જેમ તે પુરુષ ઝુંપડી છોડી, મોટા મહેલો બનાવી; તે દ્રવ્યથી વૈભવ માણે, તેમ જીવ પણ પોતાના અલ્પકાળવાળા ઝુંપડા રૂપ શરીરને છોડી, મહેલ રૂપ દેવ વગેરેના ઉત્તમ શરીરને પ્રાપ્ત કરી, તે વડે પુણ્યનો સ્વાદ દીર્ઘ કાળ પર્યંત ચાખે છે. જેમ ઘણી મહેનતે મેળવેલી કિંમતી વસ્તુ લાંબા કાળ સુધી ભોગવતાં છતાં ક્ષય પામતી નથી, તેમ શ્રી જિનપૂજાદિ શુભ કાર્યોથી ઉપાર્જન થએલ પુણ્ય પણ, ઘણા કાળ સુધી ભોગવતાં છતાં ખૂટતું નથી. માટે કોઇ પણ એક વેળા ઉત્કૃષ્ટ ભાવ આવી જાય અને પૂજાથી મહાપુણ્ય બંધાઈ જાય, એટલે તે અનુક્રમે ઉચ્ચ ગતિએ પહોંચાડયા સિવાય રહે નહિ : યાવત્ શ્રી તીર્થંકરગોત્ર પણ શ્રી જિનપૂજાના યોગે ઉપાર્જેલા તથાપ્રકારના પુણ્યથી બંધાય છે.

**૮૫ પ્રશ્ન૦ સૂર્યાભ** દેવતાએ શ્રી **મહાવીર**ભગવાન પાસે નાટક કરવાનું કહ્યું, ત્યારે પ્રભુ મૌન કેમ રહ્યા ? તે સાવદ્ય કરણી હતી માટે ને ?

**ઉત્તર૦** તે વખતે **સૂર્યાભદેવે** શું કહ્યું છે, તે વિષે શ્રી **રાયપસેણી** સૂત્રના નીચેના પાઠનો વિચાર કરો !

" अहण्णं भंते ! देवाणुप्पियाणं भत्तिपुव्वयं गोयमाइणं समणाणं निग्गंथाणं बत्तिसइ बद्धं नट्टविहं उवदंसेमि।"

અર્થ—હે ભગવન્ ! હું આપની ભક્તિપૂર્વક ગૌતમાદિક શ્રમણ નિર્ગ્રંથોને બત્રીશ પ્રકારનું નાટક દેખાડું

સૂત્રકાર તો "ભક્તિપૂર્વક" લખે છે, છતાં તેને મન:કલ્પિતપણે સાવદ્ય કહી દેવું, એ કેટલું બધું અઘટિત છે ? તથા સૂર્યાભે પ્રશ્નાર્થે પૂછ્યું નથી, પણ પોતાની ઇચ્છા જાહેર કરી છે તેવી વાતચીતમાં જવાબ આપવાની જરૂર નિષેધ વખતે જ રહે છે, સ્વીકાર વખતે નહિ અગર સવાલના રૂપમાં પૂછ્યુ હોય, તો સૂર્યાભ જેવો મહા વિવેકી ભગવાનના જવાબ વગર કાર્યનો આરંભ ન જ કરે જેમ કે-કોઈ નોકર અમૂક કામનો હુકમ આપવા સારૂ પોતાના સ્વામિને સવાલ કરે, છતાં તેના હુકમ રૂપ જવાબ મલ્યા સિવાય તે નોકર તે કામ શરૂ કરે, તો તે મહા અવિવેકી અને આજ્ઞાલોપક જ ગણાય પરમ સમ્યક્ત્વવાન સૂર્યાભને તેવો કેમ ગણી શકાય ? ભક્તિની ઇચ્છા જણાવવાના વાક્યમાં મૌન રહેવાથી જ આજ્ઞા સમજાય છે ને નિષેધ કરવો હોય ત્યારે જ બોલવાની જરૂર રહે છે

જેમકે—શ્રાવક ગુરુ પાસે આવી ઇચ્છા જાહેર કરે કે-'હે ગુરુજી ! હું આપને ભક્તિપૂર્વક વંદન કરૂં ' હવે જો ગુરુ કહે કે-"હા, કરો " તો તેથી પોતાના મુખે જ પોતાને વંદન કરવાનું કહેવાથી માનલોભી બને અને જો 'ના' કહે, તો ગુરુવંદનનું કાર્ય સાવદ્ય ઠરી તેનો નિષેધ થઈ જાય એમ-"સુડી વચ્ચે સોપારી "-જેવું થાય, ત્યારે તે કામને નિરવદ્ય જાણી, ગુરુને ચૂપ રહેવા સિવાય કોઈ રસ્તો નથી

વળી કોઇ કસાઈ ગુરુ પાસે આવી એક જીવને તેમની ભક્તિપૂર્વક મારવાનું કહે, તો ગુરુ શો જવાબ આપશે ? જો ચૂપ રહે તો કસાઇ જાણશે કે–" સાધુની આ કામમાં અનુમોદના હોવાથી મને રોકતા નથી." અને તેથી તે મારવા મંડી જશે; પણ જો સાધુ એમ કહે કે–" એ સાવદ્ય કામ હોવાથી, એમાં ભક્તિ ન સંભવે. "–તો જ તે મારતો અટકી જશે.

આજ–કાલના અલ્પજ્ઞાની સાધુ પણ સાવદ્ય–નિરવદ્ય તથા ભક્તિ–અભક્તિના હેતુને જાણી યોગ્ય વર્તન કરે છે, તો પછી જગદ્‌ગુરુ સર્વજ્ઞભગવાન અગર નાટકપૂજાને સાવદ્ય જાણુતા, તો નિષેધ કેમ ન કરતા ?

" ભક્તિપૂર્વક " શબ્દ શાસ્ત્રકર્તાએ વાપર્યો છે, તેથી **સૂર્યાભ**દેવની ભક્તિ પ્રધાન છે અને ભક્તિનું ફલ શ્રી **ઉત્તરાધ્યયન** સૂત્રના ૨૯ મા અધ્યયને મોક્ષ સુધીનું કહ્યું છે. ક્ષાયિક સમ્યક્‌ત્વી, એકાવતારી, ત્રણ જ્ઞાનનો ધણી **સૂર્યાભદેવ** શું દેવ–ગુરુની ભક્તિના વિધિને નહિ જાણતો હોય ? વળી ભગવાન તથા બીજા સૂત્રકારોએ પણ તે કાર્યનો ભક્તિમાં સમાવેશ કર્યો છે અને તેથી જ તેનો નિષેધ નથી કર્યો.

અગર મૌન રહેવાથી જ નિષેધ થઇ જવાનું કહેશો, તો શ્રી **ભગવતી**સૂત્રના શતક ૧૧ માં કહ્યું છે કે–શ્રી **વીર-પ્રભુ**ની સન્મુખ **ઋષિભદ્ર**ને ઘણા શ્રાવકોએ તેની પ્રશંસા સાંભળી વંદન કર્યું, અપરાધ ખમાવ્યા. તથા બારમા શતકે પણ એવો અધિકાર છે કે–**શંખજી** શ્રાવકની પ્રશંસા

ભગવાનના મુખે સાંભળી, તેમની ખૂબ જ વંદણા કરી અને તે **શંખજી**ને ઘણા શ્રાવકોએ ખમાવ્યા છે. આ બન્ને ય પ્રસંગોએ ભગવાન તો ચૂપચાપ રહ્યા હતા. અગર ભગવાનના મૌનના કારણે આ કાર્યોને આજ્ઞાબહારનાં કહેશો, તો તે ચાલવાનું નથી: કારણ કે-' ભગવાને જાણતાં છતાં ઉપર પ્રમાણે શ્રાવકોની પ્રશંસા કેમ કરી તથા વંદન કરતાને નિષેધ્યા કેમ નહિ ? '-એવો પ્રશ્ન ઉભો થશે.

શ્રી **જીવાભિગમ**, શ્રી **ભગવતીજી** તથા શ્રી ઠાણાંગસૂત્રમાં દેવતાઓ શ્રી **નંદીશ્વર દ્વીપમાં** અઠ્ઠાઈ મહોત્સવ નાટક ઇત્યાદિ કરે, તેમને આરાધક કહ્યા છે પણ વિરાધક નહિ.

શ્રી **રાયપસેણી**, સૂત્રમાં પણ **સૂર્યાભ**દેવના સેવકોએ સમવસરણ વિષે ભગવાનને કહ્યું, ત્યારે ભગવાને તેમની પ્રશંસા કરી છે. શ્રી **જ્ઞાતાસૂત્ર** વિગેરેમાં કહ્યું છે કે-શ્રી **પાર્શ્વનાથજીની** અનેક સાધ્વીઓ ચારિત્ર વિરાધી તાપસણીઓ બની અને અજ્ઞાન તપસ્યાના પ્રભાવે દેવીઓ થઇ. તે દેવીઓએ ભગવાન શ્રી **મહાવીર** પરમાત્માની સન્મુખ બહુવિધ નાટક કર્યું, જેનું ફલ **ગૌતમસ્વામિના** પૂછવાથી ભગવાને ફરમાવ્યું કે-

"આ નાટકની ભક્તિ કરી તેઓ એકાવતારીપણાને પ્રાપ્ત થઇ છે."

કેટલાક કહે છે કે-'**મૃગાપૃચ્છામાં** પણ સાધુ મૌન ધારણ કરે, તો ત્યાં શો અર્થ સમજવો ?' મૃગાપૃચ્છામાં સાધુને મૌન રહેવાનું ક્યાંય પણ કહ્યું નથી. શ્રી **આચારાંગ** સૂત્રના બીજે શ્રુતસ્કંધે કહ્યું છે કે—

" जाणं वा नो जाणं वदेज्जा । "

**અર્થાત્**—સાધુ જાણતા હોય તો પણ કહે કે—હું નથી જાણતો, મેં જોયાં નથી.

શ્રી **ભગવતી**સૂત્રના આઠમા શતકના પહેલા ઉદ્દેશામાં લખ્યું છે કે—

" **मणसच्चजोगपरिणया, वयमोसजोगपरिणया।** "

**અર્થાત્**—મૃગાપૃચ્છાદિમાં મનમાં તો સત્ય છે અને વચનમાં મૃષા છે.

શ્રી **સૂયગડાંગ** સૂત્રના આઠમા અધ્યયને ભગવાન ફરમાવે છે કે—

" **सादियं न भूतं वया, एस धम्मेवुसिमओ।** "

મૃગાપૃચ્છાદિ વિના અસત્ય ન બોલે, એ સંયમીઓનો ધર્મ છે. **અર્થાત્**—તે વખતે અસત્ય ભાષા બોલે એવી પ્રભુની આજ્ઞા છે.

૮૬ **પ્રશ્ન૦** જ્ઞાનની મહત્તા વિશેષ કે ક્રિયાની ?

**ઉત્તર૦** જ્ઞાન વિના કયું સત્ય અને કયું અસત્ય, તેની ખબર પડતી નથી. જ્ઞાન વિના જગતનું સ્વરૂપ સમજાતું નથી. જ્ઞાન વિના દેવ, ગુરુ અને ધર્મનાં લક્ષણો જાણી શકાતાં નથી. જ્ઞાન વિના ધર્મક્રિયાઓ અંધક્રિયાઓની માફક અલ્પ ફલને દેનારી છે. શુદ્ધ જ્ઞાન વિનાની ક્રિયા તો માત્ર અજ્ઞાનકષ્ટ છે. તેનાથી ઉચ્ચ ગતિ પામીશકાતી નથી : કારણ કે—**જમાલી, ગોશાળા** પ્રમુખે ક્રિયા પૂરી પાળી : તેમના જેવી દયા

કોણ પાળી શકવાનું હતું? છતાં ભગવાનની આજ્ઞા બહારની કરણી હોવાથી સંસારનો ક્ષય કરી શક્યા નહિ. જેઓ એકાન્ત ક્રિયાકષ્ટથી, મોટો ડોળ કરી, ગુરુ બની, લોકને ઠગે છે, તેઓએ વિચારવું જોઇએ કે–જમાલી પ્રમુખની કરણી પાસે તેમની ક્રિયા શા હિસાબમાં હતી? મિથ્યાત્વીપણે કરેલી ક્રિયા વડે દેવગતિ આદિનાં સુખો, ભલે મળે, પણ તેથી સંસારભ્રમણતા કાંઇ ઓછી થતી નથી. વનમાં વસનારા, હાથમાં જ ભોજન કરનારા, મહા પરીષહોને સહન કરનારા, નગ્નપણે ફરનારા, વ્રતધારી અને તપસ્વી મિથ્યાત્વી ઋષિ–મુનિઓના હિસાબે હાલમાં કોઈ લક્ષાંશ ભાગની ક્રિયા પણ પાળતું જણાતું નથી, તો કેવળ ક્રિયાપક્ષીએ તો તેવા જ ગુરુને ધારવા જોઈએ.

શાસ્ત્રકાર કહે છે કે–" કરોડો વર્ષ પર્યંત પંચાગ્નિ તપ–જપ કરીને અજ્ઞાની ક્રિયાવાદી આત્માની જે શુદ્ધિ કરી શક્તો નથી, તેટલી આત્મશુદ્ધિ જ્ઞાની મનુષ્ય એક શ્વાસોચ્છ્વાસ માત્રમાં કરે છે. "

શ્રી ભગવતીસૂત્રમાં ફરમાવ્યું છે કે–" ક્રિયાથી ભ્રષ્ટ થએલો જ્ઞાની દેશથી વિરાધક છે ને સર્વથી આરાધક છે; જ્યારે જ્ઞાનથી ભ્રષ્ટ ક્રિયા કરનાર દેશથી આરાધક છે, પણ સર્વથી વિરાધક છે. "

માટે જ કહ્યું છે કે–

" पढमं नाणं तओ दया ।"

અર્થાત્–ક્રિયા કરતાં જ્ઞાન પ્રથમ દરજ્જે છે.

"હિંસામાં પાપ છે."–એવું પ્રથમ જ્ઞાન થવાથી જ હિંસાની ક્રિયાથી દૂર રહેવાશે, અન્યથા નહિ. માટે શુદ્ધ જ્ઞાનપૂર્વકની ક્રિયા જ સંસારનો પાર પમાડવાને માટે સમર્થ છે, એમ સમજીને સમ્યગ્જ્ઞાનનું ઉપાર્જન કરવાને માટે ઉદ્યમ કરવો જોઇએ.

પરંતુ એય ધ્યાનમાં રાખવું કે–જ્ઞાન, એ દયા પાળવાને માટે છે, પણ દયાને ઉંચી મૂકવા માટે નથી. દયા કે દયાને લાવનારી ક્રિયા–એની જ જો કિંમત ન હોત, તો એ માટે મેળવેલા જ્ઞાનની પણ કિંમત કાંઇ જ ન હોત. દુનિયામાં જીવવાની કિંમત છે, તો જ ખાવાની કિંમત છે. જો જીવનની જ કિંમત ન હોત, તો તેને ટકાવવા માટે ખાવાની કિંમત પણ કદી હોઇ શકત નહિ. એ જ ન્યાયે દયાની કિંમત છે, માટે જ દયાને લાવનાર જ્ઞાનની કિંમત છે. તપની કિંમત છે, માટે જ તપનો મહિમા સમજાવનાર જ્ઞાનની કિંમત છે. શ્રી જિનપૂજા કિંમતી છે, માટે જ શ્રી જિન અને તેની પૂજાનો પ્રભાવ સમજાવનાર જ્ઞાન કિંમતી છે. એથી વિપરીત સમજાવનાર જ્ઞાનની કિંમત, શ્રી જૈનશાસનમાં ફૂટી કોડીની પણ નથી.

મોક્ષને માટેની ક્રિયા પ્રત્યે ભાવ પેદા કરનાર જે જ્ઞાન છે, તેને જ સમ્યગ્જ્ઞાન માનેલું છે. મોક્ષ જેટલો મહાન છે, તેટલું જ તેની પ્રાપ્તિના ઉપાયોને સમજાવનાર જ્ઞાન મહાન છે. જે જ્ઞાન મોક્ષ અને મોક્ષમાર્ગથી પરાઙ્મુખ બનાવે, ભવવૃદ્ધિના માર્ગે ચઢાવે, તપ સંયમ અને જિનપૂજાદિ સદનુષ્ઠાનોથી આત્માને ચૂકાવી દે, તે

જ્ઞાનને શાસ્ત્રકારોએ મિથ્યાજ્ઞાનની ઉપમા આપી, હેય તરીકે પ્રતિપાદન કરેલ છે સંસાર જેટલો હેય છે, તેટલુ જ તે સસારવૃદ્ધિના માર્ગે લઇ જનારૂ જ્ઞાન પણ હેય છે તેવા મિથ્યાજ્ઞાનને મેળવવા કરતા, અજ્ઞાની કે અલ્પજ્ઞાની રહેવુ હજારો ગુણુ સારૂ છે સમ્યગ્જ્ઞાનીની નિશ્રાએ રહેલ અજ્ઞાની કે અલ્પજ્ઞાનીનો મોક્ષ થાય છે, પરન્તુ મિથ્યાજ્ઞાનીની સિદ્ધિ શાસ્ત્રકારોએ કહી નથી

સમ્યગ્જ્ઞાન, એ જીવને જિનપૂજાદિ શુભ કરણીમા જોડે છે, તેથી તે જ્ઞાનની વૃદ્ધિ કરવા માટે તનતોડ પ્રયાસ કરવો, એ સમ્યગ્દૃષ્ટિ આત્માઓનુ પરમ કર્તવ્ય છે. આ પુસ્તકમા થોડુ પણ સમ્યગ્જ્ઞાન જ આપવા માટેનો યથાશક્ય પ્રયાસ કરવામા આવ્યો છે તેનો ભવભીરૂ યોગ્ય આત્માઓ, લેવાય તેટલો લાભ લેઇ, સ્વપરનું શ્રેય. સાધે અને શ્રી જિનભક્તિમા તલ્લીન બને, એજ અભ્યર્થના

